૨૬૮૦

# વીરમંડળ.

દ્વિતીય ભાગ.

## વિદેશી વીર.

દોહરો.

"જનનીં જણુતો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, રખે ગમાવે નૂર."

નારાયણ હેમચંદ્ર

પ્રણીત.

મુંબઈ,

નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત.

સંવત ૧૯૪૩. સન ૧૮૮૭.

૨૯૮૦

# વીરમંડળ.

## દ્વિતીય ભાગ.

# વિદેશી વીર.

દોહરો.

"જનની જણુતો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિતો રે'જે વાંઝિણી, રખે ગમાવે નૂર."

નારાયણ હેમચંદ્ર
પ્રણીત.

મુંબઈ,

નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત.

સંવત્ ૧૯૪૩. સન ૧૮૮૭.

# उत्सर्ग.

## શ્રી કચ્છાધિપતિ મહારાજાધિરાજ મિરઝાં મહારાવ
## શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર.

મહારાજ—મહારાવ,

યુરોપાદિ ખંડમાં વસનાર પ્રજાઓને વીરપુરુષોનાં જીવનચરિત્ર દ્વારાએ સુગમતાથી પ્રાપ્ત થતો સદ્બોધનો લાભ ગુર્જરભાષામાં એવાં ચરિત્રોના અભાવને લીધે, ગુર્જર લોકોને દુર્લભ થઇ પડેલો જોઇ, વીરમંડળ (પ્રથમ ભાગ) રૂપે એક લઘુ પુસ્તકમાં, તેવાં કોઇ કોઇ દેશી ચરિત્રનો સમાવેશ કરી, તે ન્યૂનતા કેટલેક અંશે દૂર કરવા મેં પ્રયત્ન કર્યો હતો, તેનો મુજ જેવા—દુર્બલ છતાં, વિસ્તીર્ણ વિદ્યાસાગરમાંથી યથાશક્તિ રત્નો હરણ કરવાને મથતા—રંકજનને આશ્રય આપવા આપ ગુણગણાલંકૃત, પરમ કૃપાળુ મહારાજાએ, આપની સ્વાભાવિક ઉદારતા, દેશોન્નતિકારક ઉત્સાહ, અને વિદ્યાવૃદ્ધિમાં નિરંતર શુભેચ્છા આદિકથી, સ્વીકાર કર્યો હતો. અને તેથીજ વિશેષ આકૃષ્ટ થઇને આ વિદેશીય વીરમંડળ નામે તેનો દ્વિતીય ભાગ, આપના યુરોપમાં પ્રવાસાર્થે નિર્ગમનના આ શુભ સમયે, એક મંગળ પુષ્પાંજલિરૂપે આપના ચરણ કમલ સમીપ સમર્પવા આજ્ઞા માગુ છું.

મુંબઈ,
તા૰ ૨૯ મી એપ્રિલ ૧૮૮૭

વિનયાવનત
નારાયણ હેમચંદ્ર.

# અનુક્રમણિકા.

# વીર-મંડળ.

## બીજો ભાગ.

# વિદેશી-વીર.

## કર્તવ્યનિષ્ઠ પ્રેમાવતાર મ્યાટ્સિનિ.

પંડિતો કહે છે કે હૃદયની શક્તિ સર્વ શક્તિ કરતાં શ્રેષ્ઠ છે, તેઓ કહેછે કે હૃદયશક્તિ પૃથ્વીની મૂળ શક્તિ છે, અને સઘળી શક્તિ તેની છાયા અથવા પ્રતિકૃતિ છે. હૃદયશક્તિના પ્રાબલ્યથીજ માણસ દેવતા અથવા ઈશ્વરાવતાર બને છે. હૃદયશક્તિનું બીજું નામ પ્રેમ શક્તિ છે. એક પ્રેમનાં વિકાશને લીધે આત્મામાં પરમાત્માનો યોગ થાય છે, અને એજ પ્રેમના વિકાશથી જગત્નાં નરનારી જીવ જંતુ આદિ સઘળા સૃષ્ટ પદાર્થની સાથે આત્માનો ઘણો પાસેનો યોગ્ય થાય છે. મનુષ્ય કેવો છે? ન્હાનાથી પણ ન્હાનો; કીટાણુવત-દુર્બલ-શક્તિ વગરનો છે. ક્રોડો સૃષ્ટ પદાર્થની એક ન્હાની પેદાશ માનવસમાજ છે, તે સિંધુનું એક બિંદુ છે; અને એક એક માણસ પણ તે બિંદુનો એક અતિતર સૂક્ષ્મ હિસ્સો છે. બિંદુનું માપ થઇ શકેછે, પરંતુ તે એક માણસ જેકે સ્વતંત્ર રીતથી ન્હાનામાં ન્હાનો છે તેનું માપ થઇ શકતું નથી. જ્યારે અગણ્ય ચંદ્રતારાથી ભરપૂર નભોમંડલની તરફ જોઇયે છિયે અને જોઇયે છિયે વિસ્મય પૂર્ણ વિચિત્ર સૌન્દર્ય લીલા ક્ષેત્ર ત્યારે મનમાં આવે કે આ પૃથ્વી ઉપર મનુષ્ય છે તે શું છે તેની ગણતરી શું કરું?–મનુષ્ય ક્યાં? જ્યારે બિંદુ એક વાર સૃષ્ટિ સિંધુમાં વિલીન થઇ જાયછે, તેનું માપ પણ કરી શકાતું નથી. ત્યારે પરમાણુને વિભિન્ન કરતાં કરતાં અંતે એટલું તો તેનું બારીક રૂપ થાય છે કે તેની કલ્પના પણ થઇ સકતી નથી ત્યારે અતિ ન્હાનો, અતિ સૂક્ષ્મ અને અતિ સંકીર્ણ મનુ-

ષ્યને વિભિન્ન અવસ્થામાં વિચાર કેમ થાય ? વિચાર કરશો તો સમજશો કે સૃષ્ટિની સાથે તુલનામાં માણસ કેટલો ન્હાનો છે. પરમાણુ મળવા લાગ્યાં,–તે મળતાં મળતાં પ્હાડ થયો, પ્હાડ થયો–નદી થઇ-સર્વ મળીને સૃષ્ટિમાં સિંધુ ઉત્પન્ન થયો. વળી ન્હાના માનવ-પરમાણુ પણ મળવા લાગ્યાં, મળતાં મળતાં કેટલો મ્હોટો માનવસમાજ થયો. કેટલી ન્હાની વસ્તુ કાળાંતરે મ્હોટી થઇ છે ! કેટલું જ્ઞાન, કેટલું વિજ્ઞાન, કેટલું દર્શન, કેટલા કાવ્ય માણુસના મગજમાંથી નિકળ્યાં છે ! સમષ્ટિમાં માણસ કેટલો મ્હોટો છે. દશ માણસનું જ્ઞાન મ્હારી ચારે તરફ છે તેથીજ હું આટલો શીખ્યું છું. દશ જણના વિચારના સ્રોતમાં હું ઘેરાઇ ગયોછું તેથીજ તે સ્રોતને આધારે ચાલુંછું. વંશ પરંપરાનું જ્ઞાન, શિક્ષણ, ધર્મબળ, ચરિત્રબળ મને પછવાડેથી ધક્કો મારીને. આગળ કરેછે, તેથીજ આજ આટલો ઉન્નત થયોછું. ધીરે ધીરે પૃથ્વી ઉન્નત થાય છે. તે આ જ માટે છે, એકની મદદવડે બીજાને મળ્યું છે. સમષ્ટિની એકત્ર શક્તિ શિવાય માણસ ઘણો ન્હાનો છે. અતિ અનુન્નત છે. જો પૃથ્વીનો કોઈ માણસ કોઇ માણસને માટે વિચાર નહિ કરત, કોઈ માણસ પોતાના મગજને કામે લગાડીને માણસને માટે કંઇ જ્ઞાન વિજ્ઞાન સંચય કરીને નહિ રાખત–સામાજિક તથા ધર્મનૈતિક, પરિવારિક અથવા પારલૌકિક કોઈ તત્વ જો નહિ મૂકી જાત તો પૃથ્વી કદી આજ આટલી ઉન્નત થાત નહિ. એકના બળથી બીજાનું બળ, એકના જ્ઞાનથી બીજાનાં જ્ઞાનની વૃદ્ધિ થાયછે. પરસ્પર ઉપર આધાર રાખવો પડશે. ગમે તો ઘરમાં રહિયે, ચાહેતો ઘરથી બહાર હોઈયે-જો મનુષ્ય થવા ઇચ્છા રાખતા હો તો પરસ્પરનું દાન ગ્રહણ કરવું પડશેજ. ઉપેક્ષા કરવાનું રાજ્ય અહિ નથી. મહાસિંધુનું મહાબિંદુ જૂદું રહી શકશે નહિ, મળશે ને મળશેજ. મળતાં મળતાં, પામતાં પામતાં, લેતાં લેતાં પૃથ્વીએ આજ કેટલી ઉન્નતિ મેળવી છે, જ્ઞાન ગરિમાથી કેટલી મ્હોટી થઇછે. સ્પેન્સર વિલાયતમાં બેશીને જ્ઞાન આપે છે, હું અહિ બેશીને લઉંછું, કેશવચંદ્રે ભારતમાં બેશીને જ્યોતિ ફેલાવી છે, પૃથ્વી તે લે છે અને લેશે. સર્વ માનવ પરમાણુ મળીને એકઠાં થઇને એક મહાસિંધુ થયો, તે સિંધુનું નામ સમાજ છે. સમાજે આજ સંકીર્ણ સાંપ્રદાયિકતા પ્રવેશ કરાવીને વિવાદ વિસંવાદ નખાવીને વિચ્છેદની આગ

સળગાવી મૂકી છે અને તેનાથી સત્યાનાશ વળ્યું છે. તે હું જાણુંછું, પરંતુ તે સ્વાર્થમાં આંધળા થયલા માણસના શિવાય બીજું કંઇજ નથી. સમાજ એક કિનારા વગરનો સમુદ્ર છે. ખ્રિસ્તી, મુસલમાન, હિંદુ, બૌદ્ધ સર્વ મળીને એક મહાસિંધુ છે. સર્વ મળીને એકઠો થયલો એક આકાર છે. ન્હાનો મ્હોટો, ધનવાન ગરીબ, જ્ઞાની મૂર્ખ-સર્વ એકાકાર છે. આપવું દેવું ચાલેછે-પ્રાણે પ્રાણે અદલ બદલ થાયછે-સામ્પ્રદાયિકતાની શક્તિ પરાસ્થ થાયછે, એક મહાવાણીના દુર્જય અવાજથી સર્વ મળીને એકાકાર થઈ જાયછે. બિંદુ ઉઠે છે-સિંધુમાં મળેછે. પરપોટા ઉત્પન્ન થાયછે-જૂદા નાશ પામીને સિંધુમાં મળેછે. એક સૂત્રથી સર્વ બંધાયલા છે. સત્યયુગમાં, કલિયુગમાં, દ્વાપરમાં, ત્રેતામાં દુર્ભેદ્ય દઢ બંધનમાં બંધાયલું છે; શતાબ્દીથી શતાબ્દી સુધી દઢ બંધનમાં બંધાયલા છે, કાળિદાસ અને સેક્સપિયર, શંકરાચાર્ય અને બુદ્ધદેવ, ન્યુટન અને ગ્યારિબલ્ડી, ચૈતન્ય અને ઈશુખ્રિસ્ત, સ્પાર્‌સિનિ અને પાર્કર-સર્વ એક દુચ્છેદ્ય શૃંખલામાં આબદ્ધ છે-તે શૃંખલ પાછી હવાણુંના નરનારીને અલક્ષિત ભાવથી બાંધી રાખે છે. આ જે સૂત્ર છે, આ જે બંધન છે, એ મહા બંધનછે-મહામાયાનું મહામાયા બંધન છે. એનું બીજું નામ પ્રેમ છે. પ્રેમ પેહેલું બંધન છે, જ્ઞાન પછીનું. પ્રેમથી મળ્યો,-ત્યારે જ્ઞાન મેળવ્યું, જડ જગતને પ્રેમાલિંગન કરીને માણસે જ્ઞાન મેળવ્યું, જડજગતને આલિંગન કરીને દર્શન મેળવ્યું. પ્રેમ પેહેલાં હતો તેથીજ આ સર્વ બન્યું છે, અને સર્વ મેળવ્યું છે. પ્રેમ મૂળમાં હતો તેથીજ સર્વે પરસ્પરનું વિશેષત્વ લઈ શકયા-જ્ઞાની થવાને શક્તિમાન થયા છિયે. પ્રેમમાં જગત્ બંધાયું હતું તેથીજ હવાણુંની સદી આગળની સદીની ઉત્પન્ન કરેલી વસ્તુની ઉત્તરાધિકારી થઇ છે. પુત્ર પિતાનું ઐશ્વર્ય પામ્યો છે. ન્હાનો સરખો માણુસ એક પ્રેમથીજ ઉચ્ચ મનુષ્યત્વમાં આજ આટલો અધિષ્ઠિત થયો છે. મનુષ્ય પ્રેમનો અવતાર છે. તેથીજ મનુષ્ય આજ શ્રેષ્ઠ જીવ થયોછે-જ્ઞાનમાં, વિજ્ઞાનમાં, વિદ્યા બુદ્ધિમાં આજ આટલો ઉન્નત છે. આ જે પ્રેમનો મહાસમુદ્ર અલક્ષિત તો પણ ઉજ્વલ,-ભરતી વગરનો તો પણ વિહ્વલ છે; આ સમુદ્રમાં માણુસ પડીને, મળીને કેવળ પાન કરેછે. ક્ષુદ્ર માનવ-પરમાણુ સર્વ એકવાર પાન કરીને જૂદા થાયછે-જૂદા થઇને પોતાનું અસ્તિત્વ જગત્‌માં પ્રચાર કરેછે, પાછો સ્વાતંત્ર્યને

સાગરમાં ડુબાડે છે. એકવાર અહંપણું આવેછે, પાછો તમારામાં ડુબે છે-જગતને ડુબાડે છે-કિનારો ભૂલીને કિનારા વગરમાં મળેછે. સર્વ પરમાણુ જૂદાં છે, વળી સર્વ પરમાણુ એકાકાર છે. એકવાર સર્વ લેવા દેવાને માટે મળેછે. ડુબતાં ડુબતાં પાન કરતાં કરતાં, એક એક જણુ, મહા માયાના મહા પ્રેમમાં મત્ત થઈ જાયછે. પોતાનું અસ્તિત્વ જગતના અસ્તિત્વમાં મેળવીને એક થઇ જાયછે. તેઓને પોતાનું કહેવાનું બીજું કંઇજ રહેતું નથી,-આખું જગત્ તેઓનું પોતાનું થઈ જાયછે-અથવા તેઓ જગત્‌ના થઇ જાયછે; એવા થઇ જાયછે કે મનુષ્ય જોઇને આશ્ચર્ય થઇ જાયછે. ત્યારે તેઓના હૃદયમાં સ્વાર્થ હોતો નથી કેવળ પરાર્થ હોયછે, સંકીર્ણતા હોતી નથી કેવળ ઉદારતા હોય છે,-હદ હોતી નથી કેવળ અસીમતાની લીલાની રમત જોઇને ચમકિત, વિસ્મિત થઈ જાયછે. મનુષ્ય મનુષ્યનું આવું અલૌકિક રૂપ જોઇને મનુષ્ય જાણીને ઓળખી શકાતો નથી. મનુષ્યની બુદ્ધિ વિદ્યા પરાસ્ત થઈ જાયછે. ચિંતા અને જ્ઞાન વિલુપ્ત થાયછે-ચુપ થઇને મનુષ્ય મનુષ્યોને પ્રેમનો અવતાર નહિ કહેતાં ઇશ્વરાવતારથી પૂજા કરેછે. બુદ્ધદેવ, નાનક, ચૈતન્ય, ઇશુખ્રિસ્ત એવાસ્તે આજ જગત્‌માં ઇશ્વરાવતાર છે. એ કારણુથી આજ વળી કોઇ એક દેશદર્શી બંગાળાનો પંડિત શ્રીકૃષ્ણને ઇશ્વરાવતારથી સાબેત કરવાની કોશેશ કરેછે. અસીમમાં સીમત્વ છે. સિંધુમાં બિંદુત્વ છે, પરંતુ સીમા અને બિંદુમાં અસીમ સીમા પ્રાપ્ત છે-સિંધુ બિંદુ પ્રાપ્ત છે. બિંદુ કહ્યાથી સિંધુને સમજાતો નથી. બિંદુમાં સિંધુનો હિસ્સો રહી શકે, પરંતુ બિંદુ સિંધુ નથી. આ વાત પૃથ્વીનાં નરનારી સમજી શક્યાં નથી. ઝાડમાં ઇશ્વર છે, ફલમાં ઇશ્વર છે, ફુલમાં ઇશ્વર છે, પાણીમાં ઇશ્વર છે, સ્થળમાં ઇશ્વર છે એ વાત ખરી છે; પરંતુ તે જાણીને ફુલને ઇશ્વર કહ્યાથી ઇશ્વરને કંઈ કહેવાઈ શકાતો નથી;-સિંધુ જ્યાં બિંદુ થઇ ગયું છે; ત્યાં અનંત પૂર્ણ-સ્વરૂપ સંકીર્ણ થઇ ગયું. મ્હારામાં જ્ઞાન છે, પરંતુ તેથી તે જ્ઞાન મ્હારા લોહી માંસની અંદર નથી. મ્હારામાં ઇશ્વર છે પરંતુ તેથી હું ઇશ્વર નથી. બિંદુ સિંધુનો એક હિસ્સો છે, પરંતુ બિંદુને સિંધુ કહ્યાથી સિંધુને કંઈ કહેવામાં આવ્યું નહિ આ વાત ઘણાકો સમજ્યા નથી. આજ પણ ઘણાકો સમજતાં નથી. સમજતાં નથી તેથીજ આજ ચૈતન્ય અને ઇશુખ્રિસ્ત ઇશ્વરના અ-

વતારથી પૂજાયછે. ગમે તે હોય, મનુષ્ય પોતાનું અસ્તિત્વ જગત્‌ની સાથે મેળવીને એક કરી શકેછે, તે વાત ખરી છે;— મનુષ્ય પોતાના સ્વાર્થને પરાર્થ કરી શકશે, તે નિશ્ચય છે, યુગે યુગે પૃથ્વીમાં આવા સ્વાર્થ-વિવર્જિત પુષ્કળ મહાત્મા જન્મ્યા છે. ઓગણીસમી સદીના સ્વાર્થ વિવર્જિત, પર દુઃખમાં કાતર, ભોગ વિલાસ વિરત મ્યાટ્‌સિનિ આનું જ્વલંત દષ્ટાંતનું સ્થળ છે. ઓગણીસમી સદીમાં પ્રેમનો અવતાર મહાત્મા મ્યાટ્‌સિનિ છે. એક પ્રેમથી મ્યાટ્‌સિનિ દરિદ્ર અને અસહાય થઇને પણ ઘણો શક્તિશાળી-જ્ઞાની-પૃથ્વીનો પૂજ્ય છે. એ મહાત્માના ઉદ્દેશમાં પ્રબંધારંભમાં સેંકડો પ્રણામ કરૂંછું. એ પ્રાતઃસ્મરણીય છે,—એ પ્રતિભાશાળી વીર છે—એ શક્તિ છે. જે શક્તિના પ્રભાવથી ઇટાલિ આજ પાછું ઉઠયું છે, એજ તે શક્તિનો અવતાર છે.

મ્યાટ્‌સિનિને પ્રેમની ખાણ કહિયે તો ચાલે, મ્યાટ્‌સિનિ કાહયે તો પણ ચાલે. જીવનના અતિ પ્રત્યુષમાં—ફુટતાં બાળ્યકાળમાં તેણે પ્રેમની લીલા રમવાનો આરંભ કર્યો હતો. જ્યારે મ્યાટ્‌સિનિની ઉમ્મર ૭ વર્ષની હતી ત્યારે એક વેળાએ માની સાથે ઉપાસનાલયમાં ગયો હતો. સીડી ઉપર એક વૃદ્ધ ભિક્ષુક બેઠો હતો. મ્યાટ્‌સિનિએ જોતાંજ વ્યગ્ર થઇને ભિક્ષુકની પાસે જઇને ગળામાં હાથ નાંખીને મુખ ચુંબન કર્યું, અને માને કાતર-સ્વરથી કહ્યું “મા એને કંઇ આપો” બાળકે પ્રથમ સંસાર જોવાને દિવસે આવો આશ્ચર્ય વ્યવહાર કર્યો તે મધુર વાતે માનો કાનમાં અમૃતનો સંચાર કર્યો,—તે વાત મા કદી પોતાના જીવનમાં ભૂલી શકી નહિ. વૃદ્ધ ભિક્ષુકે અજાયબ થઇને તેની માને કહ્યું “હે બાઈ! એના ઉપર સારી રીતે પ્રેમ રાખ; તે એવો પુરુષ થશે કે તે જનમંડળ ઉપર પ્રેમ રાખશે.” પૃથ્વીના બાળકો જ્યારે ધૂળની રમતમાં રત હોયછે ત્યારે મ્યાટ્‌સિનિના પ્રાણમાં પ્રેમનું આવું આવરણ પડ્યું- દુઃખીનાં દુઃખો દૂર કરવા એજ બાળકની રમત થઈ, દુઃખીના દુઃખની વાતો સાંભળવી એજ તેની ખુશી થઈ, જ્યાં સુધી મ્યાટ્‌સિનિની મા ભિક્ષુકને સંતુષ્ટ કરીને વિદાય નહિ કરતી, ત્યાં સુધી બાળકનું મન શાન્ત થતું નહોતું—આંખમાનાં આંસુ બંધ થતાં નહોતાં. મ્યાટ્‌સિનિ વિષાદ અને દુઃખપૂર્ણ વાતો સાંભળવા ઘણો ચહાતો હતો. વાત સાંભળતાં સાંભળતાં આંખમાંથી આંસુ પડતાં હતાં. માતૃક્રોડ પ્રેમ વિકાશનું પ્રથમ સ્થળ છે, તે

માતૃક્રોડના ઉપર મ્યાટ્સિનિનો અપરાજિત પ્રેમ હતો,–પ્રેમ ભાષાથી કહેવાઈ શકાતો નથી. બાળ્યકાળથી માની મુખછબી મ્યાટ્સિનિનાં સર્વ દુઃખની સાંત્વના આપવાવાળી હતી, મ્યાટ્સિનિએ એક જગ્યાપર લખ્યું છે "માતાની અકૃત્રિમ પ્રીતિનું દૃષ્ટાંત જોઇનેજ હું પૃથ્વીને માટે આંસુ પાડતાં શીખ્યો હતો." દેશનીકાલની હાલતમાં માની વાત યાદ આવ્યાથી અલક્ષિત ભાવથી આંસુ ઝરતાં હતાં. આવી પ્રીતિની વસ્તુને પણ કર્તવ્યની ખાતર, પ્રસન્ન ચિત્તથી પરિત્યાગ કરી હતી! એક દિવસે મ્યાટ્સિનિને બંધીવાન કરીને લઈ જતા હતા, તે વેળાએ મ્યાટ્સિનિના પિતાએ સાંભળ્યું કે, મ્હાટ્સિનિને પકડીને લઈ જાય છે કે તરત તે દોડતો સંતાનને જોવા આવ્યો; પેહેરેગિરોનાં જુલમને લીધે મ્યાટ્સિનિની સાથે પિતાને મેળાપ થયો નહિ, મ્યાટ્સિનિએ લોકોના મ્હોંએ કહાવી મોકલ્યું "માને કહેજે કે હું થોડા દહાડામાં પાછો આવીશ કંઇ પણ ભય કરીશ મા." દેશનીકાલની હાલતમાં કેદખાનાના ઉપરિયો માતાને પત્ર લખવા દેતાં નહોતા પરંતુ એ મ્યાટ્સિનિના પ્રાણમાં સહન થતું નહોતું. તે સાંકેતિક ચિન્હથી માને સર્વદા સાન્ત્વનાસૂચક પત્ર લખી મોકલતો. મા સ્વેછે એ મ્યાટ્સિનિના પ્રાણમાં ઘણું કષ્ટ આપતું, એક જગ્યાપર તેણે કહ્યું છે "મ્હારી દયામણી માનો અત્યંત શોક તથા તેની આતુરતાએ બધી સલાહ અને બધાં ભય કરતાં મ્હારા ઉપર વધારે સબલ અસર કરી. મ્હારો મત છોડવો એ જો શકય હોત તો આ કારણથી છોડત." વળી જુઓ કઠોર કર્તવ્યની ખાતર આ દેવ દુર્લભ માતૃપ્રેમને પણ મ્યાટ્સિનિ તુચ્છ સમજ્યો હતો. દારુણ કષ્ટ યંત્રણા શોસીને એક જગ્યાપર મ્યાટસિનિ કહે છે. "ભવિષ્ય ઉપર નજર નાંખનાર સાચા અને ઉંડી દૃષ્ટિવાળા પ્રેમથી મ્હારી સ્વર્ગવાસી માતાએ ગમે તેવી આપત્તિમાં અચલિત રહેવાને મ્હને તૈયાર કર્યો હતો." આ કેવી ઉંડી પ્રેમની વાત છે!

બાળ્યકાળની રમત પૂરી થયા પછી સ્કુલની રમત શરૂ થઇ–માતૃપ્રેમની પાછળ ત્યાં તે પ્રેમ વિકાશ પામ્યો. એક બાજુએ પ્રતિભા, અને બીજી બાજુએ સુહૃદ્દ પ્રેમ "નિશાળમાં તેની બુદ્ધિના તથા હૃદયના સારા ગુણોને માટે તેના જોડિયાઓ તેના ઉપર પ્રેમ તથા સન્માન રાખતા હતા." સ્કુલના બાળકો ઉપર

જુલમ થતો જોઇને મ્યાટ્‌સિનિ રોઈ પડતો; કોઇનો અભાવ જોતો તો તેનો અભાવ દૂર કર્યા શિવાય રહી શકતો નહોતો; પોતાની વાંચવાની ચોપડિયો, પેહેરેલાં કપડાં દરિદ્ર છાત્રોને વિતરણ કરતો. સ્કુલમાં જતાં જતાં સ્વદેશ ઈટાલિના કાળા ચિત્રે તેના હૃદયને આકર્ષણ કર્યું. ઇટાલિની દુર્દશા–દુઃખ દારિદ્રય–વિદેશીય લોકોનો જુલમ–ઈશ્વિરે આપેલી સ્વાધીનતાનો અભાવ જોઇને પ્રાણમાં ઘણી બળતરા શરૂ થઇ. બાળકનું મ્હોં ઝાંખુ થઇ ગયું, પેહેરવાનાં વસ્ત્રો કાળા થયાં, દિવસે રાત્રે–ઘરમાં, બહાર એક પ્રબળ ચિંતાસ્રોતે મ્હાટ્‌સિનિને આક્રમણ કર્યો. યૌવન આવેછે ત્યારે માણસને વિલાસી કરેછે–સુખમાં મત્ત કરેછે, મ્યાટ્‌સિનિને યૌવન આવ્યું ને હૃદયમાં સ્વદેશ–પ્રેમ–હુતાશન પ્રજ્વલિત કરવાનેજ. શું કર્યાથી માનવસમાજનો અભાવ દૂર થાય, શું કર્યાથી દેશનો અભાવ દૂર થાય, શું કર્યાથી ઇટાલિ સ્વતંત્રતા પામે, શું કર્યાથી સાધારણ લોકોની ઉન્નતિ થાય? આ ચિંતાએ મ્યાટ્‌સિનિના પ્રાણને યૌવનના આરંભમાંજ ઘેર્યો. તેણે જીવનચરિત્રમાં લખ્યુંછે,–"તે કલ્પનાને શા ઉપાયથી સિદ્ધ કરવી તેનો વિચાર આણવાની પણ અશક્યતા મ્હને તે વખત લાગતી હતી. તેથી મ્હારો ઉત્સાહ દબાઈ જતો હતો. જે વેળાએ મ્હારી આસપાસ મ્હારી જોડના નિશાળિયા ઘોંઘાટ અને ગડબડાટમાં જીવન ગાળતા હતા તે વેળાએ હું ગંભીર અને વિચારગ્રસ્ત રહેતો હતો અને એકાએક વૃદ્ધ થયલા જેવો દેખાતો હતો. મ્હારા દેશને અર્થે શોક પામતો હોઉં તેમ માનીને મેં હમેશાં કાળો પોશાક પેહેરવાનો બાળકબુદ્ધિથી નિશ્ચય કર્યો. વાત એટલી બધી વધી ગઇકે મ્હારી માને ઘણો ભય રહેતો કે રખેને એ આપઘાત કરે." આ મલિન હૃદયને અને મલિન ચિત્રને મ્હોટું ખેચાણ પ્રેમનું છે. સ્કુલના છાત્રવર્ગનો સંગ છોડતો નહોતો, સ્કુલમાંથી છૂટી થતી કે તરત મ્યાટ્‌સિનિના ઘરમાં આવીને છોકરાં હાજર થતાં. પ્રાણમાં દેશની તાબેદારીનું ચિત્ર હતું, અને બહાર છાત્રના જીવનનો અભાવ જોતો તેથી મ્યાટ્‌સિનિને મત્તાવી મૂકયો, લોકોનો અભાવ જોઇને તે દૂર નહિ થયાથી શાંત થઇ શકતો નહોતો. સ્કુલનું શીખી રહ્યા પછી પેહેલાં ડાકટરી વિદ્યા શીખવાનો આરંભ કર્યો, પરંતુ શબ-છેદનથી મ્યાટ્‌સિનિને દુઃખ ઉપજવા લાગ્યું તેથી તે ડાકટરીનું કામ છોડી દઇને કાયદાનો અભ્યાસ કરીને

વકીલ થયો. મ્યાટ્સિનિ જ્યારે વકીલ થયો, ત્યારે માબાપના હૃદયમાં ઘણો આનંદ થયો. પરંતુ તે વકીલપણું શેનું કરે? વકીલ થઇને વિચાર કરવા લાગ્યો,-પિતા માતાની આશાનું મૂળ ઉચ્છેદ કરીને દેશને માટે જીવનને કેવી રીતે ઉત્સર્ગ કરું, કેવી રીતે લોકોની સેવા કરું? ઇટાલિમાં ધારો હતો કે જે નવો વકીલ થાય તેને બે વર્ષ દરિદ્રોના મુકદમા વગર પૈસાથી લેવા, બે વર્ષ તો સારી પેઠે ગયાં, દુઃખીનાં આંસુ કેટલાંક નિવારણ કરી શકયો, સમ દુઃખી દરિદ્રોનો અભાવ દૂર કરી શકયાથી કેટલોક શાંત થયો. ત્યાર પછી તે દેશોદ્ધારને માટે સ્થાપન થયલી એક છુપી સભામાં જોડાયો. તે સભામાં સામેલ થઇને પણ તેનું હૃદય તૃપ્ત થયું નહિ, કારણકે તે સભાનાં સભાસદો ધર્મ વિવર્જિત ઉચ્છૃંખલ વ્યવહારથી તેને મર્મપીડા થઇ પરંતુ એ સભાની સાથનો સંબંધ તોડવાની પેહેલાં તેને છુપી સભાના કોઇ સંબંધના અપરાધને માટે સેવનાના કિલ્લામાં છ મહીનાને માટે બંદીવાન કર્યો. બંદીની હાલતમાં ઈટાલિના અભ્યુદયનો મૂળમંત્ર તેણે શોધી કાઢ્યો-"ઉપર ઈશ્વર છે, નીચે માનવ સન્તાન છે, એઓમાં બીજો કોઇ મધ્યવર્તી નથી, અનંતના ધ્યાન શિવાય માનવના પરિત્રાણનો બીજો માર્ગ નથી. ધર્મબળના શિવાય સ્વતંત્રતા મેળવવાનો બીજો સહાય સંબળ નથી; મનુષ્ય કેવળ રાજાના તાબે નથી, આચાર વ્યવહાર, રૂપિયા, વિલાસની લાલચ એ આદિ પૃથ્વીનું સર્વ એ મળીને માણસને જીવંત પર્યંત આધીનતામાં પૂરી રાખ્યો છે; એના હાથથી માણસે પોતાનો ઉદ્ધાર કરવો હોય તો તેને ધર્મ શિવાય બીજો ઉપાય નથી." આ વિચાર મ્યાટ્સિનિના મનમાં સેવનાના ક્ષુદ્ર કિલ્લામાં ઉદય થયો. સેવનાની ન્હાની ઓરડીની એક બાજુએ અનંત આકાશ, બીજી બાજુએ વિસ્તૃત સમુદ્ર હતો તેણે મ્યાટ્સિનિના પ્રાણમાં અનંતનો ભાવ બેસાડ્યો. જ્વલંત નિરાશામાં આશાનો પવન વહેવા લાગ્યો; મનમાં ઉદિત થયું કે "બધાં મહાન્ પ્રજાના સંબંધનાં સાહસિક કામ તે પ્રજાના તરફના પુરુષોએ ઉભા કર્યાં હોય છે તે પુરુષોનું બળ, વિઘ્નને ન ગણતી અને કાળને ન માપતી એવી શ્રદ્ધા અને ઇચ્છાની શક્તિમાં માત્ર ર્‌હેલું હોયછે."

આ ચિંતાથી સિંહનું બળ હૃદયમાં સંચિત થયું;-મનુષ્ય ઈશ્વરનો પુત્ર છે-ધર્મયાજક અથવા રાજાના આધીનતાના હાથ-

માંથી અવશ્ય મુક્તિ પામશે, યત્ન કર્યાથી સર્વ અસંભવનીય હોયછે તે પણ સંભવનીય થાયછે. આ વિચારમાં મત્ત થઇને લખ્યું-"અને મેં યુરોપને સંસહવાદથી, અહંવાદથી અને અંધાધુંધીથી થાકીને એ નવો ધર્મ હર્ષનાદ સ્વીકારતું જોયું." તે કહે છે. "સેવોનામાં મારી ન્હાની કેદખાનાની કોટડીમાં આ પ્રકારના વિચારો મને આવતા હતા." બીજી જગ્યાપર ૪૦ વર્ષ પછી લખ્યું છે. "પેલી કેદની કોટડી જેવડીજ જે આ ઓરડીમાં બેસીને લખુંછું તે ન્હાની ઓરડીમાં હજી પણ તેના તેજ વિચાર ફરીથી વધારે વિશાળ સ્વરૂપ અને વધારે પરિપકવ તર્કથી હું કરુંછું. અને મારી જીંદગીમાં એ વિચારોને લીધે મને કલ્પિત સુખ ભૂમિ શોધનારો અને ગાંડો એવાં ઉપનામ મળ્યાં છે, અને તેની સાથે વારંવાર મારા નેત્રો ઉઘાડનાર પ્રસંગો અને જુલમ એમાં ગુજર્યા છે કે તેથી ઘણી વખતે-મારા હૃદયમાં મારા જીવનની કંઇક થોડી પણ આશા જાગૃત હતી ત્યારે-મનુષ્યનાં સંસર્ગથી દૂર અને આકાશ અને સાગરની વચ્ચે રૂહેલી સેવનાની મારી કેદની કોટડી તરફ મેં ઉત્કંઠાથી અને શોકથી પાછી નજર ફેંકીછે."

કેદખાનાની હાલતમાં કદી પણ મ્યાટ્સિનિ ક્ષુન્ન ચિત્ત વાળો નહોતો; કર્તવ્ય પાલન કરીને મરી શકયાથી સુખ છે એ સદા મનમાં આવતું. કેદી ભાવથી છ મહીના ગયા પછી ફ્રાન્સ દેશમાં દેશનીકાલ થયો. ફ્રાન્સના મીર્સિલ્સ નગરમાં છુપી રીતે તેણે નવ્ય ઇટાલિ સભા સ્થાપન કરી, અને નવ્ય ઇટાલિ નામની એક પત્રિકા પ્રકટ કરી. ઈશ્વરના નામે, નવ્ય ઇટાલિને ઉત્સર્ગ કરીને મનુષ્ય લાભનો એક માત્ર ઉપાય, સ્વતંત્રતાનું બીજ વાવ્યું. પરંતુ નવ્ય-ઇટાલિ ધર્મશૂન્ય સ્વતંત્રતાને લક્ષ કરીને બનાવી નહિ. કેવળ સ્વતંત્રતાજ તેના જીવનનું લક્ષ નહોતું. આ સંબંધમાં તેનું પોતાનું લખાણ કેટલું સુંદર છે!-"સ્વતંત્રતા એ એક માત્ર **સાધન** છે. તમારૂં કામ તો એ છે કે સર્વ વિશ્વનું કુટુંબ સ્થાપવું ઈશ્વરનું નગર બાંધવું. અને મનુષ્યે જગતમાં તેના કાર્યના ઉદ્યોગથી અને ક્રમ પ્રાપ્ત સફલતા થવા તરફ અવિરત શ્રમ કર્યા જવો."

માણસ ભાઇ ભાઇ છે,-મ્હોટા ન્હાના સર્વ ઈશ્વરના પુત્રો છે,-ભેદાભેદ નથી-રાજા પ્રજા નથી-સર્વ અનંત ઉન્નતિશીલ છે, સર્વ એક રસ્તાના મુસાફર છે. સર્વને મેળવીને ઈશ્વરનું રાજ્ય સ્થા-

પવું એ તેના જીવનનું વ્રત હતું. નવ્ય-ઇટાલિના સખત નિયમાવળીમાં મ્યાટ્સિનિએ પોતે પહેલાં નામ લખ્યું-ચિરજીવનને માટે ઈટાલિના અને માનવસંતાનના ઉદ્ધારને માટે જીવનને ઉત્સર્ગ કર્યું. ઇ. સ. ૧૮૦૫ માં મ્યાટ્સિનિએ જન્મ લીધો, નવ્ય ઈટાલિ ઇ. સ. ૧૮૩૧ માં સ્થાપન થઇ. ગુરુતર વ્રત ગ્રહણ કરીને મ્યાટ્સિનિના જીવનમાં કેટલું કષ્ટ સહન કરવું પડ્યું હતું તે હવે ટૂંકામાં શું કહું! છદ્મનામાં, લોકોના જુલમથી આખું જીવતર પ્રાય કેદખાનામાં, અને દેશનીકાલમાં ગાળ્યું. દેશનીકાલ થઇને પણ માનવની ઉન્નતિનો યત્ન કરતો હતો, શિક્ષણ વિસ્તારવાની કોશેશ કરતો હતો, ખબરોના કાગળો લખતો હતો, ગરીબોના દોપવાળા જીવનને સુધારવાનો પ્રયત્ન કરતો હતો, મનુષ્યના કલ્યાણને માટે ત્યાં પણ અથાક પરિશ્રમ કરતો હતો. ઉપવાસ-અનાહારથી મ્યાટ્સિનિને જીવનના અનેક સમયમાં રહેવું પડ્યું છે. પરંતુ તે સમયે પણ પરોપકારની વાત વિસરી ગયો નહોતો. મનુષ્ય મનુષ્યની પાસેથી ઉપકાર પામ્યા છતાં પ્રત્યુપકાર કરતાં નથી. મ્યાટ્સિનિ શત્રુતાની જ્વાલા યંત્રણા આખી ઉમ્મર સુધી ભોગવીને પણ પરોપકારમાં વ્રતી રહ્યો. લોકોને સામાન્ય ઉપકાર કરવા જતાં થોડી નુકશાની થાયછે તો માણસના પ્રાણમાં ગુસ્સાનું જોર વધે છે, મ્યાટ્સિનિએ સમસ્ત જીવન કેટલું કષ્ટ સહન કર્યું-પારકાના ઉપકારને માટે! સ્વસુખ ત્યાગ મ્યાટ્સિનિની દરેક નસોને નસોમાં પ્રત્યેક લોહીના કણને કણમાં, લખ્યું હતું. કેવી એક ગભીર પ્રેમની રમતમાં મત્ત! કોઇ કષ્ટને કષ્ટ જાણીને જણાતું ન હોતું. મ્યાટ્સિનિના જીવનકાળની દરેક ઘટનામાં તે પ્રેમની સ્પષ્ટ ઓળખાણ મળેછે. એમ સામાન્ય પ્રબંધમાં કેટલા બનાવનો ઉલ્લેખ કરિયે, જીવનમાં આટલું બધું કષ્ટ સહન કર્યું છે, પરંતુ એક દિવસને માટે પણ તેનું મ્હોં સુકાયું નથી. સદા પ્રસન્ન, સદા ગંભીર મ્હોં, કેદખાનું પણ જાણે મ્યાટ્સિનિનો સ્વર્ગવાસ હોયને એવી રીતે પ્રસન્ન ચિત્તથી, પ્રીતિ પ્રફુલ્લ હૃદયથી ત્યાં પણ દુઃખીનાં દુઃખ દૂર કરવામાં મશગુલ હતો. દેશનીકાલમાં પણ હૃદયની અપરાજિત દયા હતી. જીવનની કોઇ પણ અવસ્થામાં પૃથ્વીના નરનારીને વિસરી શકતો નહોતો,-સર્વદા કહેતો-" હું એમ નહિ પણ અમે એમ કહો. " આ વાક્ય મ્યાટ્સિનિના જીવનનાં વાક્ય હતાં, કેવળ હું નહિ પણ આપણે

સર્વ. મ્યાટ્સિનિની માતા કષ્ટની વાત સાંભળીને સંતાનને માટે જે મોકલતી, તે કેદીઓને પ્રસન્ન ચિત્તથી વેહેંચી આપતો, પોતે ઉપવાસ કરીને પણ બીજાની ભૂખ દૂર કરતો. રસ્તામાં માણસોને પકડીને ઉપદેશ આપતો. યુવા વૃદ્ધ સઘળાઓ તે ઉપદેશ સાંભળતા. દેશનીકાલની હાલતમાં જ્યારે દુઃખ કષ્ટે ભીષણ અવાજે કરીને મ્યાટ્સિનિને ઘેર્યો, ત્યારે કેટલા તેમના મિત્રોએ લક્ષમાર્ગ છોડી દેવાની મ્યાટ્સિનિને સલાહ આપી, પરંતુ મ્યાટ્સિનિએ તેઓને અટલ ભાવથી કહ્યું. "જો તમે ચાહાતા હો તો મને રોમની સાથે મરવા દો. મ્હારી આ ઇચ્છાછે કે હું રોમની ઉન્નતિની ચિંતા લઇને મરી શકું." આના કરતાં પ્રેમનાં જીવંત વાક્ય બીજાં કિયાં હોય !

એક વખતે મ્યાટ્સિનિના મનમાં સંદેહની રેખા આવી. હું જે કરૂંછું એ ઠીક છે કે નહિ ? વિચાર કરતાં કરતાં થાગ લાગ્યો નહિ.–ચારે બાજુએ અંધારૂં માલમ પડ્યું. મ્યાટ્સિનિ તે ચિંતામાં ઉન્મત્તના જેવો થયો. ગભીર રાત્રે સ્વપ્નું જોઇને જાગી ઉઠતો, ઘેલાની પેઠે બારી પાસે દોડતો. આ પ્રમાણે કેટલાંક દિવસ ગયા. કેટલાક દિવસ પછી વિચાર કરીને થાગ લાગ્યો, વિવેકની સ્પષ્ટ વાણી સાંભળી–શાંત થયો, વિવેકના આદેશથી કર્તવ્યનું દૃઢ જ્ઞાન પ્રાણમાં ઉદિત થયું;–ક્ષુદ્ર પ્રાણમાં આગ બળી ઉઠી, પોતાના દલના માણસોને સંબોધન કરીને કહ્યું "જો શોકના પ્રસંગો અને છેતરનાર પ્રસંગોની સામે થઇને તમે અંત લગી શ્રમ નહિ કરો તો તમે બાયલા અને પોતાના ભવિષ્ય ઉપર શ્રદ્ધા ન રાખનારા કહેવાશો." "ગમેતો ઈટાલિના સવારની શાંત દીપ્તિ સાથે સૂર્ય પ્રકાશતો હોય અથવા ગમેતો ઉત્તર પ્રદેશની ધુમસનો નિસ્તેજ મૃતસમ રંગ આપણા ઉપર હોય, પણ તેથી આપણા કર્તવ્યમાં ફેરફાર થાય એમ હું ધારી શકતો નથી." કષ્ટ યંત્રણા મળ્યાથી કર્તવ્ય વિસરી જાયછે તેના જેવો મૂર્ખ બીજો કોણ છે? સૂર્યથી પ્રખર કિરણ ગમે તો પ્રકાશ આપો અથવા પ્રબળ તુફાન આવો તેમાં હું ભેદ સમજતો નથી, શામાટે કર્તવ્ય પરિત્યાગ કરૂં ? કઠોર જે કર્તવ્ય સમજીને મ્યાટ્સિનિએ આખી ઉમ્મર સુધી જ્વાલા યંત્રણા સહન કરી–મનુષ્યના ઉદ્ધારને માટે પ્રાણને સમુદ્રમાં તરાવ્યો, પોતાનું સુખ વિલાસ,–પિતાના સ્નેહનું મધુર સંભાષણ પણ વિચલિત કરી શક્યું નહિ. માણસો જ્યારે મત્ત થાયછે, ત્યારે

આવીજ રીતના થાયછે. મ્યાટ્સિનિને માતાની મુખ છબી જી-વનની ઘણી પ્રિય વસ્તુ હતી, પરંતુ માનવ જાતિના પ્રેમના એં-ચાણને લીધે તેને પણ તુચ્છ કરી,-જગતમાં નિઃસ્વાર્થ ભાવનું કેવું દૃષ્ટાંત રાખી ગયો-પરંતુ તે મ્યાટ્સિનિને વિચલિત કરી શકી નહિ. "પરંતુ મને આ આશ્વાસનાનાં કારણો ન મળ્યાં હત તો પણ હું જે છું તેનો તેજ હોત એમ માનુંછું."

ઘણાકો સમજે છે કે મ્યાટ્સિનિ સંકીર્ણ દેશ-ઉદ્ધારને માટેજ ઘણો યત્ન કરતો હતો, માનવજાતિના ભલાને માટે કંઇજ કર્યું નથી એ વાત ઘણી ભૂલ ભરેલી છે. મ્યાટ્સિનિ સર્વદા માનવ જાતિના કલ્યાણની વાત કહેતો હતો. દરેક વાત, દરેક વિચાર માનવજાતિની કેમ ઉન્નતિ થાય, આ ભાવથી ભરપૂર છે. જેની ઇચ્છા હોય તેઓએ તેના નિબંધો વાંચી જોવા. પોતાના દેશને સુધારવાનો યત્ન કરતો હતો, તે એટલાજ માટે કે એક દેશ ઉદ્ધાર થયાથી બીજા દેશનું ભલું થશે. તેનાં પોતાનાં વાકયો આ રહ્યાં:-"આપણા પોતાના દેશને માટે શ્રમ કરિયે છિયે તે મનુષ્ય જગતને માટે શ્રમ કર્યો સમજવો." માનવનું ભલું કરવું એ તેના જીવનનું ભૂષણ હતું. મ્યાટ્સિનિનો વિશ્વાસ હતો કે આખા દેશની ઉન્નતિ કરવી હોય તો પેહેલાં એક સીમાબદ્ધ સ્થાનમાંથી શરૂવાત કરવી જોઇયે. પોતાના દેશને સુધારવો, કુટુંબને સુધારવું, અને પોતાને સુધારવું. આટલું કર્યાથી પણ માનવજાતિના ભલાને માટે ઘણું થયું. કારણ કે આટલા માણસો સુધર્યાં, દૃષ્ટાંતાનુકરણથી પૃથ્વીનું ઘણું ભલું થશે, એઓના દ્વારા પૃથ્વીનો જે અપકાર થાત, તે તો થયો નહિ. સુપ્રસિદ્ધ પંડિત સ્પેન્સરે ખરૂં કહ્યું છે. "જનમંડળનું સારાપણું પરિણામે તે મંડળના જનોના સ્વભાવ ઉપર આધાર રાખેછે; અને તે મંડળના જનોનો સ્વભાવ તે બીજાં કોઇ સાધન કરતાં આરંભ દશાની કેળવણીથી વધારે રચાયછે; આ કારણોથી આપણે એમ સિદ્ધ થયું ગણવું જોઇયે કે, જનમંડળનું કલ્યાણ તે કુટુંબના કલ્યાણ ઉપર અવલંબી રહેછે."

પોતાને માટે મ્યાટ્સિનિએ કંઈ રાખ્યું નહોતું-પોતાનું સર્વસ્વ દેશના ઉદ્ધારને માટે, માનવ સમાજના કલ્યાણને માટે ઉત્સર્ગ કર્યું. ઉદાર પ્રેમિક સંન્યાસી કહેછે,-"મેં પૃથ્વી ઉપરની મ્હારી જાતનાં સંબંધીની સર્વે આશાઓને ચિરકાલને માટે શોકની

સાથે રામરામ કર્યા. મેં મ્હારા પોતાના હાથે, મ્હારી પ્રેમની વૃત્તિયોની નહિ—ઈશ્વર સાક્ષીછે કે, હાલ માથે ધોળા વાળ છતાં આરંભની જુવાનીના દિવસની માફકજ તે વૃત્તિયો મ્હારામાં જાગૃત છે,–પણ પ્રીતિના અંગની સર્વે વાંછનાઓ, અભિલાષાઓ અને અવાચ્ય સુખો તે સર્વેની કબર ખોદી. અને તે કબર ઉપર ધૂળપાથરી દીધી, જેથી કરીને નીચે દટાયલા અહમ્ ને કોઇ જાણી શકે નહિ:"

વિરામ નથી, વિશ્રામ નથી, દુઃખ યંત્રણામાં મુહ્યમાન થઇને પણ માનવનાં હિત વિચારવામાં રત રહ્યો. જુલમી રાજાનો જુલમ એક બાજુએ, મ્યાટ્‌સિનિનો અધ્યવસાય અને યત્ન બીજી બાજુએ. છુપી રીતે કેટલા સંવાદ પત્રમાં પ્રબંધ લખ્યા, કેટલા બંધુની સાથે પરામર્શ કરી, છુપી રીતે કેટલા માણસોને મત્ત કર્યા. એક જણના પ્રેમથી ઇટાલિ મત્ત થઇ–દુર્બલ પ્રાણમાં બળ અને સાહસ આવ્યું. વિલાસી વિલાસ પરિત્યાગ કરીને ટોળામાં સામેલ થયા, વૃદ્ધ નવબળે બળવાન થઇને મ્યાટ્‌સિનિના મદદગાર થયા. જે થવાનું હતું તે થયું. કેટલી લઢાઈ, કેટલી વિપદ્‌ના પછી ઈ. સ. ૧૮૦૪ માં રોમમાં સ્વતંત્રતંત્ર પ્રચાર થયો. મ્યાટ્‌સિનિના જીવનના સુખનો દિવસ આવ્યો. પવિત્ર રોમ સંબંધમાં તે કહેછે "રોમ તે તેની હાલની અધમ દશા છતાં જેવી રીતે છે, તેવીજ રીતે મારી દૃષ્ટિએ મનુષ્ય સૃષ્ટિનું ધર્મમંદિર હતું. રોમમાંથી એક દિવસે યુરોપને ત્રીજીવારકી ધર્મની એક્યતા આપવાને સરજાયલો ધર્મનો ફેરફાર ઉદ્‌ભુત થશે."

પરંતુ લોકોના છળથી મ્યાટ્‌સિનિનું સુખસ્વપ્નું ઉડી ગયું,પાછું યુદ્ધ વિગ્રહ થવા લાગ્યું, અંતે તેનું ફલ આ થયું–સ્વતંત્ર ઇટાલિમાં રાજતંત્ર–પ્રણાળી સ્થાપિત થઈ. દારુણ યંત્રણામાંમ્યાટ્‌સિનિનું હૃદય પાછું આચ્છન્ન થયું. અંતના જીવનનું કષ્ટ મ્યાટ્‌સિનિનું દૂર થયું નહિ– સર્વે યત્નો નિષ્ફલ ગયાં. વિષાદમાં મગ્ન થઇ તે ઈ. સ. ૧૮૭૦ માં ઇંગ્લંડથી સિસિલીમાં જવા નિકળ્યો. પરંતુ રસ્તામાં પાછો બંધીવાન થયો. ઈશ્વરની કૃપાથી એક રાજપુત્રના જન્મના ઉપલક્ષે આ વેળાએ મુક્ત થયો. છુટીને બાલ્ય ક્રીડાસ્થળ-જીવનનું આશાસ્થળ રોમને સજળ નયનમાં છેટેથી જન્મને માટે જોઇને ચાલ્યો. ઈટાલિ "રાજસત્તાથી અપવિત્ર થયેલો." જોઈને પ્રાણમાં દારુણ વ્યથા ઉપજી. જીનોવામાં માતૃની કબર હતી તે

તીર્થસ્થાનના પ્રમાણે દર્શન કરીને ઇંગ્લંડમાં જીવનના બાકી દિવસ ગાળવા એવું નક્કી કરીને નિકળ્યો. પરંતુ ઇંગ્લંડમાં કર્તવ્ય પરાયણ મ્યાટ્સિનિ દેશની વાત વિસરી શકયો નહિ-કર્તવ્યનાં મર્મદાહે ત્યાં પણ ગાભરો કરી મૂકયો; તે જુગાલોમાં પાછો આવ્યો, ત્યાં આવીને "રોમની પ્રજા" નામની પત્રિકા ચલાવવા લાગ્યો. અહિંજ જીવનનો છેલ્લો અભિનય પૂરો થયો. કેટલાંક વર્ષ સુધી ઘણી મ્હેનત કરવાને લીધે શરીર દુર્બળ થઇ ગયું હતું, દુર્બળતા દૂર કરવાને માટે પાછો વૃદ્ધાવસ્થામાં ઇંગ્લંડ જવા નિકળ્યો. પરંતુ દુર્બળ શરીરે આલ્પસપર્વતની ઘણી સખત ટાઢ સહન કરી શકાઈ નહિ; તેથી ૧૮૭૨ માં છાતીની બિમારીમાં પડીને ૬૭ વર્ષની ઉમ્મરમાં મરણ પામ્યો. જનપ્રાણી હીન પ્રદેશમાં હમેશાંનો દેશનીકાલ થયલા અમરાત્માએ શરીરને છોડયું. મૃતદેહને જીનોવામાં લાવવામાં આવ્યું, જીનોવામાં અસ્થિપંજરને દાટવામાં આવ્યું; મ્યાટ્સિનિનું જીવન આવી રીતે પૂરૂં થયું. માટીનું શરીર માટીમાં મળી ગયું. પ્રેમની છેલ્લી લીલા તે દિવસે જન્મને માટે ઓલવાઈ ગઈ. પ્રેમમાં જે જીવનનો આરંભ થયો હતો, તેનો પ્રેમની ખાતરજ અંત આવ્યો. મૃત્યુના પછી લોકોએ જાણ્યું આહા કેવું સોનાનું પંખીડું ઉડીને નાસી ગયું. સામાન્ય મનુષ્ય થઇને પણ મનુષ્યની તરફ આટલો ચહા પામ્યો હતો કે મૃતદેહ જ્યારે કબરસ્તાનમાં લઈ જવા લાગ્યા ત્યારે ૮૦ હજાર માણસો તેની સાથે ચાલ્યા. ચારે બાજુએથી રોવાનો અવાજ વિશાળ આકાશમાં અમરાત્માને પકડવાને ઉઠ્યો. દીનદુઃખીના પ્રાણ અધીર થયા સાધારણ લોકોનો આવો ચહા કોણે મેળવ્યો છે?

મ્યાટ્સિનિ હમણા સ્વર્ગમાં છે,-પ્રેમના અવતારે પ્રેમમયીના ચરણાશ્રયમાં શાંતિ મેળવી છે. મ્યાટ્સિનિના જેવો કર્તવ્યનિષ્ઠ પ્રેમિક ધાર્મિક ઓગણીસમી સદીમાં બીજાએ જન્મ લીધો છે કે નહિ તે જાણતો નથી; જગતના ઉદ્ધારને માટે એક દિવસે પ્રાણ તરતો કર્યો હતો-ઈશુખ્રિસ્તે;-અને તે દિવસે આંખની સામે પ્રાણને તરતો કર્યો-મ્યાટ્સિનિએ. સૂતાં, બેઠાં, ચાલતાં, ખાતાં, પીતાં, ફરતાં હરતાં, પ્રેમ વિહ્વલ મ્યાટ્સિનિએ ક્ષણી કંઠથી ગાયું-કેવલ ઈશ્વરનું નામ. ભોગ વિલાસ-પ્રલોભન-અનાસક્ત ઈન્દ્રિય સુખ-ચાંચલ્ય-વિવહિત વીર, અવિચલિત ભાવથી સ્વદે-

શનું-સમગ્ર માનવજાતિની ઉન્નતિને માટે, તેઓના ચરણની નીચે જીવનને વેચીને ચાલ્યો ગયો. કાર્યને માટે જન્મ લીધો હતો, આખી ઉમ્મર કામ કરીને મુઓ. જેમ મ્હોંએ બોલતો." "કેવળ વિચારને માટે નથી-ઈશ્વરે કાર્યને માટે આપણને ઉત્પન્ન કર્યા છે. તેણે પોતાની પ્રકૃતિથી માણુસને સૃજન કર્યા છે. તેમાં કાર્ય અને વિચાર એકઠા સમાયલા છે, અથવા તેમાં કાર્ય શૂન્ય ચિંતા નથી." કામમાં પણ તેમ કરતો. ક્ષુદ્ર માનવશિશુ ગંભીર ભાવથી ઉપરની વાત બોલ્યો, અને જીવનના અંત સુધી આ વાતની જીવંત સાક્ષી આપી. મ્યાટ્સિનિને કર્તવ્યનો અવતાર કહ્યાથી પણ ચાલે, અથવા પ્રેમનો અવતાર કહ્યાથી પણ ચાલે. પ્રેમ અને કર્તવ્ય એકત્ર છે. જ્યાં પ્રેમ નથી, ત્યાં કર્તવ્ય નથી. મનુષ્યના ઉપર પ્રેમ નહિ કરી શકયાથી તેની ઉન્નતિને માટે પ્રાણ કેમ રડશે? પ્રાણ નહિ રડે તો લોકોનો ઉપકાર થઈ શકતો નથી. જીવનમાં કર્તવ્ય પાલનનું જીવંત દૃષ્ટાંત દેખાડયું, અને કલમથી અવિનશ્વર અક્ષરમાં, "માનવનાં કર્તવ્ય" સંબંધમાં, અમૃતમય ભાષામાં, ઉત્કૃષ્ટ નિબંધ લખી મૂકયા. આજ તેનું તે ગંભીર પ્રસન્ન મ્હોં પૃથ્વીના અંતરાળમાં છુપાઈ રહ્યું છે; પરંતુ તેની કલમની અમૃતવર્ષિણી વાતની લેહેરો માનવની આંખને તૃપ્ત કરેછે;-સ્વર જતો રહ્યો છે પરંતુ ભાષા આજ પણ પૃથ્વીના પ્રાણને ખેંચેછે. ગરીબ લોકોને માટે મ્યાટ્સિનિનો જન્મ થયો હતો, તેઓની ઉન્નતિને માટેજ જીવનપાત થયું હતું, અને તેઓની ઉન્નતિને માટેજ કલમ પકડી હતી. મ્હોંએ બોલતો ફક્ત એકજ વાત-શો ઉપાય પકડયાથી દેશના લોકોની ઉન્નતિ થાય.-કેવી રીતે મનુષ્ય ધાર્મિક થાય, કલમથી લખતો તેજ-કેવીરીતે ગરીબનું ભલું થાય, શું કર્યાથી ઈશ્વરનું રાજ્ય સ્થાપિત થાય. તેના લખાણમાં દરેક લીટી ઈશ્વરના ભાવથી પૂર્ણ છે. એવું એક પણ પાનું નથી કે જેમાં ઈશ્વરનો મહિમા ગવાયો નહિ હોય. એવો એક પણ નિબંધ નથી કે જેમાં માનવની ઉન્નતિની વાત નહિ હોય. "માનવનું કર્તવ્ય," એ નામના નિબંધની દરેક લીટીમાં તેનો જ્વલંત ધર્મભાવ, વિશ્વાસ અને પ્રેમની છાયા પ્રતિફલિત રહેલીછે. એ એટલો તો સુંદર છે કે એક લીટી મૂકીને બીજી એક લીટી ઉતારીને ઉપહાર આપી શકતો નથી. આવી આશ્ચર્ય વસ્તુ પૃથ્વીમાં ઘણી થોડીછે.

ઈશ્વર શિવાય તેનું કામ નહોતું, ઈશ્વર શિવાય બીજી વાત નહોતી. પોતાના જીવનમાં જે હતું તેજ બીજાને કહેતો. "અમારો દેશ તે શિખર ઉપર ઈશ્વર, અને સમાન હકની પ્રજા તે તળિયે એવું તમારું ધર્મમંદિર થાઓ."

એક માત્ર પરબ્રહ્મજ મુક્તિનું સોપાન છે-તેજ આશ્રય છે, તેજ ગતિ છે, એજ તેનો પ્રાણની અંદરનો વિશ્વાસ હતો. ઈશ્વર અને આત્મા, એમાં બીજો કોઇ મધ્યવર્તી નથી, આજ પ્રાણની વાત હતી. સરળ વિશ્વાસીની સરળ વાત-"મનુષ્યને વિશે તેમજ રાજ્યોને વિશે અસ્ખલનશીળતા છે. અને હોઇ શકે નહિ. * * * ઈશ્વર અને મનુષ્ય વચ્ચે કોઈ સમજાવનારની આવશ્યકતા છે નહિ અને હોઈ શકે નહિ."

સુખમાં દુઃખમાં, સંપદમાં વિપદમાં, સર્વ સમયે અનંતનો ભાવ તેના પ્રાણને પૂર્ણ કરતો. મ્યાટ્સિનિ જો ખ્રિસ્તસમાજનો માણસ હોત તો આજ તેના ગૌરવની વાર્તાથી પૃથ્વી ચલાયમાન થાત. અમારો વિશ્વાસ છે કે, લુથર અને સેન્ટપાલના જીવનના કરતાં મ્યાટ્સિનિનું જીવન ભક્તિ વિશ્વાસમાં ઘણું ઉન્નત હતું, પરંતુ ખ્રિસ્ત વિશ્વાસ વિરોધી જાણીને આજ મ્યાટ્સિનિનું નામ અનાદૃત થયુંછે. મ્યાટ્સિનિ ફક્ત ઈશ્વર વિશ્વાસી હતા; સાંપ્રદાયિકતાની ઉપર ઘણો વિરક્ત હતો, પૌરહિત્યની રીતિનો ઘણો વિદ્વેષી હતો. મનુષ્ય મનુષ્યનો દાસ થાય-સંપ્રદાયનો દાસ થાય, ગુરુનો દાસ થાય-એ પણ તેનાથી સોસાતું નહોતું. માણસને ઈશ્વરાવતાર કહ્યાથી પ્રાણની અંદર ઘણું કષ્ટ થતું. "આપણો સ્વર્ગમાં એકજ ધણી છે,-તે ઈશ્વર અને પૃથ્વી ઉપર તેના નિયમનો સમજાવનાર માત્ર એક છે,-તે જનસમુદાયક." મનુષ્ય પરસ્પર ભાઈ ભાઈ છે; ભાઈ ભાઈની ઉન્નતિ કરવી.-ભાઈ ઉપર પ્રેમ રાખવો-માનવજાતિની કલ્યાણની કોશેશ કરવી. માનવજાતિની ઉન્નતિનો યત્ન કરવો એ માનવનું એકમાત્ર કર્તવ્ય છે; આ કર્તવ્ય પાળનજ મનુષ્યનું લક્ષ હોવું જોઇયે.-કર્તવ્યના મૂળમાં ઈશ્વર છે. તેણે લખ્યું છે-"એકમાત્ર કર્તવ્ય પાળનને માટેજ મનુષ્યની સૃષ્ટિ થઈ છે. મનુષ્ય એક પરમેશ્વરનો સંતાન છે. અને પ્રત્યેક તેના આદિષ્ટ કર્તવ્ય પાલનને માટે જુમેદાર છે. જીવન પોતાને માટે નથી, પારકાને માટે છે. પોતાનું સુખ મેળવવાને માટે જીવન ધારણ કરવું નથી.-પરંતુ બીજાને સુખી કરવા અને

પોતાને અને બીજાને નીતિપરાયણ કરવાને માટેજ જીવન છે. આ કર્તવ્ય સર્વને પાળવું જોઇયે. જે નહિ પાળે, તે મહા પાપથી પાપી છે.” કેવી ઉદાર વાત, કેવી ઉચ્ચ નીતિ! આવી ઉદાર વાત ઉચ્ચ પ્રેમિકના સિવાય કોણ કરી શકે? કોણ સમજી શકે? માણસ કેવળ પારકાને માટે જીવન ધારણ કરશે, આના જીવંત દૃષ્ટાંત કેટલા માણસો દેખાડી શકશે? પ્રેમિક ભક્ત કહેછે.–“તમારા ઉપરના વર્ગોને કર્તવ્યનો ઉપદેશ કરો, અને તમારાથી બને તેટલું તમારું પોતાનું કર્તવ્ય બજાવો. સદ્‌ગુણ સ્વસુખ બળિદાન અને પ્રેમનો ઉપદેશ કરો; અને તમે જાતે સદ્‌ગુણી, પ્રેમી, અને પોતાના સુખનું બળિદાન આપવા તત્પર થાઓ.”

બીજી જ ચાપર “અને જ્યાં સુધી તમે મનુષ્ય જાત માટે મરવાને તત્પર હશો ત્યાં સુધી તમારા દેશનું જીવન અમર રહેશે.”

કેટલી વાત ઉતારવામાં આવે, અને વળી કેટલી વાત કહું. જેના લખાણની દરેક લીટીએ પ્રેમની અસ્ફુટ છાયાછે, વાકયના દરેક અક્ષરમાં પ્રેમની અપૂર્વ જ્યોતિ છે, તે વાત, અપ્રેમિક અમે, તે વળી શું કહીશું? જેણે તેનું લખાણ કદી વાંચ્યું નહિ હશે, તે અમારી વાતમાં તેના પ્રેમનો જરા પણ આભાસ મેળવશે નહિ. આ વિચારથી પ્રાણમાં આઘાત લાગેછે. વાત પૂરી થઈ જાયછે, તોપણ ભાવપ્રકાશ થતો નથી, આ દુઃખ કયાં રાખું?

મ્યાટ્‌સિનિ પ્રેમિક હતો, એ આ જીવનચરિત્રનો આલોચનાનો વિષય હતો. ઉચ્ચ ભાવના પ્રેમિકજ ઉચ્ચ ભાવના જ્ઞાનીઓ હોય છે. મ્યાટ્‌સિનિનું જ્ઞાન અને બીજા ગુણો આજકાલ સુધરેલી દુનિયાંને ખેંચે છે. એટલુંજ નહિ પણ મ્યાટ્‌સિનિના પ્રમાણે ઉચ્ચ રાજ્યનીતિજ્ઞ ઓગણીસમી સદીમાં જન્મ્યો નથી. આ વાત મ્હોટા મ્હોટા પુષ્કળ પંડિતો કબુલ કરેછે. મ્યાટ્‌સિનિ મ્હોટો પંડિત હતો તે વાત પણ પુષ્કળ કહેછે. ઘણાકો કહેછે, અને ભવિષ્યમાં બીજા ઘણાં કહેશે. પ્રેમ અને ધર્મ ભાવની વાત કહેવાનો અમારો ઉદ્દેશ હતો; પરંતુ અમે જોઇયે છિયે કે અમારાથી તેમાંનું કંઈ પણ થયું નહિ. પ્રેમહીન-જીવન, પ્રેમિક-જીવનના ગુણ કીર્તનમાં કેવી રીતે શક્તિમાન્ થાય? વિનીત ભાવથી પ્રાર્થના છે કે મ્યાટ્‌સિનિનું ગભીર પ્રેમતત્વ આ મલીન ભાષામાં

પડીને, તેના ઉપર કોઈએ વિરક્ત થવું નહિ. તે ભગવત્-પ્રેમ-ભક્તિમાં માનવસમાજનો આદર્શ અને પૂજ્ય છે.

એક દિવસે શક્તિના વિષયનો વિચાર કરતો હતો. વિચાર કરતો હતો કે મનુષ્ય ન્હાનો છે કે મનુષ્ય મહત્ છે? મનુષ્ય ન્હાનો ત્યારેજ-જ્યારે મનુષ્ય પોતાનો સંકીર્ણ સ્વાર્થ લઇને વ્યસ્ત હોય છે. મહત્ ત્યારેજ-જ્યારે પ્રેમમાં નિમગ્ન થઇને મનુષ્યનો પ્રાણ બીજાને આલિંગન કરે છે-બીજાનાં આંસુ લુવેછે-પરદુઃખ ટાળવા માટે જીવનની બળિ આપેછે, પ્રેમહીનતામાં મનુષ્ય ક્ષુદ્ર છે—અતિ ક્ષુદ્ર છે. એક પ્રેમથી મનુષ્ય અતિ ઉચ્ચ છે, અતિમહત્ છે. પ્રેમનું તુફાન જે જીવનમાં પ્રવાહિત થાયછે, તે જીવન શું નહિ કરી શકે?

માણુસો કહેછે કે મ્હારી પાસે પૈસા નથી, બળ નથી, ઐશ્વર્ય નથી, પૃથ્વીનું શું કામ કરું? અમે કહિયેછિયે, કામ કરતા નથી, કારણકે આપણી ઈચ્છા નથી, પ્રેમ નથી. પ્રેમમાંજ ઈચ્છા છે, ઈચ્છામાંજ કામ છે. ઈચ્છા કરીને જુઓ, પ્હાડ પર્વત સમાન રોકાણ વિઘ્ન ચાલ્યાં જશે. અર્થહીન, સહાયહીન, સંબલહીન, એકલો મ્યાટ્સિનિ તે દિવસે શું કરી ગયો, એક વખત વિચાર કરો. સુતારનો છોકરો એકલો પૃથ્વીમાં શું કરી ગયો છે, વિચાર કરોકે રૂપિયાથી પૃથ્વીમાં કામ થાય છે? જે ધારેછે, તેના જેવો ભ્રાન્ત બીજો કોઈ નથી. કેશવચંદ્રે કહ્યું છે-"હું સર્વ કરી શકુંછું. કારણ કે, મ્હારું કંઈજ નથી." પ્રેમજ રૂપિયા છે, ઈચ્છામાંજ કામ છે. ધર્મની વાત નથી, આ સંસારમાં ખરી વાત છે. રૂપિયા પેહેલાંથી એકઠા કરીને કોઇ પૃથ્વીનું કંઈ મહત્ કામ કરી શકયાછે તે કયાં સાંભળ્યું છે. રૂપિયાનો સંચય કરો-વધારે વાસનાની આગ વધશે-કોણ ખવાડશે,-કોણ આપશે,-કોણ પેહેરાવશે? વિચાર કરતાં કરતાં જે અસ્થિર થાયછે, તે પૃથ્વીનું શું કામ કરી શકશે? પ્રેમમાં વિચાર કરવાની જરૂર નથી. કર્તવ્ય કાર્ય પૂરૂં કરવું જોઇએ, ફક્ત એટલુંજ જાણુંછું, નહિ કર્યાથી પ્રાણ અસ્થિર થાયછે, એટલું સમજુંછું અને તે શિવાય કંઈ સમજતો નથી. આવી રીતે દૃઢતાની સાથે જે કાર્ય કરવા જાયછે, તે સિદ્ધ થાયછે. જે મંગળમયીછે, તેજ અભાવ પૂર્ણ કરશે, અમે કેવળ કામ કરીશું. કામ કરીને મરશું. જેને માનો આનંદ છે, તેને ઘરની ચિંતા, વિષાદ-નિરાનંદ રહેશે નહિ; તે આનંદ-મહા-

નંદ સચ્ચિદાનંદ છે. પ્રેમમાં અનુરંજિત થાઓ–બીજી જે કંઇ ભાવના હશે તે જતી રહેશે. પ્રેમમાં પૂર્ણ થાઓ, સર્વ જ્ઞાન લાભ થશે. પ્રેમમાં પૂર્ણ થાઓ, સર્વ અભાવ દૂર થશે. વિશ્વજનની ઉપર છે નીચે માનવસંતાન છે. તેનાં પ્રેમમાં રંજિત થઇને ભાઈ બ્હેનની ઉન્નતિ કરવાને માટે પ્રાણને તરતો કરો, દુઃખીના આંસુ લુવાને દોડો. પોતાને વિસારી દઇને બીજાને માટે જીવનને ઉત્સર્ગ કરો. કરીને જુઓ–અસાધ્ય સાધિત થાયછે કે નહિ? અપ્રેમિક, તમે કરશો, વિચાર કરશો?–મૂર્ખ માનવ, દૂર થાઓ. વિશ્વપ્રેમ અવતીર્ણ નહિ થાય તો કંઈજ કરી શકશો નહિ. પ્રેમની સાધના કરો. પ્હાડને ખણીને પાણી કાઢો, ત્યારે તો અસાધ્ય સાધિત થશે. શિક્ષણ વિસ્તારવાની વાત કહો, એકતા કહો, જ્ઞાન કહો. સર્વના મૂળમાં પ્રેમ જોઇયે; પ્રેમમાંજ શક્તિ છે; પ્રેમમાંજ મૂર્તિ છે. પ્રેમમાંજ બળ છે. પ્રેમમાંજ જ્ઞાન છે. પ્રેમ વગરનો માણસ પશુ છે, પ્રેમમાંજ દેવતા છે. સિંધુમાં બિંદુ થઇને ડૂબીને પ્રેમમાં રંજિત થાઓ–વિશ્વના અંતરાળમાં જે ચિદ્ઘન આનંદ છે–સદાનંદ સ્રોત પ્રવાહિત છે, તેમાં નિમગ્ન થાઓ. નિશ્ચય કહી શકું છું કે દેશઉદ્ધારને માટે બીજી કોઈ શક્તિની જરૂર નથી, કેવળ પ્રેમ જોઇયે. બીજું કંઇજ જોઇયે નહિ–કેવળ પ્રેમ જોઇયે. પ્રેમ આવ્યાથી જ્ઞાન અવતીર્ણ થશે–બુદ્ધિ અવતીર્ણ થશે, કલ્યાણ અવતીર્ણ થશે, મંગળ અવતીર્ણ થશે, પૈસો એ અનંત નીલિમા ભેદ કરીને ઉતરશે. મનુષ્યનો જો કોઈ રીતનો અભાવ હોય તો તે અભાવ કેવળ પ્રેમનો છે,—વિશ્વપ્રેમનો છે,—ઉદાર પ્રેમનો છે. તે પ્રેમ, જે પ્રેમમાં ભેદાભેદ, સર્વ પ્રકારના જાતિભેદ અને સાંપ્રદાયિકતા નાશ કરેછે. તે પ્રેમ, જેથી ધની દરિદ્રની ગણુતરી રહેતી નથી. તે પ્રેમ, જે મળ્યાથી મનુષ્ય ચુપકીદીથી અલસભાવથી બેસી શકતો નથી. તે પ્રેમ, જે મળ્યાથી મનુષ્ય બીજાના આંસુ લુવાને માટે ઉન્મત્તના જેવા દોડેછે. યોગી ઋષિયોમાં જે પ્રેમ હતો, તે ચૈતન્યનો હતો. તે ખ્રિસ્તનો હતો, તે મ્યાટ્સિનિનો હતો. જે પ્રેમમાં કર્તવ્ય નહિ જણાય, તે પ્રેમ પ્રેમ નથી. જે પ્રેમમાં કાર્ય નથી, તે પ્રેમનો અપભ્રંશ માત્ર છે.–જે પ્રેમમાં જીવન નથી, તે સૂકો, તે મૃત પ્રેમ છે. પ્રેમિક નિતાઈ ગૌરના પ્રેમ જુએછે, અને બીજો પ્રેમ જુએછે પ્રેમિક મ્યાટ્સિનિ. "માણુસ આવ તને છાતીમાં રાખું, આવ તારી આં-

ખનાં આંસુ લોઉં, આવ બે જણાને મેળવીને ભગવત્ પ્રેમનું ગાન પાવું." આ ભાવથી પૂર્ણ થઇને એકવાર હરિનું ગાન ગાયું, સોનાના કંઠથી–ગૌર અને નિતાઈ, અને તે દિવસે ગાયું–ઈટાલીને મત્ત કર્યું દરિદ્ર મ્યાટ્સિનિએ. ઈશ્વર પ્રેમસિંધુ છે; તે સિંધુમાં–ઇશુખ્રિસ્ત, ગૌરાંગ, નિતાઇ, મ્યાટ્સિનિ, બિંદુ છે. પ્રેમસિંધુની કૃપાથી મનુષ્ય બિંદુ થઇને પૃથ્વીમાં શી અજાયબી કરી ગયાછે, મનુષ્ય એકવાર વિચાર કરો, એકવાર ચિંતા કરો.

---

## ધર્મવીર ઇશુખ્રિસ્ત.

જેરૂશેલમના પૂર્વભાગમાં ઓલાઈવ્ ઝાડોથી ભરપૂર ઓલાઈવ્ પર્વત છે, તેની તલાટી ઉપર ગેથજિમેનિના નામનો બગીચો છે. આ સુરમ્ય ગિરિશિખર ઉપર અને ઉપવનાશ્રમમાં ઇશુ યોગ-વિહારાર્થે વખતે વખત જતો હતો. શેહેરના ખરાબ મનના માણસોની સાથે કુતર્ક વિતંડા કરીને જ્યારે તેનું મન ઘણું ખ-રાબ થઈ જતું, ધર્માભિમાની પુરોહિત અને મ્હોટી પદવીવાળા યાહુદીઓનાં અવિશ્વાસ ભરેલાં અને અભક્તિનાં કપટાચરણ જોઇને જ્યારે તે આંતરિક અશાંતિનો અનુભવ કરતો હતો. ત્યારે ઓલાઈવ્ પર્વત ઉપર જઇને પ્રાણને શીતળ કરતો હતો, આસરે છ મહીના થયા તે જુડિયા દેશમાં ધર્મનો ઉપદેશ આપવાને માટે આવ્યો હતો, પરંતુ એક દિવસ પણ કોઇ ઠેકાણેથી સુખ મળ્યું નહોતું. કોઈ કોઈ વખતે કેવળ નિર્જન વનવાસમાં એ-કલો પિતાની પાસે બેસીને સર્વ દુઃખ દૂર કરતો હતો. ગેથજિ-મેનિનો બગીચો વિચિત્ર ઝાડપાનથી ભરપૂર હતો. નિર્જનતાપ્રિય યોગાર્થિને તે ઘણી અનુકૂળ જગા હતી. એ બગીચામાં ઓલાઈવ્ ફળમાંથી તેલ તૈયાર કરવામાં આવતું હતું.

રાતની વખતે મેરીતનય અગીઆર શિષ્યને સાથે લઇને કેડ્ન નામનો ઝરો ઓળંગ્યા પછી આ ઉપવનમાં પેઠો. ચાં-દની રાત હતી. પ્રકૃતિ દેવી સ્પન્દહીન થઈ હતી, કયાંઈ પણ મનુષ્યની આવજાવ થતી નહોતી. કોઇક કોઇક વાર ફક્ત નિ-દ્રિત પશુ પક્ષીનાં અંગ સંચાલનના શબ્દ સંભળાતા હતા. ઇ-શુના શોકથી આચ્છન્ન થયલા મુખચંદ્રને જોઇને આકાશના તારા જાણે પીળા થઈ ગયા હોય એવા જણાતા હતા. ચંદ્રમા મધ્યગ-

ગનમાં બેસીને કાંપતો હતો. હાય! તે રાત્રીની વાત મનમાં આણતાં કિયા મનુષ્યને રોવું નહિ આવે? ઊંડા શોકમાં મુંઝાઇને નિદ્રાતુર શિષ્યોને પછવાડે લઇને જગતજીવન ઈશુ દુઃખના બોજાથી નીચું માથું કરીને ચાલ્યો. મૃત્યુ ઘણું પાસે આવ્યુંછે તેનાં કેટલાંક લક્ષણ જાણવામાં આવ્યાં હતાં. લોકો તરફનાં દુઃખ અપમાન ઘણાં દુઃસહ થયાં હતાં એનો વિચાર કરતાં કરતાં પ્રાણ ઘણો શોકાતુર થઈ ગયો હતો. શોકાતુરતાને લીધે માથાથી લઇને પગ સુધી તે કાંપવા લાગ્યો. શિષ્યોને કહ્યું "તમે આ જગ્યો ઉપર બેશો. હું નિર્જનમાં પિતાની આગળ પ્રાર્થના કરીને આવું છું." આટલું કહીને પિટર, જાન અને જેમ્સને સાથે લઇને થોડે દૂર ગયો અને ત્યાં પ્રાર્થના કરી. થોડી વાર પછી આવ્યો. એવી રીતે ત્રણ વાર પ્રાર્થના કરી.

ત્રીજી વાર પ્રાર્થના કરીને આવ્યા પછી શિષ્યોને ઉંઘતા જોઇને ઈશુએ કહ્યું, "આ શું ઉંઘવાનો વખત છે? આ જુઓ! વખત પાસે આવેછે, જુડો આવેછે, ચાલો હવે જઇયે." એવું કહેછે એટલામાં પાપીષ્ટ જુડો કેટલાંક માણસો સાથે લઇને પાસે આવ્યો. ઈશુ ઓલાઈવ્ બગીચામાં કોઈ કોઈ વેળાએ આવેછે તે જુડો જાણતો હતો. શા માટે નહિ જાણે? ઘણા દિવસથી સાથે રહેતો હતો, ગુરુ કયાં દિવસ ગાળેછે તે જાણતો હતો તેથી ગુરુને પકડવાને આવ્યો. તેણે આગમજથી પોતાના સોબતીઓને કહી રાખ્યું હતું કે હું જેનું ચુમ્બન કરું તેને ઈશુ સમજજો.

ટોલાબંધ થઇને જુડાની પછવાડે પાપંડો આવી પોહોચ્યાં. કોઇએ લાકડી લીધી હતી, કોઇએ તરવાર લીધી હતી, કોઇએ ફાનસ લીધું હતું અને કોઇએ મશાલ હાથમાં લીધી હતી. જુડાએ દોડતાં આવીને પ્રથમ ઇશુના ગાલ ઉપર ચુંબન કર્યું. તે ખરૂં કહીએતો તે ચુંબન નહોતું. પણ તે જાણે વરૂ નિર્દોષ બકરીના બચાનું લોહી પીવાને આવ્યું હોય એવો થઇને તે આવ્યો હતો. ઈશુએ કહ્યું "ભાઈ! આટલાજ માટે તું આવ્યોછે?" થોડીવારમાં માણુસો આવીને મારો મારો કરીને તેના ઉપર સર્વ પડયા અને હાથ પગ બાંધીને ઈશુને મહાયાજકના મુકામ ઉપર લઈ ચાલ્યા. પિટરે પોતાના પ્રાચીન અભ્યાસાનુસારે ખડ્ગાઘાતથી એક માણુસનો કાન કાપી નાંખ્યો. ઇશુનું યુદ્ધાસ્ત્ર

શાંતિ ખડ્ગ છે તે આજ સુધી પિટર સમજી શકયો નહોતો. ઈશુએ તેને ધમકાવીને કહ્યું "તરવારને મ્યાનમાં છુપાવી રાખ! જેઓ તરવાર ધારણ કરેછે તેઓ તે તરવારની સાથે નાશ પામેછે. તું શું મનમાં ધારતો નથી કે હું પિતાની આગળ પ્રાર્થના કરીને એક લાખ સ્વર્ગ દૂત બોલાવી શકું છું? પરંતુ તેમ થાયતો શાસ્ત્રવાકય પૂર્ણ કેમ થઇ શકે? પિતાએ જે પાનપાત્ર મને આપ્યુંછે તે શું હું પીશ નહિ? જરૂર પીશ."

ત્યાર પછી પકડવા આવનારા માણસોને કહેવા લાગ્યો કે "તમે લાકડિયો અને તરવાર લઇને શું ચોર પકડવા આવ્યાછો? જ્યારે હું દરરોજ મંદિરમાં બેસીને લોકોને ઉપદેશ આપતો હતો ત્યારે મને શામાટે નહિ પકડ્યો?" જ્યારે શિષ્યોએ જોયું કે અહિયાં હથિયાર ચલાવવાની મનાઈ થઇછે, કેવળ ક્ષમા કરવાને ગુરુએ ઉપદેશ આપ્યોછે, ત્યારે લાચારીથી પ્રાણનો બચાવ કરવાને માટે નાશી ગયા. એક શિષ્ય શરીર ઉપરનાં વસ્ત્રો વગેરે કાઢી નાંખીને નાશી ગયો. તે વેળા ભયંકર હાલત હતી. કોણ તે વેળાએ સામે લડાઇમાં ઉભો રહે અને માથું કંપાવે? કેવળ એકલો ઇશુ શત્રુઓથી ઘેરાઇને અપરાધી બંધીવાનની પેઠે મહાયાજકના મુકામ તરફ ચાલ્યો. જેના પરાક્રમથી ભુવન ધ્રુજતું હતું તેને આજે કેટલાક સામાન્ય સિપાઇયોના હાથમાં બંધીવાન થવું પડયું. તે જાણે મૃગેન્દ્રપતિ શિયાલના હાથમાં આવ્યો હોયની એવું હતું. તેનું રાજ્ય તો આ પૃથ્વીમાં નહોતું, તે તો પશુબળથી પશુબળ ઓછું કરવા આવ્યો નહોતો તેથી તે પાપ દાનવના હાથમાં હમણાં અસાહ્ય બાળક પ્રમાણે હતો. પિટરે તેનો સંગ છોડ્યો નહોતો. છુપી રીતે સર્વની પછવાડે ન્યાયાલય સુધી ગયો. ત્યાં લોકોની ગડબડમાં છુપો રહેલો હતો. કેવી મુશ્કેલ ભરેલી પરીક્ષા! પ્રાણમાં આકર્ષણ છે તોપણ વિશ્વાસનું બળ નથી. હ્દયના પ્રિયધન જીવનસખાને શત્રુ આવીને પકડીને લઇ જાયછે, આંખની સામે તેનું અપમાન કરી મારેછે. આહા! ગુરુગત પ્રાણ શિષ્યને આ કેવું કષ્ટદાયક! તે પ્રાણ ભેદી દેખાવ આંખ ઉઘાડીને જોઈ પણ શકાતો નથી, વળી નહિ જોતાં એકલો નિરાપદે છુપો પણ રહી શકતો નથી. વાઘે પકડેલા હરણના બચ્ચાની પછવાડે જેમ તેની શોકાતુરા મા છુપી રીતે જાયછે તેમ પિટર ગુરુના પછવાડે જતો હતો. આવી વિપદવસ્થામાં કેટલા

માણુસ ધર્માચાર્યના સહમરણમાં જઈ શકેછે તે અમે જાણતાં નથી. હવે ઇશુના દુ:ખથી દુ:ખી કોઇ પણ રહ્યો નહિ. જે તરફ આંખ ફેરવીને જોઉંછું તે તરફ કેવળ અસ્ત્રધારી કૃતાંતના સરખા સિપાઇયો જોવામાં આવેછે. ભીમ ભૈરવ ગર્જનથી બડાઇ મારતા મારતા નગરને કંપાયમાન કરીને અને આખા શેહેરના માણસોને જગાડીને ચાલવા લાગ્યા. જગતના દુ:ખથી જે હમેશાં વ્યાકુલ છે. તેના ભાગ્યમાં હાય! શામાટે આટલો જુલમ? કોણ સમજી શકે વિધાતાના લીલારહસ્યને? મનુષ્યનો ઉંઘતો વિવેક. ખરાબ હૃદયને જગાડવાને માટેજ શું આવી કૌશળતા કરતો હશે! એવું પાપ નિષ્ઠુરાચરણ કર્યાથી પ્રાણ વ્યથિત થાયછે કે નહિ! પૃથ્વીમાં તે દેખાડવાને માટેજ આવી લીલાનો અભ્યુદય થતો હશે તેમાં સંદેહ જણાતો નથી. આનાથી પાપની ધિક્કારવા યોગ્ય બિકટ મૂર્તિ અંકિત કરીને તેની પાસે પુણ્યનું સ્વર્ગીય સૌન્દર્ય જગતને દેખાડવામાં આવેછે. પાપ પુણ્યનો ગભીર પ્રભેદ આવી રીતે ચિતરેલો નહિ કર્યાથી મોહાન્ધ પૃથ્વી તે સહજ સમજી શકે નહિ. નિર્દય માનવ પ્રકૃતિએ નિરપરાધી વિશ્વહિતૈષી ઇશુને માર્યો, વિધાતાએ કોના પગ ઉપર કુહાડો માર્યો એ કૌશળથી સમજાવી માનવ પ્રકૃતિને લજ્જિત અને અનુતપ્ત કરી.

જેનું વિશુદ્ધ ચરિત્ર છે તેનો શું જગદ્વાસી સર્વે નરનારી ન્યાય કરશે? નરાધમો તેનો ન્યાય કરવામાં પ્રવૃત્ત થયા. આગમચથી મહાયાજકના મ્હેલમાં કુળપતિ, દળપતિ, વિજ્ઞ પંડિત અને ધર્માધ્યક્ષો આવીને ઇશુને માટે વાટ જોતા બેઠા હતા. થોડીવારમાં તે ત્યાં ગયો. પેહેલાં તેને મોટા ધર્મયાજક વૃદ્ધ એનાસની પાસે લઇ ગયા. અદ્યાપિ તે પ્રાચીન પાપી પોતે ન્યાયાધીશ નહોતો કારણ કે તે વર્ષે ન્યાય કરવાનો ભાર તેના જમાઇ જોસફ કાયફારના હાથમાં હતો તથાપિ એ વિષયમાં શત્રુતા સાધનમાં અને ખરાબ સલાહ આપવામાં તે કોઇ રીતે ઓછાપણું કરતો નહોતો. તેને સઘળાએ જોઇયે તેટલું માન આપતા હતા. મહાયાજકનું પદ રોમીય રાજપ્રતિનિધિના તાબે હતું. તેથી તત્પદાભિષિક્ત માણસને એક પ્રકારનો રાજ્યકર્મચારી પણ કહી શકાય. વૃદ્ધ એનાસ રાજ્યનો હિતૈષી હોઇ પાઇલેટનો મદદગાર હતો, એ વાસ્તેજ તે ઇશુને શાંતિનો નાશ કરનાર ધારતો હતો. તેની

ખરાબી કરવાની એનાથી જેવી કોશેશ થઈ હતી એવી બીજા કોઇથી થઈ નહોતી. પ્રથમ તો તે મહાયાજકના વંશનો શ્રેષ્ઠ હતો તેમાં વળી વૃદ્ધ અને રાજપ્રતિનિધિનું અનુગ્રહ પાત્ર હતો, તેથી તેની ક્ષમતા ઘણી હતી. ઇશુ તેની સામે આવ્યો ત્યાર પછી તેના ધર્મમત અને શિષ્યસંબંધમાં એક બે સવાલ પૂછ્યા. ઈશુએ કહ્યું "જે કહેવાનું હતું તે મેં પ્રકાશ રીતે કહ્યુંછે, તમારા સર્વે માણસો જાણેછે, ત્યારે હવે મને શામાટે પૂછોછો?" આ સાંભળીને એક સિપાઈ લપડાક મારીને બોલ્યો "શું તારી આટલી બધી હિમ્મત, મહાયાજકને આવી રીતનો જવાબ આપેછે?" ઇશુએ કહ્યું "જો કંઇ ખોટું બોલ્યો હોઉંતો તે સાબેત કર પરંતુ જો ખરૂં બોલ્યો હોઉં તો શામાટે મારેછે?" ત્યાર પછી તેણે તેને હાલના ન્યાયાધીશ ધર્મયાજક કાયફારને સોંપ્યો.

ખોટી સાક્ષીથી કેવી રીતે તેને સજા કરવી એને માટે સર્વે મનુષ્યો કોશેશ કરવા લાગ્યા. ધર્મવિધિ ઉલ્લંઘનની સજા આપવી એ મહાયાજકનું કામ હતું, કોઇને પણ તેને માટે મારી નાખવો હોય તો રોમના રાજપ્રતિનિધિની સલાહ અને મદદ લેવી પડતી હતી. મોટી પદવીના યાહુદીઓની રાજકીય સ્વતંત્રતા થોડીજ હતી. એ વાસ્તે પન્ટિયસ પાઇલેટ તેના ધર્મવિષયના મતામત અથવા કોઇ કામના ઉપર હાથ નાખતો નહોતો. ઇશુના વિરુદ્ધમાં ઘણીક ખોટી સાક્ષી આવવા લાગી, પરંતુ પ્રાણદંડના યોગ્ય દોષ કોઇ પણ પ્રમાણ કરી શકતા નહોતા. છેલ્લીવારે બે જણાએ ખોટી સાક્ષી આપીને સાબેત કર્યું કે ઈશુએ ઈશ્વરનું મંદિર ભાગવા ઇચ્છયું હતું અને તે ત્રણ દિવસમાં પાછું બનાવવાને કહેતો હતો. પરંતુ તેઓની એકમેકની વાતમાં મળતાપણું નહોતું. મોટા યાજકે ઇશુને કહ્યું "તું કંઇજ જવાબ આપતો નથી? સાંભળેછે કે આ લોક શું કહે છે?" એથી પણ ઇશુ બોલ્યો નહિ. એ જોઇને પાછું કહ્યું "તને ઈશ્વરના સોગન છે, તું ઈશ્વરનો પુત્ર ખ્રિસ્તછે કે નહિ? એ કહેવું પડશે." ઇશુએ કહ્યું "તમારી વાત ખરી છે. આજ પછી તમે મને ઇશ્વરની જમણી તરફ બેઠેલો જોશો." ઉપલ્યાં વાકયો સાંભળીને ન્યાયાધિશે ગુસ્સાથી પોતાનાં કપડાં ફાડી નાંખ્યા અને બોલી ઉઠ્યો "હવે મારે સાક્ષી લેવાની જરૂર નથી કારણ કે પોતાના મુખથી ઈશ્વરની નિંદા કરીછે. તમે કાનેથી એના મ્હોંએ ઇશ્વરનિંદા સાંભ-

બીછે, હવે શું કરવું જોઇયે?" આવું ન્યાયાધીશનું વચન સાંભળીને સઘળાઓ બોલી ઉઠયા, "આ માણુસ પ્રાણુદંડને લાયક છે." તે વેળાએ કોઇએ મુકી, કોઇએ લાત, કોઇએ ગાલ ઉપર તમાચો અને કોઇએ તો મ્હોંમાં વિષ્ટા નાંખી. કોઈ તેના મ્હોં ઉપર કપડું ઓઢાડીને મશ્કરીમાં કહેવા લાગ્યા "હે ખ્રિસ્ત કહે જોઇયે તને કોણે માર્યો?" આવીરીતે અન્યાય માર, અને જુલમ કરતાં કરતાં સવાર થયું.

એક તો શિયાળાની રાત્રિ હતી તેમાં પણ ભય અને ચિંતાની સાથે અનિદ્રા અને થકાવટથી દુઃખી થએલો પિટર કાંપતા શરીરે બીજા માણુસોની સાથે આગની પાસે તાપતો હતો. તેટલામાં એક દાસીએ ઓળખ્યો. અને તે દાસી કહેવા લાગી તું પણ ઇશુની સાથનો માણુસ છે!" પિટરે પ્રાણ ભયથી સર્વેની સામે કહ્યું "તમારી વાત હું સમજતો નથી." પછી ત્યાંથી ઉઠીને બહારના દરવાજા ઉપર આવ્યો ત્યારે બીજી એક દાસીએ કહ્યું. "આ માણુસ ઈશુનો સોબતી છે!" તેના જવાબમાં પિટરે કહ્યું. "તેને હું ઓળખતો નથી." બીજા કેટલાક માણુસો ત્યાં હતા. તેઓ બોલ્યા "નિશ્ચય આ માણુસ ગાલિલના દેશનો છે, એમ મ્હોંની વાતચીતથી અમે સમજ્યા." પિટરે ત્રીજી વાર તે વાત માની નહિ, એટલામાં તરત પ્રભાતસૂચક કુકડાનો અવાજ થયો. તે વેળાએ ગુરુવાક્ય યાદ આવ્યાં તેથી તે બહાર નિકળીને પશ્ચાત્તાપની સાથે ઘણો ખેદ કરવા લાગ્યો.

બીજે દિવસે સવારે ન્યાયાધીશ અને પ્રધાનવર્ગ ઈશુના પ્રાણવધની મસલત કરવા બેઠા અને તેને બંધીવાન કરીને રાજપ્રતિનિધિ પાઇલેટની પાસે મોકલ્યો. અપરાધ વિના ઇશુનો પ્રાણ વધ થાયછે તે જોઇને જુડો સ્થિર રહી શકયો નહિ, પોતાના દોષને યાદ કરીને ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પાપંડ હૃદય કયાં સુધી દૈવશક્તિની પ્રતિકૂળતા કરી શકે? દુષ્કર્મનાં પરિણામ ફળે તેને ચેતન કર્યો, તે વેળાએ તે રોતો રોતો તેને આપેલા ત્રીશ રૂપિયા સાથે લઇને મ્હોટા મ્હોટા ધર્મયાજકોની પાસે જઇને કહેવા લાગ્યો. "મેં નિર્દોષીના વિરુદ્ધમાં પાપ કર્યુંછે." તેઓ બોલ્યા "અમે તેને માટે શું કરિયે? તુંજ તેને માટે જુમેદાર છે." આવું સાંભળીને જુડાએ તે રૂપિયા મંદિરની અંદર નાંખી દઇને ત્યાર પછી પશ્ચાત્તાપથી આત્મહત્યા કરી. કારણકે દુર્નિવાર અનુતાપયંત્રણા

તેને અસહ્ય થઇ પડી હતી. ધર્મજ્ઞાની પુરોહિતોએ રક્તનું મૂલ્ય પાછું લેવું એ પાપ સમજીને ઉપલ્યા ત્રીશ રૂપિયામાં વિદેશિયોના ગોરસ્થાનને માટે એક જમીનનો ટૂકડો વેચાતો લીધો. આ જમીનનો કડકો રક્તભૂમિ નામથી પછી ગણાવવા લાગ્યો.

ઈશુને પાઇલેટની પાસે ઉભા કર્યા પછી યાહુદિયોને પૂછ્યું "આ માણુસના વિરુદ્ધમાં તમારી શી ફરિયાદ છે?" તેઓએ કહ્યું. "આ જો અપરાધી નહિ હોત તો અમે આને તમારી પાસે પકડીને લાવત નહિ. આ માણુસ પ્રજાના મનને ખરાબ કરવાને કહે છે કે હું રાજા છું, તમે સિઝરને કર આપતા નહિ. ગાલિલથી જુડિયા સુધીના સર્વ માણુસોને આ માણુસે ખરાબ સલાહ આપીને રાજવિદ્રોહી કરી મૂક્યાછે. તમે જો એને છોડો તો તમે પ્રજાના બંધુ નથી. પોતાને રાજા સમજેછે તે સિઝરનો વિરોધી છે." કેટલી બધી રાજભક્તિ! પોતે હમેશાં રાજવિદ્રોહિતા કરતા આવેલાછે. હાલ ઇશુના પ્રાણુનાશને માટે રોમના બાદશાહના પરમહિતૈષી થયા. નીચ સ્વાર્થને માટે માણુસ આવા વ્યવહાર હમેશાં કરતો આવેલોછે, જે શત્રુ હોયછે તે પણુ તે વેળાએ મિત્ર જેવા થઇ પડેછે.

ઇશુ ગાલિલ દેશનો માણુસ છે એવું સાંભળીને પાઇલેટે તેને હેરાદ આંટિપાસની પાસે ન્યાય કરવાને માટે મોકલી દીધો. હેરાદ કંઇ કામસર તે વેળાએ જેરુશેલમમાં આવ્યો હતો. ઇશુની અદ્ભુત આશ્ચર્ય ક્રિયા પોતે નજરે જોય એવી તેની ઘણુા દિવસની ઇચ્છા હતી, એ વાસ્તે પોતાની સામે આવેલો જોઇને ઘણો આનંદિત થયો, અને અજાયબ થઇને ઘણુા સવાલો તેને પૂછવા લાગ્યો પરંતુ ઇશાએ કંઇજ જવાબ આપ્યો નહિ. તેથી આંટિપાસે નારાજ થઇને તેને અપમાનિત કરીને પાછો પાઇલેટની પાસે મોકલી દીધો. પાઇલેટે ફરિયાદિયોને કહ્યું "તમે તમારી દંડવિધિ પ્રમાણે એનો ન્યાય કરો." તેઓ બોલ્યા "અમારી ધર્મવિધિ પ્રમાણે અમે એને પ્રાણુદંડની સજા કરી શકિયે છિયે કેમ કે આ માણુસ પોતાને ઈશ્વરનો પુત્ર જાણીને માનેછે." ત્યાર પછી પાઇલેટે ન્યાયના સિંહાસન ઉપર બેસીને ઇશુને પૂછ્યું "તું શું યાહુદિયોનો રાજાછે? ઇશુએ જવાબ આપ્યો" ઉપલી વાત તમે પોતાની મેળે કહોછો કે કોઇના મ્હોંએ સાંભળીછે?" પાઇલેટે કહ્યું "હું શું યાહુદી છું? તારા સર્વ સ્વજાતીય માણુસોના પ્રધાન ધર્મ

યાજકે તને અહિં મોકલાવ્યોછે. તેં શો અપરાધ કર્યો છે?" ઈશુએ જવાબ આપ્યો "શું આ વાત તમારા મુખથી પણ નિકળેછે? ખરી સાક્ષી આપવાને માટે મ્હારું પૃથ્વીમાં આવવું થયુંછે. જેઓ સત્યરાજ્યના માણુસો છે તેઓ મ્હારી વાત સાંભળેછે?" પાઇલેટે સવાલ કર્યો "સત્ય તું કોને કહેછે?"

ત્યાર પછી પાઇલેટે બહાર જઇને ધર્મયાજકોને કહ્યું "હું તો ઇશુને કોઇ રીતે અપરાધિ સમજતો નથી. હેરાદની કને મોકલ્યો હતો તેણે પણ અપરાધી જાણ્યો નહિ. આ નિસ્તાર પર્વના ઉપલક્ષે તમારી ઈચ્છાનુસારે એક બંધીવાન છોડવાની રીત છે. હમણાં કહોતો ચોરી કરનાર બારાબાસને છોડી મૂકું-નહિ તો આ યાહુદી રાજાને? સર્વે પોકારીને બોલ્યા "બારાબાસને છોડી મૂકો અને ઇશુને ક્રુશમાં વિદ્ધ કરો!" જ્યારે ઇસુના વિપક્ષમાં આવી રીતે એકઠા થઇને નાના પ્રકારના દોષ લગાડવા લાગ્યા, અને ઇશુને ચૂપ થયલો જોયો ત્યારે પાઇલેટ થોડોક આશ્ચર્ય થયો અને સમજ્યો કે વિપક્ષના લોકો ખારથી આવું કામ કરવાને કહે છે. ફરી તેઓને કહ્યું. "આ માણુસને હું કંઈક સજા આપીને વિદાય કરું છું કારણ કે એમાં તેનો કંઇ દોષ જોતો નથી." આવા પાઇલેટનાં વચન સાંભળીને શત્રુઓ "ક્રુશ ઉપર મારી નાખો! ક્રુશ ઉપર મારી નાખો!" કહીને મ્હોટો પુકાર કરવા લાગ્યા. ઇશુનો પક્ષ સાબેત કરવાને માટે એક પણ માણુસ ત્યાં હાજર નહોતો. પાઇલેટે ફરી ઇશુને પૂછ્યું "તું ક્યાંથી આવ્યો છે?" ઇશુએ કંઇપણ જવાબ આપ્યો નહિ. તેથી પાઇલેટ ગુસ્સે થઇને બોલ્યો તું મ્હારા સવાલનો કંઇપણ જવાબ કેમ આપતો નથી? તું શું જાણુતો નથી કે મ્હારા હાથમાં તારું જીવન મૃત્યુ રહેલું છે?" આ સાંભળીને ઇશુ પ્રશાંત ચિત્તથી ડર્યા શિવાય બોલ્યો. "ઉપરથી સત્તા નહિ આવે ત્યાંસુધી તમે મ્હારા વિરુદ્ધમાં કંઇ કરી શકવાના નથી. મને જેણે તમારી આગળ સોંપ્યો છે તેઓનું પાપ ઘણું વધારેછે." ઉપલ્યાં તેજોમય વાક્ય સાંભળીને રાજપ્રતિનિધિના પ્રાણુમાં ભયનો સંચાર થયો. તથાપિ યાહુદિયોના મન સંતોષ રાખવાને માટે તેઓને પૂછ્યું "હવે શું હું તમારા રાજાને ક્રુશાહત કરવાનો હુકમ આપું?" એઓએ કપટ રાજભક્તિમાં ગદ્દગદ થઇને તેનો જવાબ આપ્યો. "સિઝર શિવાય અમારો બીજો કોઇ રાજા નથી!" આવા શ્રવણુ મધુર ખુશામતના વચનથી તે-

ઓએ પાઇલેટને ખુશ કર્યો. આવી રીતની વાતચીત થાય છે તે વેળાએ તેની સ્ત્રીએ અંદરથી કહાવી મોકલ્યું કે "તમે આ ન્યાય પરાયણ માણસના સંબંધમાં કંઇ તાલુકો રાખશો માં, કારણ કે તેના મામલામાં મેં રાતે ઘણાં સ્વપ્નાં જોયાં છે." આ સાંભળીને પાઇલેટના મનમાં વધારે ડર ઉત્પન્ન થયો. પરંતુ ધર્મયાજકોની એકતા અને ખટપટ જોઇને તે વિષયમાં વધારે વાત કરી શકયો નહિ. પછી હાથ ધોઇને બોલ્યો. "હું કંઈ આનો જુમેદાર નથી, તમોને જે કરવું હોય તે કરો." યાહુદિયોએ કહ્યું "અમે અને અમારા પુત્રો એને માટે જુમેદાર છિયે." ત્યારપછી ચોર બારાબાસને છોડી મૂકયો અને સાધુ ઇશુખ્રિસ્તને પ્રાણદંડની સજા કરવાનું નક્કી કર્યું. દુરાત્મા પાઇલેટ ભીરૂ—કાયર લોકરંજન પ્રિય હતો તે આના ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેને અમે હતભાગ્ય જાણી અને સાંભળીને લોકના કહેવા ઉપરથી નિર્દોષી સાધુનો પ્રાણવધ કરવામાં મદદ આપી એટલુંજ નહિ પણ ઈશુખ્રિસ્તને ધિક્કાર લાંછના અને માર પણ માર્યો હતો. લોકની પ્રશંસા સાંભળવામાં, ઉપરીઓનું મનોરંજન કરવામાં અને ધન તથા માનની ઇચ્છા જેના જીવન સ્વરૂપ હોય છે, તેવા ન્યાયાધીશની આગળ બીજી શેની આશા રાખી શકાય? વિષયાસક્ત જીવની દશા હમેશાં આવીજ હોય છે. તે ધર્માધિકરણમાં ન્યાયના આસન ઉપર બેસીને ન્યાયની વિરુદ્ધ આચરણ કરીને વિવેકની આંખમાં ધૂળ નાંખે છે. પાઈલેટે ધર્મનો બચાવ કરવાને માટે હાથ ધોયા હતા ખરા, પરંતુ નરકમાંથી પોતાના આત્માને દૂર રાખી શકયો નહિ.

થોડીવાર પછી રોમનું લશ્કર આવીને ઇશુખ્રિસ્તને ચાર બાજુએથી ઘેરી લીધો; તેના શરીર ઉપર લાલ કપડાં, માથા ઉપર કાંટાનો મુકુટ પ્હેરાવ્યો, ખભા ઉપર ક્રુશનો બોજો મૂકાવ્યો અને હાથમાં રાજદંડ સ્વરૂપ એક લાકડી આપીને સામે ગુટણપર બેશીને કહેવા લાગ્યા. "જય યાહુદી રાજાનો જય!" આવી રીતના ઉપહાસ અને અપમાનની સાથે કોઇએ શરીર ઉપર વિષ્ટા નાખી, કોઇએ હાથમાંની લાકડી લઇને તેના માથા ઉપર જોરથી મારી. એવી રીતે ઘણું કષ્ટ આપવા લાગ્યા. ધર્મના નામથી માણસ માણસને કેટલો કલેશ આપેછે તેનો અહિંયાં ઘણો હદ બહાર દેખાવ જોવામાં આવ્યો. નિર્દોષીના ઉપર આટલો બધો ક્રોધ, દ્વેષ,

બદલો દેવાની ઇચ્છા કેમ થાય છે તે સમજવું મુશ્કેલ છે. જુલમના ઉપર વળી અપમાન, તેના ઉપર વિષોક્ત ઉપહાસ વચન, હાય! કેવું નિદારુણ દુઃખ આવી ઘોર વિડંબનામાં પડીને નીરવે નીચું માથું નાખીને ઈશુખ્રિસ્ત રુવે છે, કાંટાના મુકુટથી કપાળ ઉપર લોહીની ધાર પડેછે, આંસુથી ગાલ ભરાઇ જાયછે, ગભીર નિર્યાતનથી શરીર તુટી ગયું છે, પ્રાણ જવાની તૈયારી કરે છે, તથાપિ મ્હોંમાં એક શબ્દ નહોતો, આર્તનાદ નહોતો. શાંતભાવથી સર્વ સહન કરેછે, અને ઉપર નયન રાખીને પિતાના મ્હોં તરફ જોતો રહ્યો છે. કેવળ જાણે કહેતો હોયને કે "પિતા! હવે કેટલી વાર! હવે કેટલી વાર!" ગઇ રાતના ખાવાની વેળાથી હનણાં સુધી ક્રમાગત માથા ઉપર ધુંધુ કરીને આગ બળે છે. નિદ્રા, વિશ્રામ, સુખ શાંતિ, બાંધવ સોબતિયો જન્મને માટે છોડીને જતા રહ્યા છે. આ ઘોર સંકટ કાલે વિપદ્‌વારણ ભક્ત સખા પરમેશ્વર શિવાય બીજો કોણ મદદ કરી શકે? મહા કલેશથી જર્જરિત થઇને આવી હાલતમાં તે વધ્યભૂમિ કાલવેરીની તરફ ચાલ્યો જવાની પેહેલાં લશ્કરી માણસોએ લાલ કપડાં કઢાવીને પાછા તેને પોતાના વસ્ત્ર પેહેરાવ્યાં.

ચારે બાજુએ યમના નોકરના જેવા હથિયારબંધ પેહેરિયો આગળ પાછળ તીર્થયાત્રી જેનારનું ટોળું અને પાપાત્મા યાહુદીનું ટોળું, તેની વચમાં દેવાત્મજ ઇશુખ્રિસ્ત, તેનું આખું શરીર ધૂલથી ભરેલું હતું, આંખ લાલ થઇ ગઈ હતી, માથા ઉપર કાંટાનો મુકુટ પેહેરેલો હતો, ખભા ઉપર ક્રુશનો બોઝો લીધેલો હતો. મ્હોંની કાંતિ રાહુગ્રસ્ત ચંદ્રના જેવી કાળી થયલી હતી, પાંચ વર્ષના બાળકની પેઠે ચુપ થઇને રસ્તામાંથી ચાલતો જતો હતો. આગલા દિવસે જાતીય મહા મહોત્સવ હતો તેમાં લોકો સર્વ ખુશી ખુશાલીમાં મત હતા, તેની અંદર આવો હૃદય વિદારક દેખાવ ઇશુખ્રિસ્ત દુઃખનો અવતાર થયો હતો. તેની કલેશ યંત્રણા યાદ કરીને નિખિલ બ્રહ્માંડનાં નરનારી જડ જીવ પશુ પક્ષી વૃક્ષ લતા સઘળા મળીને જો રુવે તોપણ આ દુઃસહ શોક વેદના દૂર થનાર નથી. ગઈ રાતના ઉત્કંઠા અને માનસિક સંગ્રામથી પ્રાણ તરફડતો હતો, શરીર મુડદા જેવું થઈ ગયું હતું, તેના ઉપર નરાધમોનો માર, તેથી ક્રુશ ભાર ઉપાડી શકતો નહોતો, વારંવાર સ્ખલિત પગ થઇ જતા હતા. જે ક્રુશ ઉપર પ્રાણ જશે

તેને પોતાના ખાંધે લઈ જવો પડતો હતો. આવી અવસ્થામાં તેને નગરની બહાર વધ્યભૂમિની તરફ લઇ જતા હતા. તે વેળાએ સાથે જોવા જનારી સ્ત્રીઓ પોતાના આંસુ રોકી શકી નહિ, તેઓના વિલાપધ્વનિથી આકાશ વિદીર્ણ થવા લાગ્યું. આવું ઇશુ ખ્રિસ્તને દુઃખ વેઠવું પડતું હતું તોપણ પોતાની સ્વજાતિની ભાવી દુર્દશાને ભૂલ્યો નહોતો. તેઓમાં મોટો બળવો જાગશે, પ્રજા ઘણી સંકટમાં પડશે, આ ચિંતા તેના મનમાં જાજ્વલ્યમાન હતી. વિચાર કરવા લાગ્યો કે જ્યારે મ્હારા જેવા નિરપરાધીના ઉપર રોમનોનો આવો જુલમ છે ત્યારે પાખંડ પ્રકૃતિ યાહુદિયોના ભાગ્યમાં કેટલું દુઃખ થતું હશે! નગરની સ્ત્રિયોના રડવાનો અવાજ સાંભળીને ઇશુખ્રિસ્તે કહ્યું "હે જેરૂશલમની રહેનારી કન્યાઓ! તમે મ્હારે માટે હવે રૂવો નહિ, તમારે માટે અને તમારાં છોકરાંને માટે રૂવો. કેમકે વખત પાસે આવેછે જ્યારે સર્વ કહેશે કે જેના ગર્ભમાં સંતાન નહિ થાય તેવી વાંઝણી સ્ત્રીને ધન્ય છે! અને જેનું કોઇ દૂધ નહિ ચૂસે એવા સ્તનવાળી સ્ત્રીને ધન્ય છે! તે વેળાએ લોકો પર્વતને કહેશે કે તમે અમારા ઉપર પડીને અમને ઢાંકી નાખો. રોમનો જો લીલારંગના છોડવા ઉપર આવો વ્યવહાર કરે તો સુકા ઝાડની દશા શું થશે?" સ્વજાતિની ભાવી દુર્ગતિ કેવો આકાર ધારણ કરશે તે ઇશુખ્રિસ્ત પોતાની ઉપર વિડંબના જોઇને સ્પષ્ટ સમજી શકયો હતો. ચિરકાલ પારકા દુઃખનો વિચાર કરતાં કરતાં તેનું આયુષ્ય ગયું હતું, એક દિવસ પણ તેના મ્હોં ઉપર કોઇએ હસવું જોયું નહોતું. વિશ્વાસ અને આધ્યાત્મિક શૌર્ય વીર્ય પરાક્રમથી તે હમેશાં અટલ પર્વતની પેઠે હતો, પરંતુ પૃથ્વીના પાપના બોજાથી સર્વદા તે થાકી ગયલો જણાતો હતો. પાપીના દુઃખથી હમેશાં તે પ્રાણ ભરીને રોતો હતો. તેના જીવતરમાં ઘણું કરી કોઇપણ જગા ઉપર ખુશીના આલ્હાદ કે ઉલ્લાસની વાત મળતી નથી. જગતના ખરેખરા હિતવાદી પરપ્રેમિકોના ભાગ્યમાં ઘણું કરીને આવુંજ બનેલું જોવામાં આવેછે. તેમ નહિ થાત તો મનુષ્ય ચરિત્રનો નમુનો સત્પુત્રનું દૃષ્ટાંત કેમ સ્થાપન કરી શકત?

સવારે નવ વાગે ન્યાય પૂરો થયો, ત્યાર પછી ઇશુખ્રિસ્તને ક્રુશ ઉપર ચઢાવ્યો. ક્રુશ ઉપર પ્રાણ વધ કરવો. એ જેમ આપણને ઘણો ભયાનક વ્યાપાર જણાયછે તેમ રોમનોની આગળ તે હજારમાંનો એક ભાગ જણાતો હશે કે નહિ તે સંદેહ છે. રા-

જયના બળવાખોર અને ગુલામોને ઘણું કરીને આવીરીતે નાશ કરતા હતા. તે દિવસે બે બાજુએ બે લુટારાને પણ ક્રુશમાં વિદ્ધ કર્યા હતા.

ક્રુશ સર્વે જોયા હશે. માટીમાં એક લાકડું ડાટીને તેના થોડે દૂર એક લાકડું ઉભું મારવામાં આવેછે. અપરાધીને ઉભો રાખીને તે લાકડાની સાથે બાંધેછે અને તેના હાથ બન્ને બાજુએ લાંબા કરાવેછે અને બન્ને પગ જોડે રખાવેછે. ત્યાર પછી લાંબા કરેલા હાથમાં મ્હોટા મ્હોટા ખીલા લાકડા સુધી મારેછે. અને બે પગને જોડીને તેમાં પણ એક મ્હોટો ખીલો પ્રવેશ કરાવેછે. આવી અવસ્થામાં અપરાધીને વધારે વખત રાખ્યા પછી ધીરે ધીરે મારી નાંખેછે. આના જેવું દુઃખદાયક મરણ બીજું કોઇજ નથી.

લશ્કરે ઠુકાર કરીને કોમળ પ્રકૃતિ ઇશુખ્રિસ્તને વિવસ્ત્ર કરીને ક્રુશ ઉપર બાંધ્યો, બે હાથમાં બે અને બે પગમાં એક ખીલો મૂકીને હથોડાથી મારીને અંદર નાખ્યો. અને તેની બન્ને બાજુએ બે ચોરને તેવી રીતે બાંધીને ખીલા માર્યા. નિર્દય ખીલાના આઘાતથી પગના નખથી લઇને માથાના વાળ સુધી ઝણઝણાટ થવા લાગ્યો. તરસથી કંઠ સુકાઈ ગયો, હાથ પગમાંથી લોહીની ધારો પડવા લાગી. દુઃખે જાણે પોતાનો આકારજ તેને બનાવ્યો હોય નહિ એવો તે દેખાતો હતો. પાખંડનો જુલમ અને સાધુની અતુલ સહનશીલતાનું આ આખરનું દૃષ્ટાંત હતું. જે જગ્યા ઉપરથી ઘણા માણસો આવજાવ કરતા હતા તે જગ્યા ઉપર વધ્યભૂમિ કરી હતી. દંડિત માણસની દુરવસ્થા જોઇને બીજા લોકો તેવું કામ નહિ કરે તેને માટે યાહુદિયોએ ઘણા ધિક્કાર અને અપમાનની સાથે તેને આ બે ચોરની સાથે આવીરીતે વધ્ય કર્યો હતો. માથા ઉપર મધ્યાન્હ કાલના સૂર્યના તીવ્ર કિરણ પડતાં હતાં, તેના ઉપર આવી દુર્વહ ક્રુશની બળતરાથી પળ પળમાં કલેશ વધારે થતો હતો. આવી હાલતમાં માણસ ઘણો વખત સુધી જીવતો રહેછે. અને બળી બળીને મરી જાયછે. જેટલો યાતનાનળ બળેછે તેટલી મૃત્યુવેદના તેઓને વધારે છટફટ કરાવેછે, જેટલી છટફટ કરે તેટલા જખમ વધારે બળેછે અને ફુલેછે. ત્યારે યંત્રણામાં અધીરો થઇને ઉન્માદની પેઠે કોઈ હન્તાને દુર્વાક્ય કહેછે, શાપ આપેછે, કોઇ દયામણું રોઇને વિનંતિ કરેછે. તે વેળાએ તેઓને મરણ પરમ પ્રાર્થનીય થાયછે. જેને જુએ

તેને વ્યાકુલ થઇને કહેછે કે "અરે ભાઇ મને જલદી જલદી મારી નાંખ્ય, હવે મારાથી સહન થતું નથી! કલેશ ઓછો જણાવા માટે મુમૂર્ષ માણુસને એક જાતનો તરળ માદક પીવાડવાની વિધિ પ્રચલિત હતી, નગરની રહેનારી કોઇ દયાવંત સ્ત્રી એ તૈયાર કરીને મોકલતી. તે માદક પીધાથી ચૈતન્ય શક્તિ વિલુપ્ત થઇ જતી તેથી ક્રુશનો આઘાત અનુભવ કરવાનું સામર્થ્ય રહેતું નહોતું. વૈરનિર્યાતનસ્પૃહા પૂર્ણ માત્રામાં પૂર્ણ થયાથી પાષાણ હૃદયમાં પણ આટલો દયાનો સંચાર થાયછે. આની પેહેલાં આવી રીતિ હતી કે તરવારના આઘાતથી મૃત્યુને મદદ કરાવવામાં આવતી. નરપિશાચ યાહુદિયોની આટલીજ દયાની ઓળખાણ મળેછે. ઇશુખ્રિસ્ત ક્રુશવિદ્ધ સાધારણ માણુસની પેઠે અસ્થિર થઇને હાય મરી ગયો એવું બોલતો નહોતો, માદક સેવનથી પોતાની ચૈતન્યશક્તિ વિરહિત થવા દીધી નહિ; છેલ્લી પળ સુધી વિવેક અને બુદ્ધિને જાગ્રત રાખીને વીરની પેઠે મૃત્યુને ગ્રહણ કર્યું હતું. બીજાની પેઠે તેને કષ્ટ પણ વધારે વખત સુધી સ્થાયી રહ્યું નહોતું. ગઇ રાતના કલેશ અને દુશ્ચિંતાથી શરીર કાતર હતું, આ માટે જીવ જતા ઘણીવાર થઈ નહિ. પરંતુ પશુબળનો પ્રભાવ ધર્મબળની આગળ કેટલો ધિક્કારને પાત્ર છે અને હીણો છે તે મૃત્યુની અંદર તે દેખાડી ગયોછે.

ઇશુખ્રિસ્તે માદક પીધું નહિ, તેથી તેને થોડો કાલ રહેનાર ક્રુશની યંત્રણા વધારે પીડાદાયક થઇ. દરેક વારે અંગ હલાવ્યાથી જખમ મ્હોટા થતા અને વેદના થતી. લોહી જલદીથી ચાલતું અને માથાઉપર દોડતું, આંખ લાલચોલ થઇ ગઇ, નાકમાંથી શ્વાસોશ્વાસ લાંબો લેતો. જેટલા પ્રકારના શરીરના કલેશ થઇ શકેછે તે આ ક્રુશાહત માણુસને એકીવેળાએ સહન કરવા પડતા હતા. હજારો મૃત્યુયંત્રણા એકઠી થઇને ઇશુખ્રિસ્તને ચુરેચુરા કરવા લાગી. તથાપિ તેના આત્માનું કેવું અલૌલિક મહાત્મ્ય હતું! આવી અંતર્દાહમાં સંતપ્ત થઇને પણ પ્રાર્થના કરી, "પિતા એઓને ક્ષમા કર. એઓ શું કરેછે તે જાણુતા નથી." શત્રુને ક્ષમા કર, પ્રીતિ જાણીને જેવો ઉપદેશ આપતો તેમ તેનું જીવંત દૃષ્ટાંત પણ દેખાડ્યું. આ પ્રાર્થના નિત્યકાલને માટે સ્વર્ણાક્ષરથી લખી ગયોછે; વિશ્વ વિલુપ્ત થશે તોપણ એ ધ્વંસ થનાર નથી. નિષ્ઠુર દાનવસ્વભાવ યાહુદિયો જે કૃપાને પાત્ર છે, ક્ષમાનો યોગ્ય

આવો ભાવ સ્હેજ કોઇના મનમાં આવતો નથી. પરંતુ ઇશુખ્રિસ્તના પ્રશસ્ત હૃદયમાં તેનો દેખાવ આવ્યો હતો. વસ્તુતઃ યાહુદી પુરોહિત અને પ્રધાન ધર્મયાજકો ચિરસેવિત કુસંસ્કાર અને પ્રેમહીન ધર્મમતમાં આટલા બધા આંધળા થઈ ગયા હતા કે તેઓ ધર્માધર્મનો ભેદ સમજી શકતા નહોતા. ઇશુ તેઓનું સત્યાનાશ વાળવા બેઠોછે. આ વિશ્વાસ તેઓને ખરેખર મનમાં આવતો હતો. જાતીય પ્રાચીન રૂઢી, જડમૂળથી ઘાલેલા કુસંસ્કારથી શું કોઇ સહેલાઇથી છૂટી શકેછે! મૂર્તિપૂજક જેન્ટાઇલ પેહેરેગીરો તેઓના કરતાં કૃપાપાત્ર હતા. આવી સર્વ હાલત જોઇને તેઓ દયાર્દ્ર થયા હતા. કોઇ મનુષ્ય તેનો દુશ્મન નહોતો. પાપને કેવળ તે હમેશાંનો વૈરી જાણતો હતો. આશ્ચર્ય આટલુંજ છે કે આવી નિવિડ કલુષાંધકાર ભેદીને અનંત કાલનો સત્પદાર્થ સાધુતા ભગ્ન પડ્યો.

ઈશુખ્રિસ્તને જેવી યંત્રણા આપવામાં આવતી હતી તેવુંજ અપમાન આપવામાં આવતું હતું. ચોર લુટારા જેમ સર્વ સાધારણના ધિક્કારના પાત્ર છે તેમ ઈશુને પણ તેજ હારમાં ગણવામાં આવ્યો હતો. સાથે મરનાર ચોર, રસ્તા ઉપરના મુસાફર, સામાન્ય સિપાઇયોની જીભ અને હાથ તેના ઉપર પડવા લાગ્યાં. ઈશુખ્રિસ્ત કેવી રીતે પ્રાણ છોડેછે તે જોવાને માટે ઘણાક આમોદપ્રિય માણસો તે જગ્યા ઉપર એકઠા થયા હતા. હતભાગ્ય લોકોનાં એવાં તો નિર્દય પાષાણ હૃદય હતાં કે તે મૃત્યુગ્રાસમાં પડયો છે, યંત્રણા અપમાનની હદ થઇછે તથાપિ તેના ઉપર પાછી ઉપહાસની વાક્યયંત્રણા વર્ષવા લાગી! યાહુદિયોએ પાઇલેટના હુકમથી "યાહુદિયોનો રાજા ઈશુ" લાટીન, ગ્રીક અને આરમાનિક ભાષામાં મ્હોટાં મ્હોટાં અક્ષરથી એક પાટીયા ઉપર લખાવીને ઉપર ટંગાડ્યા હતા. આમ કરીને પાઇલેટે યાહુદિયોને ધિક્કારીને ઉપહાસ કર્યો હતો, તે ક્રોધાન્ધ ધર્મયાજકો પેહેલાં સમજી શક્યા નહોતા. છેલ્લે સમજ્યા પછી રાજપ્રતિનિધિની પાસે જઇને કહ્યું "તમે 'યાહુદિયોના રાજા' આ નહિ લખતાં તે કહેછે કે 'હું યાહુદિઓનો રાજા છું' આવું લખો" પાઇલેટે આ અરજ ગ્રાહ્ય કરી નહિ, અને બોલ્યો "જે લખ્યું છે તે લખ્યું છે."

ક્રમે મૃત્યુ પાસે આવ્યું તલતલ પ્રાણ વિયોગ થવા લાગ્યો. એવી વેળાએ કોઇ જોનારે કહ્યું. "આ માણસ મંદિર ભાગીને

ત્રણ દિવસમાં પાછું કરવા ચહાતો હતો, આટલી જો શક્તિ હોય તો હમણાં ક્રુશ ઉપરથી ઉતરીને કેમ આવી શકતો નથી." સફેદ દાહાડીવાળા પ્રાચીન પાતકી પુરોહિતોએ પણ ઉપહાસ ઠઠાની સાથે હસીને કૌતુક કરવાનો આરંભ કર્યો. સર્વ લોક આનંદ પ્રકાશ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા "આ માણસ બીજાને પરિત્રાણ આપવા ચહાતો હતો, પરંતુ પોતાને બચાવી શકતો નથી. આ જો ખરેખર ઈશ્વરનો પુત્ર હોય તો ક્રુશ ઉપરથી ઉતરીને આવે તો અમે તેને માનશું." સિપાઇયો પણ આવી રીતની વ્યંગોક્તિ કરવા લાગ્યા. બન્ને બાજુના ચોરમાંનો એક ચોર મશ્કેરીમાં સામેલ થઇને મશ્કેરી કરવા લાગ્યો "ઈશુ મહાનપુરુષ અદ્ભુત કર્મી પુરુષ જાણીને વિખ્યાત છે તો પણ તે પોતાને અને અમોને બચાવી શકતો નથી." પરંતુ બીજો ચોર તેવો નહોતો, તે ઈશુખ્રિસ્તના મહત્વ ઉપર વિશ્વાસ રાખતો હતો. કદાચ તેણે તેનો ઉપદેશ સાંભળ્યો હશે. તે તેના સોબતીને ભર્ત્સના કરીને કહેવા લાગ્યો "તને શું થોડો પણ ઈશ્વરનો ડર નથી? હાલ પાપનો દંડ ભોગવે છે. આપણે અન્યાય કામ કરીને યોગ્ય સજા પામ્યાછિયે, પરંતુ આનો કંઈ અપરાધ નહોતો." ત્યાર પછી તે ઈશુખ્રિસ્તને કહેવા લાગ્યો "હે ઈશુ! તમે જ્યારે તમારા રાજ્યમાં બેસશો ત્યારે મને ધ્યાનમાં રાખજો." તેનાં સરળ વિશ્વાસના વાકય સાંભળીને ખુશ થયો અને તેના જવાબમાં બોલ્યો "આજેજ તું સ્વર્ગ લોકમાં મારી સાથે જઈશ."

જોતા જોતામાં દિવસ પૂરો થયો. ઘોર નિર્યાતનમાં ઇશુખ્રિસ્ત નીરવથી પ્રાણ વિસર્જ્જન કરેછે, પરંતુ ગથજિમેનિના બગીચામાં, મહા યાજકના મકાનમાં, કોર્ટમાં અને ગલગથા મશાણમાં નિર્વાક રહીને જે સમસ્ત મધુર ઉપદેશ તેણે આપ્યો હતો તે કોઈ કાલે કોઈ ભૂલી શકશે નહિ. કદાચ કોઈ ક્રુશ ઉપરથી એને કાઢીને લઈ જાય એવા સંદેહથી ત્યાં પેહેરો લગાડ્યો. તેઓ અનાયાસે તે શોકાવહ દેખાવની પાસે બેશીને ખાવા પીવા ને હસવા લાગ્યા. ઈશુની સંગિની અને સ્વદેશવાસિની નારિયો છેટે ઉભી રહેલી હતી, તેઓ રોતી હતી. માતા મેરી પણ તેઓમાં હતી. તેનો રડવાનો અવાજ સાંભળીને ઇશુની નજર ત્યાં પડી. માને સંબોધન કરીને બોલ્યો "જો, નારી, તારા છોકરાની કેવી હાલત!" સેન્ટજાન પણ ત્યાં હાજર હતો તેને ઈ-

શુએ કહ્યું "મ્હારી માને જોજે!" તે વેળાએ જીવનનો છેડો આવી રહેલો હતો, વધારે વાત કહેવાનું સામર્થ્ય નહોતું.

ક્રમાગત આવી રીતે છ કલાક ક્રુશ ઉપર રહીને જ્યારે યંત્રણા સહન નહિ થઇ શકી ત્યારે મ્હોટા અવાજથી બોલ્યો. "એલિ, એલિ, લામા સે બક્તાનિ!" અર્થાત્ "હે મ્હારા પિતા! હે મ્હારા પિતા, શા માટે તમે મ્હારો પરિત્યાગ કર્યો?" આ દાઉદના રચેલા ૨૨ મા ગીતનો પેહેલો ભાગ હતો. ગભીર દુઃખ પ્રકાશની વેળાએ આ વાક્ય ઘણું કરીને વાપરવામાં આવતાં હતાં. શા માટે ઇશુ આવાં નિરાશાનાં વાક્ય બોલ્યો? ખરેજ શું તે વેળાએ તે પિતાથી છુટો પડ્યો હતો? પેહેલાંના અને પછીના આશાપૂર્ણ વીરવાક્ય શ્રવણ કર્યાથી તે ભાવ મનમાં સ્થાન પામતો નથી. ઘણી યાતનાથી થોડી પળને માટે આવું જણાયું હતું કે પિતાએ પ્રસન્ન મ્હોં છુપાડી રાખ્યું છે. હજારો મૃત્યુયંત્રણાના કરતાં પળને માટે પિતાથી વિચ્છેદ તેના પક્ષે વધારે હતો. તેના આત્માનું બળ વિશ્વાસ ધૈર્ય પરાક્રમ અસાધારણ જાણીને આટલીવારસુધી સમસ્ત કષ્ટ સહન કરતો આવ્યો હતો. હમણાં તેની ચરમસીમા આવી હતી, તેથી તે રોકી શક્યો નહિ. આ વખતે પાણીની તરસથી તેનો પ્રાણ વ્યાકુલ થઇ પડ્યો હતો. તેથી બોલ્યો, "પાણી આપો" તરત એક જણે ખાટો રસ લાવીને તેના મ્હોંમાં નાખ્યો. અને કહેવા લાગ્યો "સાંભળ! સાંભળ! તેં ઇલાયાસને બોલાવ્યો છે." તે જોઉં કેવી રીતે તારી રક્ષા કરેછે.

કહેવાય છે કે ઇશુનો અંતિમકાલ પાસે આવેલો જોઇને સૂર્ય તિમરાવૃત્ત થયો હતો. પૃથ્વી કંપાયમાન થઇ હતી. દેવમંદિરની ભીંતના બે કડકા થઇ ગયા હતા. બહાર ગમે તેમ થયું હોય પરંતુ અંતર રાજ્ય શોકથી ઘેરાઈ ગયું હતું, હ્રદયવાન્ માનવનો પ્રાણ ફાટી પડ્યો હતો. મૃત્યુવેદનાએ જ્યારે ઈશુનાં સમસ્ત ધૈર્ય સહનશીલતાને કાઢી નાંખી, લોહીના તરસ્યા નરાધમોના સમુદાય પશુ પ્રવૃત્તિ પૂર્ણ થઇ, ત્યારે તે પ્રશાન્ત અંતઃકરણથી બોલ્યો "પિતા! તારા હાથમાં મેં આત્મસમર્પણ કર્યું!" તરત લોહીની નસ તુટી ગઇ, માથું નીચે ઝુકયું, પ્રાણ નિકળી ગયો. આ મહાવાક્ય ઉચ્ચારણ કરીને ઇશુખ્રિસ્ત દિવ્યધામમાં જતો રહ્યો. તે વેળાએ એક સિપાઈ બોલ્યો "ધન્ય ઇશ્વર! આ માણસ નિશ્ચય પવિત્ર હતો." અને જોનારાઓ હ્રદયવિદારક દેખાવ જોઇને

વ્યથિત થયા અને છાતીમાં હાથ મારીને ઘર તરફ પાછા ફર્યા.

હાય! ઇશુખ્રિસ્ત! કંગાલનાં ધનને કેવી ભય પમાડે એવી યંત્રણા તમે સહન કરીછે. મનુષ્યને તમે આટલા ચહાતા હતા કે તેઓના પાપના પ્રાયશ્ચિતને માટે વગર હરકતે પોતાનો પ્રાણ આપ્યો. તમે અમારે માટે સર્વ સુખ ઉપર પાણી મૂકીને ઝાડની નીચે વસતા હતા. ભુખ તરસથી કેટલો વખત સુધી તમે તમારૂં શરીર અવસન્ન કર્યું છે, લોકનિંદાથી પ્રાણ બળી ગયો છે, નિર્ભયથી તમને ઊંઘવાનો વખત પણ મળ્યો નહોતો. આવા કામનો બોજો પિતાએ તમારા ખભા ઉપર અર્પણ કર્યો હતો. રાત્રદિવસ ક્યાં જતો રેહેતો હતો તે પણ જાણવામાં આવતું નહોતું. ત્રણ વર્ષ અવિશ્રાંત માથાની ઉપર કેટલાં વિઘ્ન ગયાં! છેલ્લે આ શું થયું? હાય! આવું અપમાનજનક અપઘાત મૃત્યુ! શા માટે આટલું કષ્ટ સહન કર્યું? આ હતભાગ્યને માટે કે શું? તમે પિતાના પુત્ર છો તે સાર્થક કર્યું તેને માટે તમને આ બધાં કષ્ટ સહન કરવાં પડયાં! અપમાન પ્રહાર એ અંગનાં ભૂષણ થયાં. તમે નિરપરાધી હોઇને તમને આ બધા દુઃખભાર સહન કરવા પડયાં. કદાચ અમારા પરિત્રાણમાં હરકત પ્હોંચે એ વાસ્તે મર્માંતિક કલેશ પામવા છતાં એકપણ વાકય બોલ્યા નહિ. ઈશુ, પ્રાણાધિકપ્રિયતમ ઇશુ, તમને કુશવિદ્ધ રક્તાક્ત કલેવર જોઇને પણ શું અમે અપરાધીને ક્ષમા કરતાં શીખશું નહિ? આહા! સુકોમળ ગાલ ઉપર કેટલા નિષ્ઠુર તમાચા સહન કર્યા! દુર્જનોનાં કેટલી જાતનાં પરુષ વાકય તમે સાંભળ્યાં છે? આહા! હા! નરરાક્ષસોએ તમારા સોનાના જેવા શરીર ઉપર નેતરોથી માર માર્યો! માથા ઉપર કાંટાનો મુકુટ પેહેરાવી દીધો! હાય! તેઓએ તમને વિવસ્ત્ર કર્યા હતા!—તરસ્યા શુષ્ક કંઠમાં ખાટો રસ નાંખી દીધો! જાન જે ચરણના પાદુકા બંધન ખોળવાની હિમ્મત કરતો નહોતો તે ચરણમાં ખીલા માર્યા! હાયરે પાષાણ પ્રાણ! નિર્દોષ બાળકને કેમ તમે આવું દુઃખ દીધું. આહા! ઈશુ, ગુણધામ શત્રુ પ્રેમી ઇશુ, તમારૂં દુઃખાશ્રુવિગલિત મ્હોં, રોરુદ્ધમાન ઉપર નજર, લોહીથી ભરેલાં શરીરને યાદ કર્યાથી પ્રાણ ફાટી જાય છે! અંતિમની ચીત્કારધ્વનિ હજીપણ કાનને આઘાત કરેછે! જે સર્વ નેતરોનો માર તમે સહન કર્યાથી શું પાપીની પીઠ ઉપર એકપણ આઘાત સહન થશે નહિ? નિર્દોષ ચરિત્ર, નિર્મળ સ્વભાવના તમે

હતા, તમારા ઉપર આટલો જુલમ કેમ થયો? પાપી જગત્‌ના પ્રાયશ્ચિત્તની બીજી શું બળિ નહોતી? તમારે બદલે લાખો હતભાગ્ય પાખંડના મુંડપાત કેમ થયા નહિ? પાપીના લોહીથી પાપ નહિ ધોવાય? હા, ત્યારે હવે સમજ્યો, પવિત્ર પુત્રનું પવિત્ર લોહી નહિ હોય તો પાપીનું પ્રાયશ્ચત્ત થતું નથી. આ વાસ્તે તમારા આત્મબળિની વ્યવસ્થા થઇછે. પુણ્યરવિ દયાળ ઈશુ તમારા નામનો જય થાઓ.

---

## દેશ ભક્ત હોરસિયસ.

ઇસવી સન ૫૦૭ વર્ષની પેહેલાં રોમના રાજા હારકુઇનિસ સુપારબાસનો* પુત્ર સેકસટસે રોમના સર્વથી મ્હોટા પ્રધાન સ્પુરિઅસ લુક્રેસિઆસની છોકરી અને હારકુઇનિસ કોલેહિનનસની સ્ત્રી લુક્રેસિયાના ઉપર જુલમ કરવાથી રોમના રહેવાસિયોએ ગુસ્સે થઇને પિતાપુત્રને રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકીને દેશનીકાલ કર્યા. દેશનીકાલ થયલો રાજા ઇટ્રુસ્કાન નામની જંગલી જાતિયોના સરદાર લાર્સ પોરસેનાની મદદ મેળવીને ઘણું લશ્કર એકઠું કરીને પોતાનું ગયેલું રાજ્ય પાછું મેળવવાને માટે ચઢી આવ્યો.

રોમ નગરમાં આજે મોટી વિપદ્ આવી છે. રોમની સ્વતંત્રતાના હમેશાંના શત્રુ જુલમી ટારકુઇનિસે છેલ્લી આશામાં લારપોરસેનાની સાથે લઢાઇ કરીને રોમના વીરોને શેહેરથી બાર માઇલને છેટે લઢાઇમાં હરાવ્યા છે. કોણ કયાં નાસી ગયા છે. તેનું ઠેકાણું નથી, શત્રુ સેના મ્હોટા અવાજથી રોમ નગરની તરફ દોડી આવે છે. થોડી વારમાં રોમની સ્વતંત્રતા જવાની તૈયારી કરે છે. જય પામેલી સેનાની અને રોમની વચમાં ફકત એક ન્હાની નદી રહેલી છે. એના શિવાય પળ પણ શત્રુની સેના રોકી શકવાનો બીજો કંઈ ઉપાય નથી. રોમના છૂપા જાસુસે આવીને રોમનાં નરનારીઓને રોમ વીરોના પરાજયની ખબર અને શત્રુસેના દોડતી આવે છે તેની વાત કહી. તેથી રોમના પ્રત્યેક ઘરમાં ગડબડ મચી રહી, રડવાનો અવાજ સંભળાવા માંડયો, ફરી તે લંપટ નરાધમ ટારકુઇન વંશનો આવીને રોમમાં

---

* એ રોમનો છેલ્લો બાદશાહ છે તેના પછી સેનેટોએ રાજ્ય સાસન પૂર્ણ ક્ષમતા મેળવી હતી.

રાજ્ય સ્થાપન કરશે, પાછું માણુસ વિશેનાં સ્વછંદપણાથી રોમના ધન પ્રાણ જતાં રહેશે, ફરી સતીના સતીત્વ નાશની બિક રહેશે. આ સર્વેનો વિચાર કરીને રોમનાં નરનારી ઘણી ચિંતાથી વ્યાકુલ થવાં લાગ્યાં; તેમાંથી ઘણાંક હિંમત વગરના માણસો દેશને છોડી જવાની તૈયારી કરવા લાગ્યા.

પરંતુ રોમ જલદીથી નાશ થવાને લાયક નહોતું, જે દેશમાં એકવાર સ્વતંત્રતાનું નિશાન ઉડયું છે, તે દેશ લાંબી મુદત જવાં પેહેલાં પારકાના તાબે થવાને ચાહતો નથી. જે વીર બહાદુરથી, જે સ્વાર્થત્યાગથી, જે દુઃખ સહનશીળતાથી, જે પ્રતિજ્ઞાથી, જે ઘણા ઉત્સાહથી રોમનોએ રોમ નગરને જુલમીના હાથથી બચાવ્યું હતું તે આજે પણ રોમના પ્રાણમાં તે બહાદુરી, તે સ્વાર્થ ત્યાગ, તે પ્રતિજ્ઞા, તે ઉત્સાહ જીવતો છે. સ્વતંત્રતાને માટે પોતાના પ્રાણને આપવામાં આજે પણ રોમનો તૈયાર છે. વિપદ્ ઘણી પાસે આવતી જાય છે, વિજયી શત્રુસેના અને રોમમાં ફક્ત એક નદી શિવાય બીજો કંઈ આંતરો નથી તથાપિ રોમનું મૃત્યુ થનાર નથી.

જે દેશના ન્હાનાથી લઇને મ્હોટા સુધી સઘળા સ્વતંત્રતાની મર્યાદા સમજે છે, જે દેશમાં શીખેલાં અને વગર શીખેલાં સઘળાં સ્વદેશ રક્ષાને માટે પ્રાણ આપવાને તૈયાર હોય છે. તુચ્છ સંસારિક સુખને પગની ઠોકર મારીને જે દેશના લોક સ્વદેશના ભલાને માટે ઉછલતા વિપદ્ સાગરમાં કુદકો મારવાને ડરતા નથી, જે દેશની પતિપ્રાણા સતી સ્ત્રી પોતાના પ્રાણપ્રિય પતિના જીવનને સ્વદેશના ભલાના કરતાં વધુ સમજતી નથી. એટલુંજ નહિ પણ પોતાની જન્મભૂમિને પોતાના પુત્ર કન્યાને પરતંત્રતાના હાથમાંથી પારકાના પગ નીચે છુદાવનારના હાથથી બચાવવાને માટે પતિને પોતાને હાથે લઢાઇનો પોશાક પેહેરાવીને સરળ ભાવથી આંસુ આવેલી આંખથી તેને આવું કહીને વિદાય આપી શકેછે કે "યુદ્ધમાં જય મેળવજો, નહિ તો પ્રાણ ત્યાગ કરજો." તે દેશ શું કદી પરતંત્રતાના પગની ધૂલથી કલંકિત થઇ શકશે? તે દેશના લોકો શું ગળામાં ગુલામીની સાંકળથી શોભાયમાન થઈ શકશે?–રોમ આજ પણ તેજ વગરનું થયું નહોતું. રોમમાં આજે પણ એવા લોક રહેછે કે જેઓ સ્વદેશને માટે પ્રાણ આપવામાં મ્હોટી ખુશી માને છે.

લઢાઇ કરવાનો જેનો ધંધો છે તેઓ આજે દુર્ભાગ્યથી શત્રુના હાથે પરાજય પામ્યા છે. રોમનું રક્ષણ કરવું એ જેઓની ફરજ છે તેઓ આજ દુર્ભાગ્યથી જૂદી જૂદી જગ્યાપર વેંચાઇ ગયા છે. શત્રુસેનાને મારીને હટાવવી એ આજ મુશ્કેલ છે. અને જીતેલી સેનાની સામે થઈને રોમની દીવાલની પછેવાડેથી સ્વદેશનો બચાવ કરવો એવો પણ લાગ નથી. પેલી બાજુએ જીતેલી ફોજ રોમની પાસે આવી પ્હોંચી હતી. ટાઇબાર નદીના ઉપરનો પુલ પાર થયાથી લશ્કર રોમમાં આવવાની વાર હતી; તે જો આવે તો રોમની હમેશાંની સ્વતંત્રતા નાશ પામે એવું હતું. એવી વિપદ્‌ની વેળાએ ફતેહ મેળવવાને માટે રોમની એક માત્ર આશા હતી. ટાઇબાર નદીનો પુલ ઘણો સાંકડો હતો. ત્રણ જણા પાસે પાસે તે પુલ ઉપર જાય તો જવાય એમ નહોતું રોમમાં જો એવાં માણસ હોય કે જેઓ પોતાના પ્રાણને તુચ્છ સમજીને પુલને બીજે પાર જઇને તે સાંકડા પુલના મ્હોં આગળ ઉભા રહે અને શત્રુસેનાના લડાયકોની સાથે લઢાઇ કરીને થોડો વખત તેઓને આગળ થતાં રોકી શકે તો તે વખતે બીજા રોમનો તે પુલને ભાગી શકે, અને તેમ થાય તો શત્રુસેનાથી બચાવવાની થોડી આશા રાખવામાં આવે. પરંતુ જે લોકો પુલને પેલે પાર જાય તેઓએ બચાવાની આશા છોડીને જવું જોઇયે. કારણ કે અસંખ્ય શત્રુસેનાની સામે થોડા માણસો લઢાઈ કરે તો તેઓનું મરણ ચોકસ રીતે નિશ્ચય સમજવું. ત્યાર પછી ભોગજોગે યુદ્ધમાં કોઈ પોતાનો બચાવ કરવાને સમર્થ થાય તો આગમજથી પછવાડેનો પુલ ભાગી જવાથી તેને પાછો આવવાનો માર્ગ બંધ થાય તેથી શત્રુના હાથથી મરણ પામે અથવા કેદના શિવાય બીજી કંઈ પણ આશા રખાય એવી નહોતી. એવી હાલતમાં મૃત્યુ નિશ્ચય જાણીને કોઇ રોમન જો પુલને પેલે પાર જવાને રાજી થાય તોજ રોમ બચે, નહિ તો રોમનો બચાવ થનાર નહોતો. કોઈ જવાને રાજી થશે કે નહિ?

એક રોમન ખેડુત આવા સંકટમાં પોતાનો પ્રાણ આપવાને માટે તૈયાર થયો અને એકઠાં થયલા નગરવાસીને જોઇને બોલ્યો "જન્મ લીધાથીજ મરવું પડશે, પરંતુ તે મરણ ખરૂં છે કે જે મરણથી સ્વદેશનો પ્રાણ બચે, હું મ્હોટી ખુશીથી સ્વદેશની રક્ષાને માટે પુલને પેલે પાર જઇને શત્રુ સેનાનો અટકાવ કરવાને

માટે યત્ન કરવાને તૈયાર છું. જે જન્મભૂમિના ખોળામાં જન્મ થયો છે, જે જન્મભૂમિનું અન્ન પાણી પીને હું વધેલો છું, તે જન્મભૂમિની રક્ષા કરવામાં જો મ્હારું માથું કપાઇને માતૃભૂમિના ખોળામાં પડે તો એના કરતાં મ્હારા સારા ભાગ્ય બીજા કિયા હોય? માને જુલમી ચોરોના હાથમાંથી બચાવવા જતાં છોકરાંનાં કાંપેલા માથાં જો માના ખોલામાં પડે તો છોકરાંને તેના કરતાં પ્યારૂ મૃત્યુ બીજું કિયું હોય? હું જાઉં છું. જન્મભૂમિનું અનાજ ખાઇને મ્હારા હાથમાં બળ આવ્યું છે, જેટલું બની શકશે તેટલી મેહેનતથી તે બળ તે જન્મભૂમિની રક્ષા કરવામાં લગાડીશ. જો કોઈની ઇચ્છા હોય તો તમારામાંથી બે જણા મ્હારી સાથે આવી શકો છો? નહિતો જન્મભૂમિના આશીર્વાદથી હું એકલોજ એક હજારના જેવો છું”

આવું કહીને સ્વદેશ પ્રેમમાં મત્ત થયલો ખેડુત હાથમાં તરવાર તથા ભાલો અને પીઠ ઉપર ઢાલ અને કુહાડી ઝુલાવીને ટાઈબાર નદીને પેલે પાર જવા નિકળ્યો. ખેડુતની સ્રીએ પતિના સ્વદેશ પ્રેમમાં મુગ્ધ થઇને આંસુ ભરેલી આંખથી અને પ્રેમથી તેને પોતાનું મહત્ વ્રત પૂરુ કરીને મૃત્યુને ભેટવાને માટે જવાની રજા આપી, તેણે સ્વામીને કહ્યું કે “તમારા મરણની ખબર સાંભળતાંજ હું સ્વર્ગમાં તમારી હમેશાંની સોબતણ થવાને માટે તમારી સાથે આવીશ.” આ સાંભળીને ખેડુતના પ્રાણમાં બમણો ઉત્સાહ આવ્યો. ખેડુત તરત જય જય અવાજ કરતો પુલની તરફ દોડયો. હોરેશિયસના આ દાખલાથી તરત સ્પુરિયસ લારિસસ અને હારમિનિયસ નામના બે જવાનો રોમન દેવના સરખા હોરેશિયસના પછવાડે ગયા.

ત્રણ રોમન યોદ્ધા ત્રીશ હજાર લઢવૈયાની સાથે લઢાઇ કરવાને માટે બેફીકરાથી ગયા. થોડી વારમાં પુલને પેલે પાર જઇને સ્વદેશના રહેવાસિયોને બોલાવીને પુલને ભાગી નાખવાની વિનંતિ કરી રોમનો પુલ ભાગવાને માટે પ્રાણપણથી મેહેનત કરવા લાગ્યા. પેલી બાજુએ જુસ્સાની સાથે શત્રુસેના આવીને પુલના દરવાજામાં ઉભી. તેઓએ આવીને જોયું કે પુલના દરવાજા ઉપર ફક્ત ત્રણ રોમનો હથિયાર બંધ થઇને પુલનો દરવાજો રોકવાને માટે ઉભા છે. આ દેખાવ જોઈને શત્રુસેનાના સરદારો હસ્યા. ત્રણ જણા ત્રીશ હજાર માણસને રોકવાને માટે ઉભા છે

એ તેઓના સ્વપ્નામાં પણ આવે એવું નહોતું. પરંતુ રોમન વીર નિર્ભયથી સ્થિરપણે શત્રુઓની ચઢાઈની વાટ જોવા લાગ્યા. શત્રુસેનામાંથી પેહેલાં સર્વથી મ્હોટા ત્રણ વીર થોડી વારમાં તેઓની સામે આવ્યા, આવતાંમાંજ લઢાઈ થવા લાગી. પરંતુ સ્વદેશ પ્રેમે જે હૃદયને ઉત્સાહિત અને ભરપૂર કર્યું છે, પોતાની માને ચોરના હાથમાંથી બચાવવાને માટે જે હાથ કામમાં લાગ્યા છે, કોની મગદુર છે કે તે હાથની ગતી રોકી શકે? શત્રુસેનાના ત્રણ બહાદુર માણસો આંખની એક પળવારમાં માર્યા ગયા. તરત બીજા ત્રણ માણસો તેનો બદલો લેવાને માટે પ્રબલ વેગથી રોમન વીરોની સામે આવ્યા. જોતાં જોતાંમાં તેઓ પણ મરી ગયા. તરત બીજા ત્રણ માણસો લઢાઇને માટે તેઓની પાસે આવ્યા. આવી રીતે લઢાઈ ચાલવા માંડી. રોમન વીરોની આંખ ઉપર આજે પાપણ પડતી નહોતી, હાથને આજ આશાયસ નથી, વિજળીના વેગની પેઠે તરવાર, ભાલા, કુહાડી વગેરે હથિયારો ચલાવવામાં મશગુલ હતા અને દરેક વારે દુશ્મનનું લોહી પીતા હતા. જોતાં જોતાંમાં તેઓની સામે પર્વત જેવડો મુદડાનો ઢગલો થઇ ગયો. તોપણ તેઓને વિરામ નહોતો. વિશ્રામ નહોતો. લાર પોરસેના પણ વગર વિચાર કરેલી આવી હરકત આવ્યાથી ઘણો ચીરડાઇ ગયો ને હુકમ આપ્યો કે ગમે તે રીતે રોમન વીરોને મારી નાંખવા જોઇયે. તેથી શત્રુસેના તીડોની પેઠે આવીને તેઓની ઉપર પંડવા લાગી અને પતંગની પેઠે ભષ્મ થઇ જવા લાગી.

પેલી બાજુએ ખટાખટ ખટાખટ શબ્દથી પછવાડેથી રોમનો પુલને ભાગી નાખવાને માટે સખત મેહેનત કરે છે. તેઓની અથાક મેહેનતથી પુલ ભાગવાની તૈયારીમાં છે. ખટાખટ શબ્દ ત્રણ વીરોની ઘણો પાસે આવતો જાય છે. શબ્દ જેટલો પાસે આવતો જાયછે તેટલા તેઓ આ આશા રાખે છે કે, પોતાના મરણથી રોમ નગરના પ્રાણોનો બચાવ થશે, એ આશા ધીરે ધીરે તેઓના હૃદયમાં મજબુત થાય છે. અને એ આશાથી તેઓના શરીરનું બળ બમણું વધે છે, પ્રાણમાં ઉત્સાહ વધતો જાય છે. છેલ્લાવારે પુલ ભાગવાનો અવાજ તેઓને ઘણો પાસે આવેલો જણાયો તેથી હોરેશિયસે પાછું ફરીને જોયું તો એક ફટકાથી પુલ પડી જશે અને એક પળમાં શત્રુસેના રોમમાં પેશવાની આશા છોડશે. તરત તેણે પાસેના સ્પુરિયસ લારિસસ્

અને હારમિનિયસને કહ્યું "આ વખતે તમે પુલ ઉપરથી બીજે પાર જતા રહો; પુલ ભાગશે તો પછી પ્રાણની આશા રહેશે નહિ. આપણે આપણું કામ બજાવી શક્યાથી ધન્ય થયા છિયે; હવે અહિં કોઈ જણને મારવાનું પ્રયોજન નથી. તમે દોડતા પેલે પાર જાઓ. નગરમાંથી આવી બહાદુરી અને હિંમતની સાથે ઘોર સેનાની સાથે લઢાઇ કર્યાથી તેઓના વિજયની આશા ઘણી દૂર થશે. હું એકલોજ થોડો વખત સુધી આ શત્રુસેનાની સાથે લઢાઇ કરીશ. હું દેખાડીશ કે રોમન વીર કેવી વસ્તુ છે!" હોરેસિયસના બે સોબતીઓ સ્પુરિયસ લારિસસ અને હારમિનિયસે મિત્રની વાતને ઉચિત જાણી. પુલ તૂટી પડ્યાથી સ્વદેશના માથા ઉપરથી સર્વ વિપદ્ જશે એવો અનુભવ કરીને તેઓ એક પળવારમાં સ્વદેશવાસીઓની પાસે જઇ પ્હોંચ્યા. વીર હોરેસિયસ એકલો અથાક શત્રુસેનાની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પરંતુ ઘણીવાર સુધી આવી હાલતમાં તેને લઢાઇ કરવી પડી નહિ. થોડી વારમાં મ્હોટો અવાજ થઇને પુલ નદીની અંદર તૂટી પડ્યો. શત્રુસેના આ શબ્દથી થોડી વાર સુધી સ્તબ્ધ થઇ ગઈ. તેટલામાં હોરેસિયસે "પિતા! ટાઇબર તમારા પુત્રને ગ્રહણ કરો." એવું બોલીને પ્રબળ નદીમાં કુદી પડ્યો. હોરેસિયસ નદીમાં પડવાનું જોઇને શત્રુસેનાની ભૂલ ભાગી ગઈ. તેઓએ જોયું કે ત્રણ રોમન વીર તેઓના ત્રીશ હજારને પરાજય કરીને ત્રણ જણા જખમ વિનાના શરીરે નગરમાં જાયછે. તરત તેઓ આગ્રહની શાથે નદીની તરફ જોતા રહ્યા. હોરેસિયસે થોડી વારમાં પાણીની ઉપર માથું કાઢયું. તરત સ્વદેશવાસિયોની મહાનંદસૂચક કર તાળિ અને શત્રુસેનાના હજારો બાણ તેની તરફ આવવા લાગ્યા. પળમાં તે પાછો પાણીમાં અદૃશ્ય થયો. અને થોડી વારમાં નદીને બીજે પાર જઇને ઉભો. તેના સ્વદેશવાસિયો તેને મળ્યાથી કેટલા આનંદિત થયા હશે, તેની સ્ત્રી નિશ્ચય મૃત સ્વામીને મળીને કેવી સુખી થઇ હશે, અને હોરેશિયસનુ અમાનુષ સાહસ અને વીરત્વથી સ્વદેશની સ્વતંત્રતાની રક્ષા કરીને કેટલો સુખી થયો હશે, કેવી રીતનો આત્મ પ્રસાદ મેળવ્યો હશે. તેનું વર્ણન કરવું એ અમારી શક્તિથી બહાર છે.*

---

* રોમનો એક ઇતિહાસ લખનાર પલિવિયબ કહે છે કે, નદીમાંજ તેનું મૃત્યુ થયું, પરંતુ બીજો ઇતિહાસ લખનાર કહે છે કે તે ઘણી મુશ્કે-

# ગુલામનો બંધુ વિલબાર ફોર્સ.

ઘણા કાળથી જગત્માં ગુલામગીરી ચાલી આવેછે. સઘળા દેશમાં કોઇને કોઇ જાતનું આ રીતનું અસ્થિત્વ જોવામાં આવે છે. એને લઇને વચમાં વચમાં ઘણું આંદોલન થયુંછે ખરું, પરંતુ ખરી રીતે તેને કાઢી નાંખવાનો યત્ન કેવળ ઇંગ્લંડ અને અમેરિકાએ કર્યો છે. સ્પાર્ટા હેલ્ટ, રોમનો ગ્યાડિએટર અને હાલના હબશી ગુલામોની સ્થિતિ ઉપર વિચાર કર્યાથી પાષાણ જેવા હૃદય વિગલિત થયા શિવાય રહી શકશે નહિ. મનુષ્ય સ્વાર્થમાં આંધળો થઇને કેવી પૈશાચિ મૂર્ત્તિ ધારણ કરેછે તે ગુલામના માલેકોને જોયાથી સ્પષ્ટ જણાય છે.

ઈસવી સન ૧૪૪૦ માં એનથનો ગાહસાલેજ નામના એક પોર્ટુગીજ કપતાન આફ્રિકાના કિનારા ઉપર વેપારને માટે ગયો હતો. તે સાહાબાર નામની જગ્યા ઉપરથી કેટલાક મુર લોકોને પકડીને ગુલામ કરી લાવ્યો. ત્યાર પછી બે વર્ષે ઉપલી ગુલામ પકડવાની ખબર યુવરાજ હેનરીએ સાંભળ્યાથી તેણે ઉપલા કપતાનને તરત હુકમ કર્યો કે ગુલામોને તું જ્યાથી લાવ્યો હોય ત્યાં પાછા તેણે મૂકી આવ, તેથી કપતાન તેઓને પાછા મૂકી આવ્યો. આથી તે દેશના મુરો તેના ઉપર ઘણા ખુશ થઇને તેને સોનાનો ભુકો અને દશ હબશી ભેટ આપ્યા. તેઓને પોતાની સાથે લાવીને ગુલામની રીતે રાખવા લાગ્યો. એવી રીતથી ગુલામ રાખવાની ઉત્પત્તિ થઈછે.

જ્યારે સ્પેનના લોકોએ પ્રતીચ્ય બેટ લીધો ત્યારે ખાણ ખોદવા અને ખેતીવાડી કરવાને માટે તેઓને મજુરની જરૂર પડી. તેઓએ વિચાર કર્યો કે આફ્રિકાના કિનારા ઉપરના ગુલામોને લાવીને આ કામ કરાવવું ઘણું સેહેલું અને સસતું પ-

---

લીથી કિનારા ઉપર આવ્યો અને જીવનનો છેલ્લો ભાગ સર્વેના આદર અને સંમાનને યોગ્ય થઇને સુખથી કાલ ગાલ્યો. છેલ્લી વાત ઘણું કરીને સંભવ જણાય છે. કારણ કે કહેવામાં આવ્યું છે કે રોમમાં જ્યારે મ્હોટો દુકાલ પડ્યો હતો તે વેળાએ ૩૦૦૦૦ રોમના રહેવાસિયોએ કૃતજ્ઞતાના ચિન્હ સ્વરૂપ, હેરોસિયસને પોતાના થોડાક ખોરાકમાંથી ભાગ આપ્યો હતો. પુલની રક્ષા પછી હોરેસિયસને "કકલસ" અર્થાત "કાણો" આ આખ્યા મળી હતી. રોમનોએ હોરેસિયસની જે ધાતુની મૂર્તિ કરી છે તે પણ એક આંખવાળી અને ભાગેલા પગની બનાવી છે.

હશે. તેથી ઇસવી સન ૧૫૦૩ માં પોર્ટુગીજો સ્પેનની આબાદીને માટે ગુલામો વેચાતા લાવ્યા હતા. ત્યાર પછી સ્પેનના વેપારી ગુલામોથી વધારે નફો જોયાથી પોતે ગુલામના વેપારમાં લાગ્યા. સોનાનો ભુકો મેળવવાને માટે પેહેલાં તેઓ ગિનીના કિનારા ઉપર જતા હતા! પરંતુ હમણા સોનાના ભુકાનો વેપાર એટલો ફાયદામંદ ન જોયાથી તેઓએ વધારે લાભદાયક ગુલામોના વેપારની શરૂઆત કરી. ક્રમે ગવર્ણમેન્ટે પણ કાયદાથી એની જરૂરત જાણી. ઘણા વાહાણોમાં હબસીઓને ગુલામ કરીને અમેરિકામાં લાવવા લાગ્યા. હતભાગ્યોના અશ્રુજળથી આટલાંટિક મહાસાગર તરવા લાગ્યો. ઈસવી સન ૧૫૧૭ માં સમ્રાટ પાંચમા ચાર્લસે એક માણુસને વર્ષો વર્ષ ૪૦૦૦ હબસી ગુલામ, હિસપાનિવાળા, કયુવા, જામેકા અને પોર્ટરિકોમાં લઈ જવાને માટે એક પટો આપ્યો. એને માટે છેવટે અનુતાપરૂપી આગમાં બળવું પડયું હતું, પરંતુ તેનાથી કંઈ ફલ ફલ્યું નહિ. બીજ વાવવું જેટલું સેહેલું છે, તેટલું બીજના મૂળ ફેલાયલા ઝાડનો આકાર થયા પછી તેને ઉખડવું સેહેલું નથી. ફ્રાન્સના રાજા તેરમાં લુઇએ પણ ઇશ્વરનો મહિમા વિસ્તાર અને હબસીના મંગળને માટે ગુલામના વેપારનો કાયદો કર્યો હતો. રાણી એલિજાબેથના સમયે અંગ્રેજો સર્વથી પેહેલાં આ વેપારમાં લાગ્યા. સર જાન હાકિંસ સર્વથી પેહેલો ગુલામનો વેપારી હતો. તેણે એલિજાબેથની આગળ કરાર કર્યો હતો કે જે હબશી ગુલામ થવા ના કહેશે તેને પકડીશ નહિ, પરંતુ તેણે તે કરાર પાળ્યો નહિ. થોડી મુદતમાં તે અસંખ્ય હબશીઓને બળજોરીથી વાહાણમાં મોકલવા લાગ્યો. બીજી જાતના લોકો પૈસાથી રાજી કરીને હબશીઓને ગુલામ કરીને લઈ જતા હતા. પરંતુ અંગ્રેજોએ સર્વથી પેહેલાં ચોરીની વૃત્તિ શરૂ કરી. બળજોરીથી હબશીઓને પકડીને લઈ જવાની રીતિ તેઓએ દેખાડી. એ રીતિએ આસ્તે આસ્તે અતિ ભયાનક આકાર ધારણ કર્યો. સ્ટુયાર્ટ વંશના રાજ્યકાળે પ્રતીચ્ય દ્વીપની દરેક બજારમાં હબશી વેપારની વસ્તુના પ્રમાણે વેચાતા હતા.

સાંભળીને વાંચનારાઓ અજાયબ થશે કે ૧૭૦૦ થી લઇને ૧૭૮૬ ઈસવી સન સુધી બ્રિટને એકલા જામેકાદ્વીપમાંથી ૬૧૦૦૦ ગુલામ મોકલ્યા! ૧૬૮૦ થી લઇને ૧૭૮૬ ઇસવી સન સુધી બ્રિ-

દિશ વશાયતને માટે ૨૧૩૦૦૦૦ ગુલામ મોકલ્યા. ૧૭૭૧ ઈસિવી સનમાં જ્યારે આ જઘન્ય વેપાર એની ભર જુવાનીમાં આવ્યો હતો તે વર્ષમાંજ ૧૯૨ અંગ્રેજના વાહાણુમાં ૪૭૧૪૬ હબસી ગુલામ લઇને અમેરિકામાં ગયા હતા. ૧૭૯૩ ઇસિવી સનની યાદીમાં જોઇ શકાય છે કે સર્વ યુરોપ વર્ષે દહાડે ૭૪૦૦૦ હબસીને ગુલામની સાંકળમાં બંધ કરે છે; તેમાંથી એકલા અંગ્રેજ બહાદુરજ ૩૮૦૦૦ ગુલામ મેળવતા. જેના હૃદયમાં બિંદુમાત્ર દયા છે, જેનામાં કણુમાત્ર મનુષ્યત્વ છે, એવો કોઇ માણુસ આ વાત સાંભળીને લજ્જાથી મ્હોંઢું શું છુપાવશે નહિ? માનવ કુલમાં એવો કોઈ માણુસ છે, જે આ વાત સાંભળીને પોતાને માણુસ કહીને પરિચય આપવામાં માથું ન આપે? ઉપર જે સંખ્યાવળી આપી છે તે કોઈની પણ કલ્પના નથી, સામ્યવાદિઓનું અતિ રંજિત ચિત્ર નથી; ગુલામના પ્રભુઓની આપેલી યાદી છે. માનવ જાતિની અક્ષાલનીય કલંકની અસંદિગ્ધ કીર્ત્તિધ્વજા છે? ધિક માનવ! તમોને અસાધ્ય કંઈજ નથી.

ઇંગ્લંડ પાપથી પૂર્ણ થયાથી કેટલાક મનીષીના હૃદય રડી પડયાં. શાર્પ, વિલબાર ફોર્સ, ગ્રધામ, બ્કષ્ટન્ વગેરે મહાત્માઓ સ્વદેશના અને સ્વજાતિના આ મ્હોટા પાપના પ્રાયશ્ચિત્ત કરવાને વાસ્તે દૃઢ સંકલ્પ થયા. એઓએ પ્રતિજ્ઞા કરી કે કોઇ પણ રીતે ઇંગ્લંડમાંથી ગુલામનો વેપાર કઢાવીને ઇંગ્લંડકૃત પાપનું થોડું પ્રાયશ્ચિત્ત કરાવીશું. વિલબાર ફાર્સ એ મનીષિયોના અધિનાયક મુકરર થયો. એ કામ પાર પાડવાને માટે એ મહાપુરુષે પોતાનું સર્વ જીવન ખર્ચ્યું. આ જગ્યા ઉપર અમે તે ઋષિ-પ્રવરના જીવનની કેટલીક ઘટના આપશું.

એ મહાત્મા ઈસિવી સન ૧૭૫૯ ના સરત્કાળમાં ઇંગ્લંડના અન્તર્ગત હલ નગરમાં જન્મ્યો. દશમ વર્ષમાં પગ ન મુકતા તેનો પિતા મરી ગયો. પિતાના મૃત્ય પછી તે કાકાની દેખરેખમાં લાલિત પાલિત થયો. તેણે કાલેજ છોડયા બાદ એકવીસ વર્ષની ઉમ્મરમાં હલ નગરના પ્રતિતિધિરૂપે પારલામેન્ટમાં દાખલ થયો. કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલય (યુનીવર્સિટી) માં અધ્યયનની વેળાએ મંત્રી પ્રવર પિટરની સાથે મિત્રતા થઈ હતી.

પારલામેન્ટના કાર્ય ક્ષેત્રમાં આવીને તેઓની તે મિત્રતા દૃઢભૂત થઇ. વિલબાર ફોર્સની સ્વભાવિકી બુદ્ધિ હમેશાં શુદ્ધ

અને વધારે પરિપુષ્ટ તથા પરિવર્દ્ધિ થતી. તે વાગ્મિક (ભાષણ કર્ત્તા) ઘણો સારો હતો, તેથી હાઉસ આફ કામન્સમાં તેની પ્રતિષ્ઠા દિવસે દિવસ વધવા લાગી. તે કાયદા ઘડવામાં મંત્રીપ્રવર પિટરનો પ્રધાન મદદગાર હતો.

ઈસવી સન ૧૭૮૭ માં ગુલામના વેપાર ઉપર તેનું ચિત્ત ખેંચાયું. એ વખતથી મૃત્યુકાળ પર્યન્ત તે સંન્યાસી રહ્યો, પોતાનાં સુખ દુઃખ અને સૌભાગ્યના ઉપર તે પૂર્ણ ઉદાસીન રહ્યો. સુતાં, જાગતાં, બેસતાં, ખાતાં, પીતાં તેના મનમાં આ સર્વ ગ્રાસિની ચિંતા શું કર્યાથી ઈંગ્લંડનું કલંક દૂર થાય, શું કર્યાથી ગુલામનો વેપાર નાબુદ થાય. તેણે જોયું કે ગુલામના વેપારથી ઈંગ્લંડના અમલ ઉજ્વલ યશમાં ગંભીર કલંકની રેખા પડી છે. તેણે જોયું કે આ રીતિ રહ્યાથી ઈંગ્લંડની સ્વાધીનતા-પ્રિયતા જગતમાં પરિહાસોદ્દીપક છે. અસંખ્ય ગુલામોના ધણી અગણ્ય રૂપિયા લઈને લાખો ગુલામો વેચે છે, તેઓના પરિશ્રમથી અતુલ સંપતિના ઈશ્વર થયા છે. હવે કેવી રીતે તેઓને આ લાભવાચક વેપારથી રોકું-વિચાર કરતાં કરતાં તેનું શરીર ક્ષિણ થયું; તથાપિ તેનો એકજ સંકલ્પ રહેલો હતો કે કેવી રીતે એ પાર પડે-તે જાણતો નથી. અથચ એ લક્ષ્ય સંસાધનમાં તેણે પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું. અવિચલિત, દૃઢ અને એકાગ્ર ચિત્તથી તે આ કઠોર તપસ્યામાં નિમગ્ન થયો, તે બહુકાળ-વ્યાપી તપસ્યામાં તેણે જે ધૈર્ય, સૂક્ષ્મ દર્શિતા અને સત્સાહસ દેખાડ્યું હતું, તેથી ઈંગ્લંડ વિસ્મિત અને મુગ્ધ થયું. ઈસવીસન ૧૭૮૯ માં તેણે સર્વથી પેહેલાં પારલામેન્ટમાં આ પ્રસ્તાવનું અવતરણ કર્યું. તે પ્રતિવાર પ્રસ્તાવ કરતો, પ્રતિવાર તેનો પ્રસ્તાવ ઉડી જતો. પરંતુ તે નિસ્વાર્થ વિશ્વપ્રેમિક કંઈ પણ ભય તથા વિચલિત થતો નહોતો. ઉલટો હિમાચલના પ્રમાણે અટલ ભાવે સર્વ આપત્તિના ઝટકા સહન કરવા લાગ્યો. દર વર્ષે તેનો પ્રસ્તાવ ઉન્મત્ત-પ્રલાપ જાણીને ઉડી જવા લાગ્યો. અથચ તે યોગીનું ધ્યાન ભંગ થયું નહિ, સાગરગામિની સ્રોતસ્વિની ગતિના પ્રમાણે ઈચ્છેલા વિષયમાં દૃઢ સંકલ્પવાળા મનની ગતિને કોણ રોકી શકે? એક એકના પછી વીસ વર્ષ ગયા. એ ઘોર તપસ્યા પારલામેન્ટ સહન કરી શકી નહિ. એ તપસાનળમાં આસ્તે આસ્તે પાષાણ ગળીને પાણી થયા. જે આંખ એટલા દિવસ સુકી હતી,

આજ તે અવિરલ વારિ યુક્ત થઈ. વિલબાર ફોર્સ રડતાં રડતાં છેલ્લે પારલામેન્ટને પણ રડાવી. એટલા દિવસ પછી પારલામેન્ટને ચેતના આવી કે તેઓ કેવું ખરાબ કામ કરતા આવ્યા છે, ગુલામના વેપારનું અનુમોદન કરીને તેઓ કેવા કલંકના હિસ્સાદાર થઈ આવ્યા છે. આજ તેઓનું પાપ તેઓ સમજી શકયા હતા. સમજીને તેઓ લાયક પ્રાયશ્ચિત્ત કરવાનો દૃઢ સંકલ્પવાળા થયા. બ્રિટિશ રાજ્યમાં જેટલા ગુલામ હતા તે સર્વને પારલામેન્ટે તેઓના ધણીઓની આગળથી વેચાતા લઇને મુક્ત કર્યા. અને ભવિષ્યને માટે કાયદો કર્યો કે બ્રિટિશ રાજ્યમાં હવે કોઈ કદી ગુલામ વેચી શકશે નહિ. જેવું પાપ હતું તેવુંજ પ્રાયશ્ચિત્ત થયું. જાતીય આત્મત્યાગના એવા ઉદાહરણ જગત્‌માં બીજે કંઈ જોવામાં આવ્યા નથી. એક વિલબાર ફોર્સના આત્મત્યાગના દૃષ્ટાંતથી સર્વ ઈંગ્લંડ આત્મ વિસર્જન આપવા શિખ્યું. એક જણની કઠોર તપાસ્યાથી સર્વ પાર્લામેન્ટના સભા સંન્યાસી મંડળીમાં આવી. તે જાતિએ આજ કરોડો રૂપિયા અકાતરથી વિસર્જન કર્યા, કરોડો રૂપિયા આપીને ગુલામોના માલીકોની આગળથી ગુલામોની સ્વાધીનતા વેચાતી લીધી. જે મતિ એક દિવસે ઈશ્વરની મૂર્ત્તિમતી પ્રકૃતિ માનવ આકૃતિ લઇને વેપારની ધ્વજા ઉડાડતી હતી, તે આ મહાપુરુષના ચરિત્ર ગૌરવથી તે જાતિના વાહાણો સર્વ પૃથ્વી ઉપરથી ગુલામનો વેપાર કહાડી નાખવાને માટે આજ પણ સાત સમુદ્રને મંથન કરીને ફરે છે. ધન્ય વિલબાર ફોર્સ! ધન્ય તમારું જીવન! ઘણા વર્ષો થયા તમે પૃથ્વી છોડીને વૈકુંઠ ધામમાં ગયા છો, પરંતુ તમારો જીવંત વિશ્વપ્રેમે આજ પણ દરેક અંગ્રેજને દેવતા કરી મૂકયો છે.

---

## ધર્મ યોદ્ધા સ્ટિફેન.

સ્ટિફેન નામનો એકજણ વિશુદ્ધ સ્વભાવનો ઈશ્વરનિષ્ટ માણુસ હતો; તે ખ્રિસ્તી ધર્મ પ્રચારક હતો; ઉપાસના મંદિરમાં સ્ટિફેનની સાથે ઘણું કરીને બીજા માણુસોનો ધર્મ સંબંધી વિવાદ અને તર્ક વિતર્ક થતો હતો. ત્યાં ટાર્શસનગરનો એક શિક્ષિત યુવાપુરુષ ખ્રિસ્તીઓનો પરમ શત્રુસ્વરૂપ હતો. આ યુવા

નાના શાસ્ત્રમાં સુપંડિત અને ઘોર તાર્કિક હતો. એની સાથે સ્ટિફેનનો હમેશાં તર્ક થતો, સ્ટિફેન બાઈબલના જુના કરારમાં-ની ભવિષ્યવાણી દેખાડીને કહેતો કે ખ્રિષ્ટજ તે મોશાયા છે. આ વિષય લઇને કોઈ કોઈ વખત સ્ટિફેનની સાથે ઘોર તર્કયુદ્ધ થઈ જતું. પરંતુ તે યુવકની સમુજ્વલ તર્ક શક્તિ સ્ટિફેનને પરાજય કરી શકતી નહોતી, ઉલટો તે હારી જતો હતો. ખરાં વિશ્વાસી માણુસનો એક શબ્દ દાર્શનિક વૈજ્ઞાનિકના ઘણા તર્કને પળવારમાં અગ્નિનઃ તણુખાની પેઠે બાળી નાંખેછે. ધર્મ જગતૂમાં પુસ્તકગત જ્ઞાનના કરતા સંશયશૂન્ય સરળ વિશ્વાસીનું મૂલ્ય ઘણું વધારે છે.

ગમે તેમ હોય તે ઈર્ષ્યા અને વિદ્વેષથી ઉત્તેજિત થઇને સ્ટિફેનની વિરુદ્ધમાં ઉભો, અને હત્યા કરવાને માટે તે નિરીહ ઈશ્વર સેવકના નામે વિવિધ મિથ્યા દોષ લગાડીને તેણે કોર્ટમાં ફરિયાદી કરી. કેટલાક નીચાન્તઃકરણના માણસો આ સરળ વિશ્વાસી ધાર્મિક પુરુષના નામે ખોટી સાક્ષી આપવા તૈયાર થયા. તે વેળાએ સ્યાનહિડ્રિમ નામની મહાસભા કે જે તે દેશમાં તે વખતે મ્હોટી કોર્ટ હતી. સ્ટિફેનના વિશ્વાસ અને ધર્મ વિરુદ્ધ મત સાંભળીને સ્યાનહિડ્રિમ સભાના સભાસદો ઘણાં ગુસ્સે થયાં. પ્રધાન પુરોહિત થિયોફિલાસે સભાપતિનું આસન લીધું. મિથ્યાપરાધે અભિયુક્ત થઇને ઈશ્વર ભક્ત સ્ટિફેન આજ બંદીભાવથી કોર્ટની સામે હાજર થયો છે, સભાસદો ન્યાયધિશનો આગળા ભાગમાં અડધી ગોળાકૃતિ ભાવથી ત્રણુહારમાં બેઠાં છે.

એક હારમાં પુરોહિત, બીજી હારમાં પ્રાચીન દળ, ત્રીજી હારમાં સ્કાઈબસ. સભાસદોના હ્દય આજે ઉલ્લાસને લીધે અધીરાં થઈ પડયાં છે, કારણુ પરમેશ્વરનો પ્રિય સેવક સ્ટિફેનનો પ્રાણુવધ થશે; સુવિસ્તીર્ણુ ધર્માધિકરણુ આજ વિષાદ અને ક્ષોભથી મુઝાયાં છે. જગતૂમાં અધર્મનો કલંક ફેલાશે તેથી અસત્યના મહિમાનું વર્ણુન થશે; તેથી ફિરૂણી અને સ્યાઉડિઉસિઓનું અંતર આજ મહાનંદથી ઉત્ફુલ્લ થઈ પડયું છે, કારણુ કે વિપક્ષનો પરાજય થશે અથવા પરમેશ્વરનું મહાન્ નામ તેઓના દ્વારા આપમાનિત થશે અને વાંચનાર ! પેલો જુઓ વિશાળ સભામંડપના પાસેના ભાગમાં પેલો એક શિક્ષિત યુવાપુરુષ ઉભો રૂહેલો છે. જેનું હ્દયમન આજ ઉલ્લાસ તરંગની તાલની સાથે

નાચે છે. કહી શકશો એ યુવાપુરુષ કોણ છે? અભિયુક્ત સ્ટિફે-નનાં મ્હોં ઉપર કંઈ નિરાશા અને ભયની રેખા જોવામાં આવતી નથી. ઉલટો એક અપૂર્વ સ્વર્ગીય ભાવ તે મહા પુરુષના મુખ-મંડળ ઉપર જોવામાં આવે છે અને તેની સાથે દૃઢતા અને અ-વિચળતાની ઓળખાણ આપે છે. સ્ટિફેનનું હૃદય અપાર આશા અને આનંદમાં પરિપૂર્ણ છે; આશા આ છે–આજ પરલોકમાં તે આનંદ નિકેતનમાં પરમ પ્રભુની સાથે મળવું થશે; આનંદ આ છે-આજે હું ધન્ય થઇશ, મ્હારા માનવ જન્મનું સાર્થક થશે, મ્હારો આ દેહ પ્રભુને માટે વિસર્જિત થશે. ન્યાયાધિશે પેહેલાં તે નીચાન્તઃકરણ કાયર પુરુષોની પાસેથી ખોટી સાક્ષ્ય લીધી અને સ્ટિફેનની તરફ મ્હોં ફેરવીને પૂછયું, "કેમ આ સર્વ વાત ખરી છે?" તે વેળાએ સ્ટિફેને ધીર ભાવે પોતાને જે કહે-વાનું હતું તેનો આરંભ કર્યો. તેનું બોલવું પૂરું થતાંજ બધા સભાસદો એકદમ ક્રોધોન્મત્ત થઇને દાંત પીસીને સ્ટિફેનની તરફ દોડયા. સ્ટિફેનના મ્હો ઉપર તે વેળાએ એક અસામાન્ય તે-જોરશ્મિ પ્રકાશ થવા લાગ્યો. તેને આકાશની તરફ નજર કરીને પરમેશ્વરનો ગૌરવ અને મહિમા જોયો તેથી હૃદયમાં વધારે આગ્ન સંચાર થઈ. તે દેશમાં તે વેળાએ ઇશ્વરનિંદા કરનાર માણસ-ના ઉપર પથ્થર ફેંકીને હત્યા કરવામાં આવતી હતી. સ્ટિફેનના પ્રતિ આવા કઠોર દંડનો હુકમ થયો. એ સાંભળીને ઉપર કહેલા યુવા પુરૂષના હૃદયમાં વધારે આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો. દુ-ર્વૃત્ત વિપક્ષિયોએ તે ભગવદ્ભક્ત સાધુ પુરુષને બહાર કાડયો અને તેને નગરને છેડે લઇ ગયા. અમે પૂછિયે છિયે શત્રુ મંડળીથી ઘેરાઇને સ્ટિફેન તમે કયાં જાઓ છો? પૃથ્વીનો અતીત ઇતિહાસ હુકારો દઇને કહે છે "ધર્મને માટે મરવા" ત્યારે જાઓ જાઓ આગળ થાઓ. સંસાર મોહમાં નિમગ્ન અસાડ પ્રાણ માનવ જાતિને શિ-ક્ષણ આપો. તેને નગરને છેડે લઈ જવામાં આવ્યો. કારણ કે નગરમાં અપરાધિની હત્યા કરવી એ યાહુદી જાતિની રીતિ વિરુદ્ધ હતું. જે જગ્યાપર સ્ટિફેનની હત્યા કરવામાં આવી હતી, તે એક પ્હાડના ટેકરા ઉપરની જમીનની નીચેના ભાગ અને ઇશુખ્રિસ્તના લોહીથી ચિર કલંકિત ગેથસિમાનિ બગીચાની પાસે છે. આ ભયાનક નિર્જન પ્ર-દેશમાં સ્ટિફેનને લાવવામાં આવ્યો. પેહેલાં કહેલો યુવા પુરુષ ઉત્ફુલ્લ હૃદયથી હસતું મ્હોં કરીને સ્ટિફેનના મૃત્યુની વાટ જોવા

લાગ્યો. યુવા, તમે ક્ષુદ્રજ્ઞાની મનુષ્ય છો, ભવિષ્યના સુંદર ગર્ભમાં શું રહેલું છે તે તમે જાણતા નથી? વિશ્વનિયંતા વિધાતાએ તમારા અદૃષ્ટપટમાં શું ચિતર્યું છે તે શું તમે કહી શકશો? સ્ટિફેનની જે દશા જોઇને તમારા પ્રાણમાં આજ ઉલ્લાસ સમાતો નથી, એ નિશ્ચય છે કે તમારી પણ એક દિવસે આ દશા જોઇને શત્રુ મંડળી હસશે. વિપક્ષિયો પોતાના વસ્ત્રાદિ તે યુવા પુરુષની પાસે મુકીને મહા વેગથી સ્ટિફેનની તરફ દોડયા અને પથ્થર હાથમાં લઇને જોરથી પુનઃ પુનઃ તેના શરીર ઉપર ફેંકવા લાગ્યા. પથ્થરના આઘાતથી તેનો સુકોમળ દેહ જખમી થઇને પ્રબળ વેગથી રુધિર ધારા નિકળવા લાગી. તથાપિ પાખંડના હૃદયમાં દયાનો લેશ માત્ર નહોતો. તે બીભત્સાકાર રુધિર–પરિપ્લુત દેહ ઉપર પથ્થરા અવિશ્રાન્ત પડવા લાગ્યા. સ્ટિફેન! તમેજ ધન્ય છો! જે મનુષ્ય જાતિ સત્યના અનુરોધથી સામાન્ય અકિંચિત્કર કણ પ્રમાણ સ્વાર્થને પણ વિસર્જન કરવામાં કુંઠિત થાય છે; તમે તે મનુષ્ય કુળમાં જન્મ લઇને ભગવાનને માટે તમારા પરમ પ્રિય જીવનને વિસર્જન કરવાને તૈયાર થયા છો; જે દેહમાં કંટક યાતના સહન કરવી એ કલેશકર થઇ પડે છે, તમે તે દેહમાં સત્યને માટે અમ્લાન વદનથી અભાવનીય યંત્રણા રાશિ સહન કરોછો, એ જ્યારે હું વિચાર કરુંછું, ત્યારે મ્હારું હૃદય મન અપાર વિસ્મય અને ભક્તિ રસમાં પરિપ્લુત થઇને તમારા પ્રતિ અગણ્ય ધન્યવાદ નિકળે છે. અમે સ્વાર્થના કીડા છિયે, સત્ય એ શી વસ્તુ છે તે અમે સમજી શકતા નથી. સત્યનો કેવો અપૂર્વ મહિમા છે કેવી મહાકર્ષણી શક્તિ છે; તે તમેજ સમજી શકો છો તે માટે સત્યના નામે જીવનાશામાં જલાંજલિ આપવામાં કંઇ પણ સંકુચિત થતા નથી. હે સત્યનિકતેન! આ અસત્ય નિમગ્ન જાતિને તમારો સત્યનો મહિમા સમજાવો.

અનવરત પથ્થરના આઘાતથી સ્ટિફેનનું શરીર ધીરે ધીરે અવસન્ન થવા લાગ્યું. પરંતુ તે વેળાએ તેનું મન એક નિરવચ્છિન્ન શાંતિના રાજ્યમાં વિચરણ કરતું હતું; તે ગુંઠણ ઉપર પડીને પરમ પ્રભુની આગળ પ્રાર્થના કરવા લાગ્યો. શત્રુકુળ તેનું મરણ પાસે આવેલું જોઇને આનંદધ્વનિ કરવા લાગ્યું, પરંતુ સ્ટિફેન ઉચ્ચસ્વરથી બોલી ઉઠ્યો "પ્રભો! આ પાપ એઓના પક્ષમાં ગણશો નહિ." કેવો અમાનુષિક પ્રેમ!! મનુષ્ય! તમે શું

આવા પ્રેમનું દૃષ્ટાંત દેખાડી શકશો! જે તીક્ષણ ધારવાળી છુરી લઇને તમારી ગરદન કાપે છે. તમે શું તેના તે મહાપાતકને માટે પરમેશ્વરની આગળ પ્રાર્થના કરવાને તૈયાર થાઓછો? વળી કહું છું-સ્ટિફેન! તમેજ ધન્ય છો! કારણ કે અનાબિલ સ્વર્ગીય પ્રેમતત્વ જગત્માં પ્રચાર કર્યું, મનુષ્ય જાતિ યુગે યુગે તે શીખો. અમારી અયોગ્ય કલમ તમારા અલૌકિક પ્રેમની વાત લખી શકી નહિ. તમે મનુષ્યકુળના ભૂષણસ્વરૂપ છો; નહિ નહિ તમે મનુષ્ય થઇને પણ દેવતા છો. ઉપરની પ્રાર્થના કરતાં કરતાં તેનો કંઠ બંધ થઇને પ્રાણવાયુ નિકળી ગયો. શત્રુ કુળનો મનોરથ સિદ્ધ થયો. તે યુવાપુરુષ મહાનંદથી નાચવા લાગ્યો, તેના ઘન ઘનં ઉલ્લાસ ધ્વનિથી નગરનો બહારનો ભાગ કાંપવા લાગ્યો. વિપક્ષ કુળો આનંદની ગડબડ કરતાં કરતાં નગરમાં પાછાં આવ્યાં. પેલી બાજુએ સ્ટિફેનનું પંચ ભૌતિક દેહ પંચ ભૂતમાં મળી ગયું. સ્ટિફેનનો પ્રેમ અને પુણ્યલોકમંડિત આત્માને સ્વર્ગારૂઢ જ્યોતિર્મય દિવ્યાત્માઓએ દુંદુભિધ્વનિ કરતાં કરતાં લીધો, પિતા પુત્ર મળ્યા. હે વાંચનાર! હવે પૂછુંછું, કહો જોઇયે, ખરેખર શું સ્ટિફેન મરી ગયો છે? અમે કહિયે છિયે કે નહિ; સ્ટિફેન મર્યો નથી. વિધાતાનો સત્ય રાજ્ય વિસ્તાર કરવા માટે જેઓ પ્રાણ વિસર્જન કરેછે; તેઓના પ્રાણ વિસર્જિત થતા નથી, પરંતુ તેઓના દ્વારા પ્રાણ પ્રતિષ્ઠિત થાયછે. સ્ટિફેનના દ્વારા પણ તેજ થયુંછે, સ્ટિફેનના મૃત્યુમાંથી ખ્રિસ્તજગત્માં એક મહા પુરુષનો આવિર્ભાવ થયો છે. સ્ટિફેનના દેહ પતિત રક્તબિંદુ વસુંધરા સિક્ત કરીને થોડી મુદતમાં એવી એક મહા શક્તિનો સંચાર કર્યો, જેનું તેજ સહ્ય કરવું યાહુદી જાતિના પક્ષે અસહ્ય થઈ પડ્યું. તેના નિસ્તબ્ધ ભયાવહ સમાધિ ક્ષેત્રમાંથી એવી એક સિખા નિકળી કે જેના ઉજ્વલ પ્રકાશથી ખ્રિસ્ત સમાજ દિવસે દિવસ પ્રકાશિત થવા લાગી. ઇશુખ્રિસ્તના જન્મવાના પછી સાડત્રીશ વર્ષે મહાત્મા સ્ટિફેને શત્રુના હાથમાં પ્રાણ વિસર્જન કર્યો. પાઠકો! હવે કહી શકશો સ્ટિફેનના મૃત્યુથી મહાનંદિત થયો હતો તે યુવાપુરુષ કોણ! એજ સેન્ટપાલ હતો.

---

# સ્વદેશ પ્રેમિ સિયુસિયસ.

ઘોર અમાસ થઈ છે, ચારે બાજુએ સુમસામ જણાય છે. પવનદેવ પણ વેગથી જવાને હિંમત કરતો નથી રોમ નગરના પહોળા રસ્તા આજ જનપ્રાણી વગરના થયલાં જોવામાં આવે છે. પોતાના ઘરોના દરવાજાને અંદરથી સાંકલ મારીને સ્ત્રીપુત્ર સગાવ્હાલા સમેત રોમન લોકો ભયની સાથે ઘરમાં વસેલા છે. કોણ જાણે કેઈ વખતે નગરને ઘેરો નાંખનાર શત્રુઓ બળવાન થઇને નગરમાં પ્રવેશ કરે, કેઇ વખતે પોતાના હૃદયનું પ્રિયધન સ્વતંત્રતા રત્ન હંમેશને માટે હરી લે, એવા વિચારથી તેઓના પ્રાણ અસ્થિર થઇ રહેલા છે. વીર હોરેસિયસની દેવ પ્રતિમ બહાદુરીથી શત્રુસેના નગરમાં પેશી શકી નહોતી એ ખરુંછે, પરંતુ ફક્ત નદીનો અટકાવ કેટલા દિવસ પ્રબળ પરાક્રમી વિજયી શત્રુસેનાને છેટે રાખી શકે? થોડી મુદતમાં ટાઇબર નદીના ઉપર શત્રુઓએ પુલ બાંધીને શત્રુસેનાએ રોમને ઘેરી લીધું અને પુષ્કળ સેનાની મદદ વડે રોમનોની ખરાબી કરી નાંખી. બહારનો ઘેરો હોવાથી રોમ નગરના રહેવાસિયોને ટૂંક મુદતમાં ખોરાકની પંચાતી પડી અને તેથી ઘણાં કષ્ટમાં પડ્યા, ત્યારપછી વળી શત્રુલશ્કર ભેદ કરવાને માટે પોરસેનાના અસંખ્ય લશ્કરની સામે લડાઈ કરીને પુષ્કળ રોમનોને ચિરશય્યામાં સુવાડ્યા હતા તેથીજ રોમની સ્વતંત્રતાના રક્ષણની આશા કાળે કરીને ધીરે ધીરે ઓછી થતી આવતી હતી આ બનાવથી રોમનોનાં હૃદય અસાડ અને જડ થયા હતા. તેથી બહારની અમાસની અંધારી રાતના કરતાં પણ નિરાશાનો ગાઢતર અંધકાર રોમના પ્રત્યેક ઘરમાં છાઈ રહેલો હતો.

પરંતુ પરમેશ્વરના રાજ્યનો નિયમ આવો છે કે દુઃખ નિરાશાના ગાઢા અંધારામાં એકદમ અતર્કિત ભાવથી સૌભાગ્યના સૂર્યનો ઉદય થાયછે. ઇરાનના બાદશાહ જરક્ષસના પ્રચંડ આક્રમણથી સ્વદેશપ્રિય ગ્રીક નિરાશાના ગાઢા અંધકારમાં પડ્યાથી તેઓએ જે ઉગ્ર પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞાને લીધે ગ્રીકે સ્વતંત્રતાજ મેળવી હતી એટલુંજ નહિ પણ ગ્રીક સુધરેલી દુનિયામાં સર્વથી ઉંચ આસન ઉપર ચઢીને શિલ્પ, વ્હેપાર, સાહિત્ય અને જ્ઞાનચર્ચાનો આવતો યુનાની સુધારાનો ઝરો થઈ શક્યો હતો. ફક્ત ગ્રીસજ નહિ પણ પૃથ્વીના ઇતિહાસના દરેક

પાને વિધાતાના રાજ્યનો આવોજ નિયમ છે. તે આંગળીથી દેખાડેછે. રોમના સંબંધમાં આજે ઉપલ્યો નિયમ અમલમાં મુકાવાની તવારીખ છે.

સાધારણ રોમનો આજે અમાસના ગાઢા અંધારામાં યદ્યપિ નિરાશાનો ગાઢો અંધકાર હૃદયમાં રાખીને પોત પોતાના ઘરમાં રહેલા છે, પરંતુ સઘળા રોમનો આવી રીતે વગર મેહેનતથી બેઠા નહોતા. ગને ભય કરતા નહોતા વીર હોરેસિયસના જેવા વીર પુરુષો આજે ઘરનો દરવાજો બંધ નહિ કરતાં દેશના ઉદ્ધારને માટે ઉપાય શોધવાના વિચારમાં લાગ્યા હતા. ખ્યાલાટીના પર્વતના શિખરે આજે આ ગભીર રાંતને જીવતી જાગતી કરી હતી. ખ્યાલાટીનના સર્વેથી ઉંચા શિખર ઉપરના એક ભાગેલા ઘરમાં એક દીવો તે જંગલના કંકરમય લતા ગુલ્મથી ઘેરાયેલા પર્વતના પૃષ્ઠને પ્રકાશ કરતો હતો, ઘરની અંદર એક ભાગેલા ટેબલની ચારે બાજુએ હારેહાર રોમનો ઉભા હતા દીવાનું ઝાંખું તેજ તેઓના મ્હોં ઉપર પડ્યાથી આશ્ચર્યકારક દેખાવ જણાતો હતો. સઘળાનાં મ્હોં પ્રફુલ્લ હતાં. સર્વના મ્હોં ઉપર આશ્ચર્યકારક નયન પ્રીતિકર જ્યોતિ નિકળતી હતી. આગ્રહ અને ઉત્સાહની જ્યોતિ સર્વની આંખમાંથી નિકળતી હતી. સઘળાઓના હાથમાં એક એક તીક્ષ્ણ ધારદાર છુરા હતા. જેમ મીણબતીના દીવા એક સરખા બળે છે તેમ સફેદ દાહડીવાળા વિશાલ નયનવાળા વૃદ્ધની વાત આગ્રહની સાથે સાંભળતા હતા. વૃદ્ધ કહેછે.—

"આવતી લઢાઈમાં પોરસેનાને હરાવવી એ આપણું સામર્થ્ય નથી. આખા ઇટાલીના રાજાઓ એકઠા થઇને અસંખ્ય સેનાએ રોમને ઘેરો નાંખ્યો છે, જો સર્વે રોમન એકઠાં થઇને કોઈ હરકત નહિ પ્હોંચાડે, જો કેવળ શત્રુના ઉપર ઘા કરેતો શત્રુસેના અડધી નાશ થવાની આગમજ થકાવટથી મરી જવું પડશે. તેથી આટલી બધી વિટાયલી શત્રુસેનાને લઢાઈમાં હરાવવી એ આપણા પક્ષે અસંભવ જણાયછે. ત્યારે હવે આપણે શું કરવું જોઇએ? શું ત્યારે આપણે ઘણી મેહેનતે મેળવેલું સ્વતંત્રતાના રત્નને ખોઈશું? સત્યનો અપમાન કારી ટારકુઇનને ફરી શું પ્રભુ કહીને ગ્રહણ કરીશું? આપણું જે કંઈ પ્રિય, ધન, માન, પ્રાણ, સ્ત્રીપુત્ર, પરિવાર એને શું ફરી દાસત્વની સાંકળ પેહેર-

વાને વિનંતિ કરીશું? તેઓ જો તમારો વિચાર હોયતો તમને ધિક્ છે! પ્રાણના ભયથી ડરીને જેઓ સ્ત્રીપુત્રોને દાસત્વના હાથથી રક્ષા કરવામાં કુંઠિત થાયછે તેઓને ધિક્ છે! આ સંસારનું સામાન્ય સુખ મેળવવાને માટે સ્વદેશનું કલ્યાણ કરવામાં પાછી પાની કરેછે તેઓને ધિક્ છે!"—ભાષણ કરનારના દરેક વાક્ય ઉપર ગગનભેદી સહાનુભૂતિ સૂચકધ્વનિ થવા લાગી–વક્તા ધીરે ધીરે વધારે ઉત્સાહિત થઇને કહેવા લાગ્યો–મારા પ્રાણની ઊંડી આકાંક્ષા એટલીજ છે કે દેશનું કામ બજાવતાં બજાવતાં મારો પ્રાણવાયુ નિકળી જાય. ઈશ્વર કરે ને મારા પ્રિય સ્ત્રી-પુત્રોને આવનાર દુર્દશા, આવતી પરાધીનતાના હાથમાંથી રક્ષા કરવા જતાં મ્હારા શરીરનું રક્તબિંદુ ખર્ચીશ. એટલુંજ નહિ પણ આ માટીનું શરીર બળીને ભસ્મ થઇ ગયાથી જો દેશનું ભલું થાય તો હું સૌભાગ્યશાળી સમજીશ! લઢાઇમાં, સામેની લઢાઈમાં જય મેળવવો એ આપણી તાકાતથી બહાર છે પરંતુ જો આપણામાં થોડું પણ મનુષ્યત્વ હોયતો આપણે એક કામ વગર હરકતે કરવાને શક્તિમાન થઈશું. શત્રુની સેના મ્હોટી છે; પરંતુ આપણા ખરેખરા શત્રુ ઘણાજ થોડા તેમાં છે. આપણે અહિં કેટલાકો આજે આ ગભીર રાતે સ્વદેશના હિતને માટે આવ્યા છિયે એટલા જો ખરેખરા શત્રુને એક એક વિનાશ કરવાને માટે દઢ સંકલ્પ કરિયે તો તરત ઘેરો નાંખનાર લશ્કરને હરાવી શકીશું. પોરસેનાના લશ્કરની સાથે આપણી કંઈ દુશ્મની નથી, પરંતુ પોરસેના, ટારકુઈન વગેરે રાજાઓજ રોમના ખરા શત્રુ છે; એઓએજ ખટપટ કરીને, મેહેનત અને પૈસાના બળથી આપણી આવી દુર્દશા કરીછે. આપણી પાસે પૈસાનું જોર નથી ખરું પરંતુ અધ્યવસાય, કૌશલ અને ઉત્સાહમાં શું સ્વતંત્રતાના વીરપુત્ર રોમન વીર પોરસેનાની પાસે પણ પરાજિત થશે? સેક્સટસ રાજગાદીના લોભમાં અસાધ્ય સાધવામાં તૈયાર થયોછે; રોમનવીર પોતાની માતા, બ્હેન, દીકરી, વહુ વગેરેની આબરૂ સાચવવાને માટે યત્ન કરવામાં તે પાખંડથી હારશે? પૈસાના લોભથી, માન મર્યાદાના લોભથી આપણો ખરો શત્રુ આજે લઢાઈ કરશે તેમાં પોતાનો પ્રાણ આપવા આવ્યોછે, સ્વદેશના મંગળને માટે દુષ્ટ જુલમખોરના હાથમાંથી જન્મભૂમિને બચાવવાને માટે કોનો પ્રાણ આજે પવિત્ર ઉત્સાહાનળમાં ઉદીપ્ત

થઇને ભસ્માવશિષ્ટ થવાને માટે સંકુચિત થશે.–રોમનવીર આગળ વધો, પ્રતિજ્ઞા લો, મંત્રનું સાધન અથવા શરીર પતન, આજે આ મહામંત્ર લો, સર્વ સાક્ષી ઈશ્વરની સામે પ્રતિજ્ઞા લઇને કહો જ્યાંસુધી દેશના ખરા શત્રુના પ્રાણનાશ નહિ કરીશું ત્યાંસુધી અમે ઘરમાં પાછા જઇશું નહિ." જાઓ હિંમત બાંધીને છુપા વેશથી શત્રુની છાવણીમાં પ્રવેશ કરો. ક્યાં પોરસેના છે, ક્યાં ટારકુઈન છે, ક્યાં સેક્સટસ છે તેને શોધીને બહાર કાઢો અને તમારા ધારદાર છુરાથી તેનો જીવ લ્યો. આથી રોમનાં શત્રુ નાશ પામશે. રોમનભાઇઓ! જાઓ આવી રીતના યત્નમાં જો તમારું મરણ થાય તોપણ તેથી તમારું સારૂં નસીબ સમજજો. હવે ઉદાસીન રહેતા નહિ. હમણાંને હમણાં અગ્નિકુંડ પ્રજ્વલિત કરો. અગ્નિદેવને પ્રદક્ષિણા કરીને નીચલી ભીષણ પ્રતિજ્ઞા મંત્ર ઉચ્ચારણ કરો "રોમના ખરા શત્રુઓમાંથી ઓછામાં ઓછા એકજણનો જીવ લીધા શિવાય પાછો ઘરમાં આવીશ નહિ. "આ પ્રતિજ્ઞાને કંઠહાર કરીને પર્વતના શિખર ઉપર, રસ્તામાં લાગ મેળવવાની તલાસમાં ફરતા રહેજો.–મંત્રનું સાધન અથવા શરીરપતન કરીને ચરિતાર્થ થાઓ."

ઉપલી વાત પૂરી થતાંજ એક અગ્નિકુંડ પેટવવામાં આવ્યો. એક એકના પછી ત્રણસો રોમન યુવકોએ ઉપર લખેલી પ્રતિજ્ઞામંત્ર ઉચ્ચારણ કરીને અગ્નિકુંડની પ્રદક્ષિણા કરી. ત્રણસો રોમનોના હૃદય શત્રુને મારી નાંખવાને માટે સ્વસુખ ત્યાગી થયાં. સંસારના સર્વ સુખ છોડીને સુવિશાલ આકાશને પોતાનું ઘર કર્યું શું કરીશું તે સ્ત્રીપુત્રની સાથે મળીને સ્વતંત્રતા હરાવી બેઠા અને પરાધીનતાની સાંકળ પોતાના કોટને કલંકિત કરી છે.

ઉપલી કઠોર પ્રતિજ્ઞાને છેલ્લી ઉચ્ચારણ સાથે ગગન સુવર્ણ રંગથી રંજિત થઇને સૂર્યદેવ હસ્તો હસ્તો રોમના ઘરે ઘરે પોતાનાં કિરણ પાડવા લાગ્યો. જે દેશમાં આવા ત્રણસો માણસો જન્મેલા છે, તે દેશના ઘરે ઘરે સૂર્યદેવ હસતા મ્હોએ શું કિરણ પ્રસારી શકશે નહિ?

સુંદર પ્રશાંત પ્રાતઃકાલ થયું છે. સૂર્યદેવ ઈટાલીને, નાનાવિધ મનોહર વર્ણથી રંજિત કરીને ઉદય થાય છે–સુંદર સુમિષ્ટ પ્રાતઃ સમીરણ પ્રવાહિત થયાથી પ્રાણિયોના શરીરમાં જાણે નવું જીવન સંચાર કરતું હોય એવું જણાય છે. પક્ષિયો પોતાના માળા

છોડીને મહા કલરવથી વૃક્ષ ઉપર અને બગીચાના ભિન્નભિન્ન જાતના ઝાડ ઉપર પસરી રહ્યા છે. સૂર્યના કિરણ ધીરે ધીરે આકાશમાંથી ઉતરીને રોમના પર્વતના શિખરો ઉપર અને ઝાડના ઉપલા ભાગમાં અને ઘરોના છાપરા ઉપર ઉતરે છે. ઘેરાયલા રોમના રસ્તાપર એક બે મનુષ્ય જાય છે. પેલી બાજુએ રોમમાંથી તરકારી માખણ વગેરે ખાવાની વસ્તુ વેચનારા દોડતા દોડતા અવાજો કરતા કરતા પોરસેનાની છાવણી તરફ જાય છે. ઘેરો નાખનાર શત્રુનું લશ્કર પણ પ્રાતઃકાલના આવા સચેતન ભાવથી ધીરે ધીરે જાગી ઉઠયું. સેનાનિવાસના પેહેરેગીરો રાતે અડધી જાગતી અવસ્થામાં ચોકી પેહેરો કરતા હતા. તેઓ પડતાં આખડતાં મુસાફરોને ત્રાસ પમાડતા હતા. પ્રાતઃકાલ થયાથી પોતાના પડેલાં હથિયાર પાછાં જગ્યાપર રાખે છે. કપડાં છુટેલાં પાછાં બાંધે છે, અને મુછ ઉપર તાવ દેતા દેતા ટેડી નજરથી રોમનોની તરફ જુએ છે. જોતાં જોતાંમાં તરકારી વેચનારાઓ સેનાયૂહના દરવાજામાં આવ્યા. સર્વ પોતપોતાની વસ્તુનો મહિમા કહેતા કહેતા પેહેરેગિરોની પાસેથી જવા લાગ્યા "માખણ જોઇયે છિયે ઘણુંજ સારૂં માખણ છે." "ઈંડાં જોઇયેછિયે ઘણાંજ સારાં ઇંડાં છે." "માંસ જોઇયેછિયે ઘણું સારૂં માંસ છે." વગેરે અવાજોથી છાવણી ગાજી રહી. સિપાઇયો પોતપોતાને જોઇતો ખોરાક વેચનારને લશ્કરમાં બોલાવીને લઈ જાય છે. લબ્ધપ્રવેશ તરકારી વેચનાર સેનાનિવાસના પ્રત્યેક તંબુના દરવાજે દરવાજે જઇને પોતાનો માલ વેચવાને માટે ગોધાટ કરે છે.

પોરસેનાની છાવણી આવી રીતના મ્હોટા અવાજથી ગાજી ઉઠી છે. કોઈ કોઈ જગ્યાપર દશ સિપાઇયો એકઠા થઇને વાતોમાં મત્ત થયલા છે, કોઈ કોઈ સેનાપતિયો લશ્કર જોતા ફરે છે અને કોઈ કોઈ જગ્યાપર તરકારી વેચનારાઓની સાથે લેવા દેવાની વાત ચીત થાય છે. આવા સુંદર રમણીય પ્રાતઃકાલમાં પોરસેના પણ પોતાના અનુચરોને સાથે લઇને છાવણીમાં ફરવા નિકળ્યો છે. ઘેરેલા નગરને કોઈ જગ્યાપર બાકા પાડયાછે, કેવી રીતે નગર લેવામાં આવે, કિયો વીર બહાદુર છે વગેરે તરેહવાર વાતો કરતો કરતો પોરસેના અને તેના સાથિયો છાવણી અને નગર જુવે છે. તેઓ જ્યાં જાય છે, ત્યાં મ્હોટી ગડબડ મચી રહે છે સિપાઇયો જય જય અવાજથી ગગનને પૂર્ણ કરી મૂકે છે, અને

તરકારી વેચનારાઓ હા કરતા તેઓની તરફ જોતા જોતા જવાનો રસ્તો મૂકી દે છે. પોરસેનાના કારભારિયો આગળ આગળ જાય છે. પછી પોતે પોતાના વિદુષક બંધુના હાથમાં હાથ ભેરવીને ચાલે છે પોરસેનાના કરતા વિદુષકનો પોશાક વધારે સુંદર છે. દર્શકોમાંથી પોરસેના આવી રીતે જાય છે, તેઓની સાથના સિપાઇયો જવાને માટે રસ્તો મોકળો કરે છે—એકાએક ભીડમાંથી એક તરકારી વેચનાર વિજળીના જેવા વેગથી સિપાઇયોને ધક્કા મારીને પોરસેનાના ભુલથી પોરસેનાના બંધુની છાતીમાં છુરો માર્યો. પોરસેનાના સાથિયો અને અંગરક્ષકોએ મ્હોટા ગોધાટ મચાવીને તે તરકારી વેચનારને પકડ્યો. પરંતુ તરકારી વેચનાર કોઇને પણ નહિ જાણકારતાં પોતાનો છુરો દૂર ફેંકી દીધો અને ડર્યા શિવાય કહેવા લાગ્યો " મ્હારૂં જીવતર સફલ થયું, રોમનો પરમ શત્રુ પોરસેના માર્યો ગયો, હવે રોમ નિષ્કંટ થયું; હું મ્હારા પ્રાણને માટે દરકાર રાખતો નથી, તમારી જેવી ઇચ્છા હોય તે પ્રમાણે મ્હારો વધ કરો હું હસતો હસતો પ્રાણ છોડીશ. મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. દેવતાઓને ધન્યવાદ આપુંછું કે આ હાથ શત્રુના લોહીથી પવિત્ર થયો." આવી રીતનાં તરકારી વેચનારનાં વાકય સાંભળીને પોરસેના આશ્ચર્ય થયો અનુચરોએ સ્વદેશ પ્રેમિક રોમનને બાંધ્યો અને પોરસેના પોતાના તંબુમાં પોતાના સાથિયોને સાથે જઇને અપરાધીના અપરાધનો ન્યાય કરવાનો બંદોબસ્ત કરવા લાગ્યો.

રોમનને કેદખાનામાં પૂર્યો. પરંતુ તે તેનાથી કંઈ પણ દુઃખી તથા ભયભીત થયો નહિ. તે ખુશ ચહેરેથી મૃત્યુની વાટ જોવા લાગ્યો. પેલી બાજુએ ધીરે ધીરે સૂર્ય દેવ આથમતો ચાલ્યો. તંબુઓમાં દીવા બળ્યા. પોરસેનાએ સર્વ રાજકાર્ય પૂરું કરીને અપરાધી રોમનનો ઇનસાફ કરવાનો આરંભ કર્યો. રોમન વીરને કેદખાનમાંથી કાઢીને મૃત્યુને આલિંગન કરવાને માટે રાજસભામાં આણ્યો. ત્યાં રોમનવીરે જોયું કે સામેના એક ઉંચા આસન ઉપર એકજણ બેઠેલો છે, તેની બંને બાજુએ બે જણા બેઠેલાછે. આ ત્રણ જણાની સામે એક ન્હાની બંધ કરેલી જગ્યાછે. તેની બંને બાજુએ બે મશાલવાળા ઉભા રહ્યા છે. રોમને તે બંધ કરેલી જગ્યામાં ઉભો કર્યો. ત્યાર પછી પોરસેનાએ પૂછયું તે શામાટે મ્હારા દોસ્તની હત્યા કરી. રોમનની આંખમાંથી અગ્નિ સ્ફુલિંગ

નિકળ્યા, અને કહેવા લાગ્યો કે જે દુર્દાન્ત રાજા જુલમી ટકુઇન વંશની મધ્યે આવ્યાથી ઘણાક રોમનને માના ખોળેથી શૂન્ય કર્યાછે, ઘણીક રોમન સ્ત્રીના હૃદયમાં નિરાશાનો અંધકારનો સંચાર થયોછે, અને રોમની સ્વતંત્રતા હરીને તેઓના સ્કંધમાં ફરી તે સતીના સતીત્વનો નાશ કરનાર દુરાચાર વંશ મારવાને માટે યત્નશીલ થયોછે, તેને રોમન હત્યા કરવાને માટે યત્ન કેમ નહિ કરે, એ પણ શું તમારે સમજવાને વખત થાયછે. મેં મ્હારા દેશના પરમ શત્રુને વિનાશ કર્યોછે.–તમે મને શૂળીયે ચઢાવો, આગમાં બાળો, હું હસતો હસતો પ્રાણ છોડવાને તૈયાર છું.

રોમનવીરનું આવું સતેજતાવાલું ભાષણ સાંભળીને પોરસેના સ્તંભિત થઈ ગયો. વિદૂષકની છાતીમાં વિંધેલો છુરો પોતાને માટે ઉપાડચો હતો, તે જાણ્યું. અને મહાવિઘ્નના હાથમાંથી છૂટ્યોછે એ જાણીને દેવતાને મનમાંને મનમાં ધન્યવાદ આપવા લાગ્યો. પોરસેનાને ન્યાય કરતો જોઇને તેની પાસેનો તે દુરાચાર સેકસટસ બોલ્યો–"શું તું શૂળીથી પણ ડરતો નથી.? અને બળી મરવાને પણ ભય કરતો નથી? ત્યારે તો તને ઘણો વીર જોઉંછું. ઠીક છે ત્યારે રાજાને દેખાડ જોઇયે કે તું વૃથા ગર્વ કરતો નથી. આ મશાલ બળેછે, તું તારો હાથ એના ઉપર રાખ જોઇયે. પોરસેનાને તો તેં મારી નાંખ્યો નથી. પોરસેના તારી સામે બેઠો છે. જો રાજાની પાસે વૃથા ગર્વ કરતો હોય તો તને હમણાંને હમણાં કાપીને કડકા કરી નાખીશ અને તારા શરીરના જખમ ઉપર મીઠું ભરીશ." સેકસટસની વાતથી રોમનવીરનું મ્હોં વિષાદને લીધે કાળું થઈ ગયું. જે મ્હોંએ થોડીવાર પેહેલાં અગ્નિનાં તણખા નિકળતા હતા, તે મ્હોં મહાવિષાદથી ન્હાનું થઇ ગયું. "શું ત્યારે દેશના પરમ શત્રુને હાથમાં મળ્યાછતાં મારી શકયો નહિ. આ હતભાગ્ય હાથ દેશનો કંટક કાઢી નાખવાને લાગ મળ્યાછતાં મેં મ્હારું કામ પૂરું કર્યું નહિ. પોરસેના મ્હારી નિર્બુદ્ધિથી હજી જીવતો છે!" આવા વિચારમાં મિયુશિયસનો પ્રાણ વિષન્ન થઈ ગયો. જે હાથે આટલો લાગ મળ્યો તેનો વિચાર કરીને ક્રોધથી રોમનવીર તે હાથને પ્રદીપ્ત મસાલની આગમાં બાળીને રાખ કરી નાખવાની પ્રતિજ્ઞા કરી. તરત તેણે પોતાનો હાથ તે બળતી મશાલના ઉપર મૂકયો. સભાસદોએ રોમનનું આવું આશ્ચર્ય વીરત્વ જોઇને સ્તંભિત થયા. પોરસેના અને સેકસટસે જોયું કે

રોમનવીર પ્રસન્ન વદનથી આગ્રહની સાથે પોતાનો હાથ બાળેછે. દીપ્તશિખાએ ધીરે ધીરે મિયુશિયસનો હાથ બાળી નાખ્યો. તેનાથી મિયુશિયસના મ્હોં ઉપર કંઈ પણ કષ્ટનું ચિન્હ જોવામાં આવ્યું નહિ ઉલટો હાથને સજા કર્યાથી થોડીક શાંતિ મેળવી. પોરસેના તેના આવા વીરત્વથી મુગ્ધ થઇ ગયો અને કહેવા લાગ્યો "રોમન તું ખરેખરો વીરપુરુષ છે. તારા જેવા માણસને મારી નાખીને હું મ્હારે કપાલે કલંક લગાડવા ચાહાતો નથી, તું વગર હરકતે શેહેરમાં ચાલ્યો જા, કોઈ પણ તારા વાળને અડકી શકશે નહિ." મિયુશિયસ પોરસેનાની ઉપલી વાતથી અજાયબ થયો. તેણે મરણ નિશ્ચય જાણ્યું હતું, એકદમ પ્રાણદાન મળ્યાથી વિસ્મિત અને કૃતજ્ઞ થયો. જતી વેળાએ પોરસેનાને કહ્યું "તમારી પાસેથી હુ આવી રીતનો વ્યવહાર પામીશ એવું મેં સ્વપ્નામાં પણ ધાર્યું નહોતું, રાજાનું મન આટલું ઉન્નત થઈ શકે તે હું જાણતો નહોતો; ગમે તેમ હો તમને એક વાત કહ્યા શિવાય હું રહી શકતો નથી. તમારી સાથે રોમને કંઈ ઝગડો નથી, રોમને તમારું કંઈ અનિષ્ટ કર્યું નથી. પરંતુ તમે રોમના પરમ શત્રુ જુલમી ટારકુઈનનો પક્ષવલંબન કરીને રોમના ઉપર ઘણીક રીતે જુલમ ગુઝાર્યોછે. રોમન લોકો હાલ સામે લઢાઇ કરવામાં શક્તિમાન નથી, તે વાસ્તે મ્હારા જેવા ત્રણસો રોમનવીર યુવકોએ પ્રતિજ્ઞા લીધી છે કે અમો પોરસેનાને મારી નાખશું. તમે સાવચેત રહેજો, કુપરામર્શમાં પડીને પ્રાણ ગુમાવશો ના."

વીર મિયુશિયસે આટલી વાત કહીને પોરસેનાની પાસેથી વિદાય થયો. તેની વાતથી પોરસેનાનું હૃદય ભયથી અને ચિંતાથી ચિંતાતુર થયું. ત્રણ દિવસ પછી રોમનો ઘેરો ઉઠી ગયો. પોરસેના વીર હૃદય રોમનોની સાથે સલાહ કરીને સ્વદેશમાં પાછો ગયો. રોમનોનું અદ્દભુત વીર્ય, સાહસ અને સ્વસુખ ત્યાગથી રોમનો બીજી વાર ઉદ્ધાર થયો.

---

## માનવહિતૈષિ જાન હાવર્ડ.

ચાલો એક વાર અઢારમી સદીના યુરોપના કેદખાનાની અંદર જઇએ–ત્યાંના યમના જેવા જેલરો હાથમાં ચાબકથી હતભાગ્ય અને હતભાગિને મારતા ફરેછે, કોઇ કામ કરવામાં

થોડો વધારે વખત લાગેતો તરત ચાબકાથી તેઓની પીઠ ઉપર જખમ કરેછે, આખો દિવસ કઠિણ પરિશ્રમ કરાવીને ભુખ્યા, અડધા ભુખ્યા તેઓને પશુના ટોલાની પ્રમાણે વગર પવનવાળા ભીષણ અંધકારાગારમાં પૂરીને ચાવી દે છે. ત્યાં ઉભો રહીને હતભાગ્ય અને હતભાગિનિયોના દુઃખમાં જે વગર ગોંધાટ કરવે અશ્રુવિસર્જન કરેછે, એ મહાપુરુષ કોણ છે? જે રગતપીતવાળા રોગીઓની રુગ્ન પથારીની તરફ ઉભો રહીને ખુશીની સાથે તેઓની સેવા કરેછે, એ દેવતા કોણ છે? એજ પ્રાતઃસ્મરણીય-ચરિત જાન હાવર્ડ છે. તે અભાગા અને અભાગિનીઓની દુઃખ-ની વાર્ત્તા મ્હોટે અવાજેથી જગત્‌માં પ્રચાર કરેછે. જ્યારે સઘળી દુનિયાં અપરાધી અને અપરાધિનીઓનાં દુઃખ-યંત્રણાથી સંપૂર્ણ ઉદાસીન હતી, તે વેળાએ તેઓની અવસ્થા ઉપર વિચાર કરી-ને હાવર્ડનો પ્રાણ રડી ઉઠયો. જેઓને દુનિયાએ પરિત્યાગ કર્યાછે. વિસ્મૃતિ જળમા વિસર્જન કર્યાછે. તે અભાગા અને હતભાગિ-નીઓના ઉપર હાવર્ડના હૃદયે પ્રેમવિગલિત ભાવ ધારણ કર્યો. કેદીઓને જેથી લોકોના મનમાં ધિક્કાર ઉપજતો હતો, પરંતુ તેઓના દુઃખથી, તેઓની હતાશ પીડિત અવસ્થાથી તેનું હૃદય ઘણું દુઃખિત થતું. તે દરેક કેદખાનામાં તેઓની અવસ્થા જોતો ફરતો હતો, કેવળ ઈંગ્લંડજ નહિ પરંતુ સર્વ યુરોપ તેનું કાર્યક્ષેત્ર હતું. તે યુરોપનાં સર્વ કેદખાનાં જોઇને વિભિન્ન દેશના કેદીઓની અવસ્થાની તુલના કરીને સમાલોચના કરતો. કેદખાના-ની પથ્થર જેવી દીવાલમાંથી દુઃખની વાતો બહાર જતી નહોતી, હાવર્ડ આજ તે દુઃખની વાર્ત્તા જગત્‌માં જાહેર કરવા લાગ્યો અનાહારથી, ચાબકાના મારથી હજારો નરનારી કેદખાનામાં મરણ પામતાં, પૃથ્વી તેની ખબર રાખતી નહોતી, આજ હા-વર્ડ તે સઘળી ગુપ્ત હત્યાની ખબર જગત્‌માં પ્રચાર કરીને તે જગત્‌માં ફેલાવવા લાગ્યો. કેદખાનાના તમોમય નિભૃત નિવાસમાં હજારો લોકો મળમૂત્રમાં સડીને મરતાં હતાં, જગત્ તેનું સંધાન રાખતું નહોતું, આજ સર્વ શોચનીય બનાવ તે હાવર્ડ જગ-ત્‌માં પ્રચાર કરતો ફરવા લાગ્યો. ધીરે ધીરે તેના પ્રચારનું ફળ સઘળા દેશમાં ફળવા લાગ્યું. યુરોપના સર્વ કેદીઓ તેના પરિ-શ્રમનો ઉપકાર ઘણી રીતે પામવા લાગ્યા. હમણા યુરોપમાં સર્વત્ર વાયુ-સંચાલિત, સુપ્રશસ્ત, સુપરિષ્કૃત, સુસજ્જિત, વિલા-

સદ્રવ્ય પૂર્ણ કેદખાના જોવામાં આવેછે, તે આ મહાપુરુષની કીર્ત્તિનું જ્વલંત પ્રમાણ છે.

૧૭૨૬ ઈસવી સનમાં હાવર્ડે ઈંગ્લંડના અંતર્ગત હ્યાકને નગરમાં જન્મ લીધો, તેનો પિતા એક વેપારી હતો, અને વેપારથી ઘણું ધન મેળવ્યું હતું. તેણે પુત્રને વેપાર શિખવાને માટે એક કારખાનામાં શિખવાઉ દાખલ રાખ્યો. તેના પિતાનું મૃત્યુ થયું. મૃત્યુકાલે તેની વિપુલ સંપત્તિ વિલ દ્વારા પોતાના છોકરાને અને છોકરીને આપી ગયો, પરંતુ બંદોબસ્ત કરી ગયો હતો કે, પુત્રની ૨૫ વર્ષ ઉમ્મર ન થયાથી તે પ્રાપ્તવયસ્ક જાણીને વિવેચિત થશે નહિ, પિતાના મૃત્યુ પછી હાવર્ડે વેપાર શિખવાનું છોડી દીધું કારણ કે વેપાર તેને સારો લાગ્યો નહિ. વેપાર છોડીને તેણે ષ્ટોકન્યુટન નગરના ક્રાઈષ્ટ સ્ટ્રીટમાં ઘર ભાડે લીધું. તેનું શરીર એ વેળાએ ઘણું અસુસ્થ હતું. સારાલાડેન નામની એક પ્રવીણા વિધવા સ્ત્રી તે ઘરની અધિસ્વાસિની હતી. તે પ્રાણપણે હાવર્ડની સેવા કરવા લાગી. હાવર્ડ થોડા દિવસમાં આરોગ્ય થયો. તે કૃતજ્ઞતાનો ચિન્હસ્વરૂપ તેનું પાણિગ્રહણ કરવાને ઈચ્છુક થયો. વિધવા સ્ત્રી તેના કરતાં ૨૪–૨૫ વર્ષ મ્હોટી હતી. એ વાસ્તે તેણે ઘણી આપત્તિ કરી. પરંતુ હાવર્ડે તે આપત્તિને ગ્રાહ્ય કરી નહિ. પ્રવીણા રમણી તેનો ઘણો આગ્રહ જોયાથી છેલ્લે લગ્ન કરવા રાજી થઈ. હાવર્ડે લોકની નિર્યાતનના ભયથી છુંપીરીતે તેની સાથે લગ્ન કર્યાં. ૧૭૫૨ ઇસવીસનમાં આ લગ્ન થયાં. પરંતુ તે ઘણા દિવસ આ પતિપરાયણા સ્ત્રીની સેવા ભોગવી શક્યો નહિ. કારણ કે ત્રણ વર્ષમાંજ તે વિપત્નીક થયો. ૧૭૫૫ ઈસવી સનની ૧૦ મી નવેમ્બરે ચુમાળીસ વર્ષની ઉમ્મરમાં તેની પત્નીનું મૃત્યુ થયું. તેઓએ ત્રણ વર્ષ ઘણાં સુખમાં દિવસ ગાળ્યાં હતાં. પત્નીના મૃત્યુથી હાવર્ડે અતિશય શોકાકુલ થયો.

બીજે વર્ષે (૧૭૫૬ ઇસવી સનમાં) તે એક પોર્ટુગીજ વાહાણમાં બેસીને લિસવનની તરફ જતો હતો. દરિયામાં એક ફ્રેંજ વાહાણે તેના વાહાણને ગીરફતાર કર્યું. અને હાવર્ડને ફરાંસિ કેદખાનામાં પૂર્યો. ત્યાં તેને કેદખાનાની યંત્રણાનો અનુભવ થયો. તેણે કેદખાનું સુધારવાને જીવન ઉત્સર્ગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. બે દિવસ નિરંબુ ઉપવાસી અવસ્થામાં ફ્રાન્સના અન્યતમ બંદર બ્રેષ્ટ નગરના કિલ્લામાં લઇ ગયા. ત્યાં તે છ રાત સુધી કે-

૬

વળ ખડના ઉપર પડી રહ્યો. ત્યાંના મરેક્સ, કાર્ટેસ, બ્રેંટ, માલેક્સ અને ડુઈનાર્ઈન વગેરે નગરના કેદખાનામાં ઘણા અંગ્રેજ બંધીવાન હતા. તેઓની સાથે તેનો પત્રવ્યવહાર થવા લાગ્યો. તેને વિવિધ પ્રમાણુ મળ્યાં કે, અંગ્રેજ બંધીવાનોના ઉપર ફરાંસીસો ઘણો ઘાતકી વ્યવહાર કરેછે. એ ઘાતકી વ્યવહારથી હજારો અંગ્રેજ બંધીખાનામાં મરી જાયછે. પાઠક ! આટલું કહ્યાથી મૃત્યુની સંખ્યા અનુમાન કરી શકાશે કે, ડુઇનીનના એક ખાડામાં એક દિવસે છત્રીશ અંગ્રેજ બંધીવાનને જીવતાં દાટ્યામાં આવ્યા. હાવર્ડનું કોમળ હૃદય એનાથી વિગલિત થયું. હાવર્ડે ઈંગ્લંડમાં આવીને સર્વ વાત જણાવી. બ્રિટિશ ગવર્નમેન્ટે ફ્રેંચ ગવર્નમેન્ટને ભર્ત્સના કરીને પત્ર લખ્યો. તેથી ફરાંસી ગવર્નમેન્ટે લજ્જિત થઇને છેલ્લે અંગ્રેજ બંધીવાનોને છોડી મૂકયા.

ત્યાર પછી તે ઈટાલીના કેદખાનાંઓ જોવાને ઈટાલી તરફ ગયો. ઈટાલીથી પાછો આવીને તેણે ફરી લગ્ન કર્યું. એ બાયડીથી એક છોકરો થયો અને તે બાયડી સુવાવડમાં મરી ગઇ. છોકરો પણ થોડા દિવસમાં ઉન્માદ–રોગગ્રસ્ત થયો. હાવર્ડ ભગ્ન મને ઇંગ્લંડના અંતઃપાતી વેડફોર્ડ નગરથી થોડે છેટે પોતાની જમીનદારીમાં ગયો. ત્યાંજ તેના જીવનનું મહાત્મ્ય વિશેષરૂપથી પ્રચારિત થયું.

૧૭૭૩ ઇસવીસનમાં તે વેડફોર્ડ કાઉન્ટિર સેરિફ્ના પદમાં અભિષિક્ત થયો. વેડફોર્ડનું કેદખાને અને કેદીઓની અવસ્થાએ તેના ચિત્તને આકૃષ્ટ કર્યું. તેણે પેહેલાં જાણ્યું હતું કે વેડફોર્ડનાં કેદખાના જેવા જઘન્ય અને નૃશંસતાની આવાસભૂમિ કેદખાના બ્રિટનમાં બીજે કયાંઇ નથી. એ વિષયમાં નિઃસંદિગ્ધ થવાને માટે તે ઇંગ્લંડ, સ્કાટલંડ અને આયર્લાંડના કેદખાનાં જોવા ગયો. જેટલી ખોળ કરવા લાગ્યો, તેટલી મર્મભેદી ઘટના વિદિત થવા લાગી. તેણે સ્વચક્ષે જોયું તેથી તેની ખાતરી થઈ કે, બ્રિટનના કેદખાના નિર્લજ્જતાના ગહ્વર અને પાપના અગ્નિકુંડ છે. જેઓ કેદખાનામાં જાયછે તેનાં શરીર અને નીતિ કલુષિત થાયછે એટલુંજ નહિ, પરંતુ તેઓ છુટ્યા પછી સમાજમાં તે શારીરિક અને નૈતિક પીડા ફેલાવે છે. હાવર્ડે પાર્લામેન્ટમાં એ વિષયમાં જાહેર કર્યું, પાર્લામેન્ટે તેની સાક્ષી લઇને તેને ધન્યવાદ આપ્યો.

એ વખતે કેદખાનામાં એક જાતનો ઉડતો તાવનો અતિશય પ્રાદુર્ભાવ હતો. એને કેદખાનાનો તાવ કહેતા. ઘાતકના હાથથી જેટલા કેદીઓ મરતા નહોતા, તેના કરતાં વધારે આ તાવથી કેદીઓ મરતા એટલુંજ નહિ પણ જડજ, માજીસ્ટ્રેટ, જુરી, સાક્ષી અને જેલર–જેઓ કાર્યને માટે કેદીઓની આગળ જતા તેઓ પણ ચેપી તાવમાં ઘેરાઇને અકાળે મરી જતા. તેણે એ પણ જોયું–દીવાની અને ફોજદારી કેદખાનું એકઠું મળેલું છે; અપરાધી અને ઋણી એક પ્રકાર શાસનના આધીનમાં રહેછે; તેણે એ પણ જોયું કે જેઓ અપીલમાં છુટયા છે, તેઓ ફીસ આપી શકયા નથી, હમણા સુધી તેઓ કેદખાનામાં છે. એ સર્વ જોઇને તેને દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો હતો કે "આ કેદખાના સુધારાગાર ન થતાં પાપાગાર થઈ પડયાં છે. એનાથી જેવું સમાજમાં ભીષણ અનિષ્ટ થાયછે, તેવું બીજા કોઇથી થતું નથી. એક માણસ કેદખાનામાં જવાની વખતે થોડું પાપ લઈ જાયછે, છુટીને આવેછે ત્યારે તે સેંકડો ગુણે પાપ લઈ આવેછે; તેથી વર્ત્તમાન કેદખાનાથી સમાજને જેટલું ઇષ્ટ થાયછે તેના કરતાં સેંકડો દરજ્જે અનિષ્ટ થાયછે.

આ હતભાગ્યોના દુઃખથી હાવર્ડનું હૃદય ફાટી ગયું તેની સર્વ માનસિક શક્તિ, તેની સર્વ સંપત્તિ, અને તેના પદનો સર્વ પ્રભાવ, તેણે આ હતભાગ્યોના દુઃખ દૂર કરવાને ખર્ચવાનો દૃઢ સંકલ્પ કર્યો. ખાવાનું નહિ, ઉંઘ નહિ, વિશ્રામ નહિ–યોગી હાવર્ડે નિરંતર આ કામમાં નિયુક્ત થયો. તેની ઉદ્દીપનાથી ગવર્નમેન્ટ પણ ઉત્તેજિત થઈ. તેના હાથમાં ગવર્નમેન્ટે કેદખાનાની હાલત સુધારવાનો ભાર અર્પણ કર્યો. તેનું ધારેલું થોડું ઘણું સુસિદ્ધ થયું. તેની દેખરેખથી ઘણાંક કેદખાનાં ભંગાવીને નવી રીતથી તૈયાર થયાં. ઘણાક કેદીઓને ખાવા પીવાની સુવ્યવસ્થા કરવામાં આવી. દરેક ન્હાની ઓરડીમાં બાઇબલ રાખવામાં આવ્યું, કેદીઓની ધર્મબુદ્ધિ પરિપુષ્ટ કરવાને માટે દરેક કેદખાનામાં એક એક ધર્મયાજકને નિયુક્ત કર્યા.

દેશમાં કૃતકાર્યતા મેળવ્યાથી ઉત્સાહિત થઇને હાવર્ડે સઘળાં યુરોપના કેદખાનાં જોવાનો નિશ્ચય કર્યો. એ ઉદ્દેશથી હાવર્ડ ફ્રાન્સ, ફ્લાંડાર્સ, હલાંડ, જર્મની, સુઇજર્લૅંડ, પ્રુશિયા, અસ્ટ્રેલિયા-ડેનમાર્ક, સુઇડેન, રૂશિયા, પોલાંડ, સ્પેન અને પોર્ટુગલ વગેરે સર્વ

દેશ આસ્તે આસ્તે ફર્યો. પેહેલાં ઈટાલીમાં જોઈ આવ્યો હતો તે આ વેળાએ ઇટાલીમાં ગયો નહિ. પાઠક! આજકાલ યુરોપની ચારે બાજુ જેવી રેલવે થયલી છે, વિચાર કરશો ના કે ત્યારે પણ તેવી હતી. યુરોપની એ સર્વ ઉન્નતિ હાલની શદીમાં થયલી છે. તેથી તે ઘોર યોગી હાવર્ડને પગરસ્તે, તથા વાહાણોમાં પ્રકાંડ યુરોપભૂમિ પ્રદક્ષિણ કરવી પડી હતી. એથી તે ધનથી પ્રાણથી ગયો હતો એમ કહાથી અત્યુક્તિ થશે નહિ. કુદરતની શોભા જોવા તથા રાજ ભવનનું પ્રસાદ ભોગવવા તે ગયો નહોતો કે તેનું શરીર અને મન આનંદિત થશે. કેદખાનાની દુર્ગંધવાળી જગ્યા તેની એક માત્ર તીર્થની જગ્યા હતી. તે સર્વ તીર્થની જગ્યા ઉપર ચોર, જુગારી, બદમાસ, વ્યભિચારી તેના એક માત્ર સતીર્થી હતા. તેઓને કદી પૈસા આપીને, કદી ઉપદેશ આપીને કદી મીઠા વાકયથી તેઓના કષ્ટ થોડાં દૂર કરવાનો તે યત્ન કરતો હતો. આ અનંતવિશ્વ તે વિશ્વ પ્રેમિકનું ઘર હતું. તે સર્વ જગ્યા ઉપર પોતાની પ્રમાણે સર્વને પ્રીતિની આંખથી જોતો. વિશેષતઃ કેદીઓનું દુઃખ કોઇ જાણતા નહોતા, કોઇ સાંભળતા નહોતા, તે પુત્રના પ્રમાણે તેઓને ચાહતો હતો. હાવર્ડ સમય અને ધન દોલત તેઓના કામમાં ઉત્સર્ગ કરી મૂકયાં હતાં તે અતુલ સંપત્તિ એ કામમાં ખર્ચીને ભિખારી થઇ ગયો હતો તથાપિ તે એક દિવસ પણ સ્ખલિત વ્રત થયો નહોતો.

તેનું હ્દય એનાથી પણ પરિતૃપ્ત થયું નહિ. તેણે જોયું કે કેદીઓના પ્રમાણે રગતપીતવાળા માણુસોની ખબર પૃથ્વી લેતી નથી. તેઓ ચિકિત્સાલયની ખરાબ હવામાં જીવતા સમાધિ નિહિત થાયછે, તેની તરફ પૃથ્વી દૃષ્ટિ કરતી નથી. પરંતુ જેઓની તરફ જોવાને કોઇ નથી, જેઓની દુઃખની વાર્તા સાંભળવાને કોઇ નથી, તેઓની તરફ હાવર્ડની દૃષ્ટિ અને કાન ધાવિત થવાનાજ. તેને માટે તે ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટાલી એટલુંજ નહિ પણ સુદૂર સ્માર્ણા અને કનેષ્ટાંટિનોપલ સુધી ફરતો હતો. રગતપીતનું ઔષધ સાથે લઇને પોતે રોગીઓને ખવાડવા લાગ્યો. રોગીના બિછાના ઉપર બેસીને તેની સેવા અને સાન્ત્વના કરવા લાગ્યો. રગતપીતના સ્થાશ્રયનાં દૂષિત વાયુના અવિરામ અનુસેવનથી તે કનેષ્ટાંટિનોપલમાં તાવમાં પડયો. આ વખતે અતિ કષ્ટથી તેના પ્રાણની રક્ષા થઈ. તે ઘણાક દિવસ પછી ઇંગ્લંડમાં પાછો ગયો.

ત્યાં જોય છે તો પોતાની કેદખાનને સુધારવાનો પ્રસ્તાવ સર્વ અમલમાં આવ્યો છે. તે જોઇને ઘણો આહ્લાદિત થયો. ઇંગ્લંડમાં આવીને પોતાના ફરવાનું ફળ પુસ્તકાકારમાં છપાવ્યું. તે વાંચીને પાષાણુ મન વિગલિત થયા.

રગતપીતના દૂષિત વાયુના સેવનથી એક વખત પ્રાણુ જતો જતો રહ્યો તે છતાં હાવર્ડને ચેતના થઈ નહિ. કેમ થશે? પરહિતવ્રતમાં ઉત્સર્ગીકૃત-પ્રાણુ કોઈ મહાપુરુષ કયારે મૃત્યુભયથી કર્ત્તવ્યના અનુષ્ઠાનથી પરામુંખ થયો છે? હાવર્ડ ૧૭૮૯ ઇસવીસનમાં ઇંગ્લંડ છોડીને પશ્ચિમદેશ તરફ ગયો. સંન્યાસી કૃષ્ણુસાગર તીરવર્ત્તી રૂસીય નગરી ખાર્સનમાં પ્હોંચો પરંતુ આવેળાએ તેના જીવનનો દિવસ ટૂકો થઇ આવ્યો હતો. પેટ પુરતુ ન ખાધાથી તથા ઉપવાસથી હમેશાં ફર્યાથી તેનું શરીર ક્ષીણુ થઇ ગયું હતું; તેથી અહીંઆંની રગતપીતની હાસપીતાલ જોતાં જોતાં એકાએક તાવ આવ્યો. કેટલાક કલાકમાં તે દુરંતવ્યાધિ તેને આ પૃથ્વીમાંથી લઇ ગઇ. ત્યાંના એક ફ્રેંજ ભદ્રલોકે તેની અતિશય સેવા કરી હતી. હાવર્ડના ઈચ્છાનુસાર તે ફરાસી ભદ્રલોકના બગીચામાં તેનું દેહ સમાધિનિહિત કરવામાં આવ્યું. નરદેહ માટીની વસ્તુ છે; તે માટીમાં મળી ગઈ. પરંતુ કીર્ત્તિ અમર છે, તેથી હાવર્ડની કીર્ત્તિ અનંતકાલ રહી ગઇ. કોણુ જાણતું હતું કે, આજ આ સુદૂર અનુગાંગ પ્રદેશમાં નિર્જન ઝુંપડીમાં બેસીને આ ભારત-યુવક તે મહાપુરુષનું યશોગાન કરશે? કોણુ જાણતું હતું કે આજ તે દેવ હાવર્ડના પ્રેત દેહના ઉદ્દેશથી આ ભારત-યુવકની આંખમાંથી અશ્રુધારા પડશે? કયાં તે છે, અને કયાં હું? તથાપિ શા વાસ્તે આજ હું તેને સામે જોઉછું? કોણુ કહે છે કે, હાવર્ડ મરી ગયો છે? નહિ-તે મર્યો નથી. જે અસંખ્ય પ્રાણુની રક્ષાને માટે પોતાના પ્રાણુને બળિદાન આપે છે, તે કદી મરતો નથી.

---

## ધર્મવીર સેન્ટપાલ.

સેન્ટપાલ ધર્મપ્રચાર કરતો કરતો ટ્રોયાસ નગરમાં આવ્યો ત્યાં કાર્પાસ નામના એક શિષ્યના ઘરમાં તેણે ઉતારો કર્યો. એ વખતે સાંભળ્યું કે રોમ નગરમાં નિરો ખ્રિસ્ત શિષ્યોની ઉપર

ઘણો જુલમ ગુજારે છે અને ઘણા માણસોને ભયાનક દુઃખ આપીને મારી નાંખ્યાંછે. અને રોમને બાળી નાંખવાનું તોહમત ખ્રિસ્તલોકો ઉપર લગાડીને ખ્રિસ્તીઓને મારે છે”. આ સાંભળીને સેન્ટપાલ ઘણો વિચારમાં પડયોછે. હવે કેવીરીતે ખ્રિસ્ત ધર્મનો પ્રચાર થશે તેના વિચારમાં નિમગ્ન છે. કેટલાક દિવસ ટ્રોયાસ નગરમાં ધર્મનો ઉપદેશ આપતો ફર્યો. એક દિવસે કાર્પાસના ઘરમાં સેન્ટપાલ બેઠો હતો તે વખતે નિરોના કેટલાક સિપાઇયો તેને પકડવાને આવ્યા અને કહેવા લાગ્યા તારીજ મસલતથી રોમ બળી ગયુંછે, તું જ્યારે રોમમાં આવ્યો હતો ત્યારે લોકોને ઉતેજિત કરીને આવ્યો હતો તેથી તેઓએ આગ લગાડી છે અમે તને એફિસામાં લઇ જઇશું. હમણાને હમણા ચાલ. એવીરીતનું કહીને સિપાઇયોએ સેન્ટપાલને બાંધ્યો. સેન્ટપાલના હાથ પગમાં પાછી લોઢાની સુદ્દઢ સાંકળ બંધાઇ. તેની ચારે બાજુએ શત્રુકુલ ફેલાવ્યું. વિપક્ષિયોએ તેને આક્રમણ કરીને ઇનસાફ કરવા માટે એફિસાસ નગરમાં મોકલી દીધો. એફિસાસના પુરાતન શત્રુઓ પાલને આવા બંધીવાનની હાલતમાં જોઇને ઘણા હર્ષ પ્રકાશ કરવા લાગ્યા. પાલ રોમના પ્રધાન ન્યાયાલયમાં ન્યાયનો પ્રાર્થી થઇને ગયો. પ્રિયશિષ્ય ટીમથી તેની સાથે જવાને ઇચ્છુક થયો પરંતુ કોઇ કારણને લીધે તેનું જવું થયું નહિ. લીઉડ વગેરે બીજા કેટલાક સાથીઓ તેની સાથે વાહાણમાં ચઢીને રોમમાં જવાને નિકળ્યા ! પાલ ! તમે રોમમાં જાઓ, અમે દિવ્ય ચક્ષુથી જોઇયે છિયે કે મૃત્યુ તમારું ઘણું પાસે આવ્યુંછે. અદમ્ય ઉત્સાહ અને ઉતેજનામય અવિશ્રાંત કાર્યશીલ જીવન નાટકનો આ છેલ્લો પડદો પડયો. તમે આ લોકમાં જેટલા દિવસ રહેશો તેટલા દિવસ ઘોર યંત્રણામાં કાઢશો. પાલ ! વિધાતાનું સત્ય રાજ્ય વિસ્તાર કરવામાં તમારા જેવો અપરાજિત ઉત્સાહ, સાહસિકતા, સહનશીલતા, આત્મસંયમ અને વૈરાગ્ય કોઇએ દેખાડયો નથી. તે અવર્ણનીય અને ઈતિહાસમાં અતુલનીય છે. ખ્રિસ્તધર્મનો ફેલાવો કરવાને માટે તમે ઘણું કષ્ટ સહન કર્યું છે. તમે પોતે કહ્યું છે કે “યાહુદિયોની આગળથી તે પાંચવાર એકસો ને ઓગણચાલીશ નેતરોના ફટકા સહન કર્યા છે; બારતેર લાકડીનો માર અને એકવાર પથ્થરનો આઘાત ભોગવ્યો છે; ત્રણવાર વાહાણ ભાંગ્યાથી અશેષ કલેશ સહન કર્યા છે, એક દિવસ આખી રાત

અને દાહાડો સંકટમય સમુદ્રમાં તરતો ફર્યો છું, સ્થળમાર્ગે અને જળમાર્ગે કેટલું દુ:ખ સહન કર્યું છે, સ્વજાતી અને વિજાતિયોની આગળથી મેં કેટલું નિયાતન અને માર સોસ્યો છે, નગરમાં, ભીષણ જંગલમાં, સાગરગર્ભમાં, ઘણા જાગરણમાં, ભુખ તરસમાં, ઘણા ઉપવાસમાં, દુરંત તાઢમાં વસ્ત્રાભાવે કેટલી અચિન્તનીય દુ:ખરાશિ સહન કરીછે, એના શિવાય દરરોજ સમાજ સંબંધીય દુર્વહ ચિંતામાં મ્હારું શરીર મન અવસન્ન થયું છે તે જુદુ." આશ્ચર્ય છે તમારી દૃઢતાને! અસામાન્ય તમારી સત્ય ઉપર નિ-ર્ભરતા! આ પુંજીકૃત વિપદ્‌ના ઢગલા કોઇ રીતે તમુને વિચલિત કરી શક્યા નહિ. પાલ! તમે શું સંસાર શય્યામાં શુઇને પરમ સુખથી ઊંધી શકતા નહોતા? તમે શું સંસારીક પદમર્યાદાના ઉચ્ચતર પદ ામાં આરોહણ કરીને સ્વજાતિની પાસેથી એક વિ-શિષ્ટ પ્રતિષ્ઠિત ધનાઢ્ય માણસથી ઓળખાત નહિ? ત્યારે શામાટે આ અશેષ વિપદ્‌ના ઢગલામાં નિમગ્ન થઇને નિદારુણ યંત્રણા પુંજ સહન કર્યા? તમે વિધાતાની આવાહન ધ્વનિ સાંભળીને તેની ઇચ્છામાં તમે તમારી ઈચ્છા મેળવી દીધી, તેથીજ તેના નામ-થી આટલી બધી યંત્રણા સહન કરી છે. જે પોતાની ઇચ્છાને તે પરમ પુરુષની ઈચ્છાની સાથે મેળવી દે છે, જે પોતાનું ક્ષુદ્રત્વ હુંપણું વિનષ્ટ કરીને અનંતત્વની સાથે એક કરેછે, તે તમારા જેવું મનુષ્ય દુર્લભ મહત્વ મંચમાં આરોહણ કરવામાં સમર્થ થા-યછે એનુંજ નામ ધર્મમાં આત્મવિસર્જન છે.

સેન્ટ પાલ થોડા દિવસમાં રોમનગરમાં ઉતર્યો, પરંતુ પે-હેલાંની પેઠે આ વખતે તેને લોકો જોવાને આવ્યા નહોતા. પાલે રાજ્યમાર્ગમાંથી જતાં જતાં જોયું કે રોમનું હવે તે સૌન્દર્ય નથી, ઘણા ખરા ઘર અગ્નિદાહથી બળી ગયાંછે, તે જગ્યા પર પાછાં નવા ઘર બંધાયછે. પાલ રોમની આવી અવસ્થા જોતો જોતો કેદખાનાની પાસે ગયો. રક્ષકોએ નિરોના લશ્કરના હાથમાં પાલને બંધી-દશામાં સમર્પણ કર્યો. આગળ એક વખત બંધીખાનામાં ગયો હતો તથાપિ તેને ઘણીક સ્વાધીનતા મળી હતી. પરંતુ આ વે-ળાએ તેને કઠોરરૂપે બંધીવાન કર્યો હતો. બીજા લોકોને મળવાને તો એક બાજુએ રહ્યું પણ બંધુ બાંધવને ઘણી વખતે મળવા દેતા નહોતા. તે એકલો બંધીખાનાના તમસાછન્ન નિભૃત કારા-કક્ષમાં ગોધીઈ રાત્ર દીવસ રહેવા લાગ્યો.

સંધ્યાની આરક્તિમ રાગ ધીરે ધીરે વધારે લાલ થઈ પડેછે. પાલનો અસ્તગમનોન્મુખ આયુસૂર્ય આ લોકના પરપારે જવાને માટે વાટ જુએ છે. મજબુત લોઢાની સાંકળથી બંધાયો હોવાને લીધે હાથ પગ ઉપર બધા કાપા પડ્યા છે. કોઈ બંધુ બાંધવનું પ્રેમોજ્વલ મ્હોં ઘણું કરીને જોઈ શકતો નહોતો. કોઈ કોઇ વખતે લિયુક અને યુવાનસિફેરાલ નામના શિષ્ય આવીને જોઈ જતા. દરરોજ રુક્ષ સ્વભાવના મૂર્ખ પેહેરેગીરોના તર્જ્જન ગર્જ્જન અમ્લાનવદનથી સહન કરતો હતો એકલો બંધીશાળામાં તે નિભૃત ઓરડીમાં બેસીને પાલ રાત્ર દિવસ ગાળતો હતો, થોડા દિવસ પછી તેનો ન્યાય કરવાનો દિવસ આવ્યો. આ વેળાએ નિરોએ માણુસ વિશેષના ઉપર ફરીયાદીનો ન્યાય ચુકાવવાની સર્વોપરી ક્ષમતા આપીને પાલનો ન્યાય કરવાને માટે નિયુક્ત કર્યો. ન્યાય કરનાર મંત્રીઓને લઇને ન્યાયમંડપમાં બેઠો, ન્યાય કરવાનો ઓરડો દર્શકવૃન્દથી પરિપૂર્ણ થઈ ગયો. ત્યાં પાલને હાજર કરવામાં આવ્યો. પાલના આવ્યાથી દર્શકવૃન્દમાં એક જાતનો અસ્ફુટ શબ્દસ્રોત પ્રવાહિત થયો. સર્વ ઉત્સુકચિત્તથી કાન લગાડીને ન્યાયને માટે વાટ જોવા લાગ્યા. પાલના મુખમંડલ ઉપર ભય અને નિરાશાની રેખા કંઈજ નહોતી, તેનું હૃદય વિષન્નતાના આર્વિભાવથી અવિભૂત થવું તો દૂર રહ્યું, ઉલટું આનંદોલ્લાસથી ઉત્ફુલ્લ થયું હતું. કેમકે તે દિવ્ય નયનથી જોતો હતો કે સર્વ ન્યાયનો ન્યાય કરનાર, સર્વ રાજાનો રાજા, સર્વ બાદશાહનો બાદશાહ તેની પાસે ઉભેલો છે. તે ન્યાયાલયમાં તેનો એક પણ મદદગાર નથી, એક પણ મિત્ર નથી કે જે તેને આશ્વાસવાક્ય કહીને તુષ્ટ કરે અથવા તેનો પક્ષ સમર્થને માટે કંઇક તકરાર કરે. સેન્ટ પાલ પોતેજ કહી ગયોછે કે આ સહાય વગરના સખા વગરના ન્યાયસ્થળમાં કેવળ વિધાતાએજ મ્હારી પાસે ઉભા રહીને મને ઉત્સાહિત કર્યો હતો.

સેન્ટ પાલ ધીરે ધીરે પોતાનું જે કહેવાનું હતું તે સર્વ કહેવા લાગ્યો, જોનારાઓ એકાગ્ર ચિતથી તેની સઘળી વાત સાંભળવા લાગ્યા. છેલ્લે તેણે સાબેત કર્યું કે હું આ અગ્નિકાંડ સંબંધીનો અપરાધી નથી. પરંતુ આ વેળાએ ન્યાયાધીશ તેના વિષયમાં કંઈ પણ પોતાનો અભિપ્રાય નહિ કહેતાં તેને તેવીજ રીતે કેદખાનામાં પાછો મોકલ્યો. આ વખતે તેણે તેના પ્રાણુ-

ધિક પ્રિયશિષ્ય ટિમથીને બીજીવાર પત્ર લખ્યો, આ પત્ર તેનો છેલ્લો પત્ર હતો; ઉપલા પત્રમાં તેણે ટિમથીને સુસ્પષ્ટ રૂપથી લખ્યું હતું કે મૃત્યુ ઘણું પાસે આવેલું છે. પાલ ! મૃત્યુને તમે શામાટે ભય કરોછો. તમે તો મૃત્યુભયના અતીત તે શાશ્વત અમૃત ભૂમિની ઉપર ઉભા છો.

થોડા દિવસ પછી પાલનો ન્યાય કરવાને માટે પાછી સભા બોલાવવામાં આવી. ન્યાયાધીશ પાછો મંત્રીદલથી ઘેરાઇને આસન ઉપર બેઠો. આ વખતે તેઓ પેહેલાંથી સંકલ્પ કરીને બેઠા હતા કે પાલને મારી નાંખવો. સેન્ટ પાલને સાંકળમાં જકડીને ન્યાયના મંદિરમાં લાવ્યા, શત્રુકુળ પાછાં ઉત્ફુલ્લ અંતરથી તેની અંતિમ દશા જોવાને માટે ન્યાયની કોર્ટમાં આવીને બેઠાં. ચારે બાજુએ નિસ્તબ્ધ-સર્વ તે અંતિમ મૂહૂર્તને માટે વાટ જોયા કરેછે. મંત્રિયોએ પોતપોતાનો અભિપ્રાય લખીને ન્યાયાધીશને આપ્યો. સર્વની સંમતિથી પાલ અપરાધિ જણીને નક્કી થયો. ન્યાયાધિશે તે વેળાએ પાલને શિરચ્છેદન કરવાનો હુકમ આપ્યો. શત્રુકુળ હા હા કરીને અપરિસીમ હર્ષ પ્રકાશ કરવા લાગ્યાં. પાલને કુશ-દંડ ઉપર હત્યા કરવાનો હુકમ થાત, પરંતુ તે રોમની પ્રજા હતી. એ વાસ્તે તેના પ્રતિ કઠોરતમ દંડનો હુકમ રહિત કર્યો. નિર્મમ ઘાતકો પાલને શેહેરની દિવાળની બહાર "અસ્ટિયા" નામના રાજમાર્ગની પાસેની જગ્યા ઉપર લઇ ગયા. લોકોની ભીડ તેની પછવાડે પછવાડે જવા લાગી. હવે પૂછવામાં આવે છે. પાલ ! તમે કયાં જાઓછો ? તમારો પરલોકગત આત્મા હુકારો દઇને કહેછે. "ધર્મને માટે મરવા." ત્યારે કહુંછું કે જાઓ, આગળ વધો, આ જુઓ સ્વર્ગમાં તમારે માટે મ્હોટી તૈયારી થાય છે, પુણ્યાત્મા દેવતાઓ તમારે માટે વાટ જોતાં બેઠાં છે, અને સ્વયં જગજ્જનની પોતાના પ્રિયપુત્રને આલિંગન કરવાને માટે પ્રેમ બાહુ વિસ્તારીને બેઠી છે. ઘાતકોએ એક લાંકડા ઉપર પાલના હાથ પગ બાંધ્યા, પાલ નત જાનુ થઇને પરમપિતાના ક્રોડમાં શરણાપન્ન થયો. ઘાતકોએ ધારવાળી તરવારથી પાલના કોમળ કંઠને દ્વિધા કરીને રોમ નગરને અપવિત્ર કર્યું, વસુંધરાને કલુષિત કરી. સેન્ટ પાલનો અમરણ ધર્માત્મા ભગવાનનું પ્રેમ ગાયન કરતો કરતો દિવ્યધામમાં ચાલ્યો ગયો.

---

# દેશહિતૈષિ માર્કસ કેમિલસ અને પોન્ટિયસ.

બીજે એક દિવસે બીજો એક રોમન હોરેસિયસની વાત યાદ રાખીને ટાઇબર નદીમાં કુદી પડયો હતો; રોમને માટે પોતાના પ્રાણની માયા છોડી હતી. ઇ. સ. પૂર્વે ૩૮૯ માં ગલના લશ્કરે રોમને ઘેરી લીધું હતું. ચઢાઇ કરવાનું કારણ એ હતું કે ગલનો રાજા ટુસ્કાન પ્રદેશ ઉપર ચઢાઇ કરવા ગયો હતો, તે વેળાએ ટુસ્કાનના રાજાએ રોમની મદદ માગી હતી. રોમના પ્રતિનિધિ સ્વરૂપ મોકલેલા ફ્રેરિયસ વંશના ત્રણ ભાઇઓ ગલ-રાજની પાસે ગયા. તેને આ લઢાઇ નહિ કરવાને માટે વિનંતિ કરી કે ટુસ્કાનના માણસોએ ગલને કંઇ નુકશાન પ્હોચાડયું નથી. ત્યારે શામાટે તેમના રાજ્ય ઉપર ચઢાઈ કરવા આવ્યાછો ?"

ગલરાજે જવાબ આપ્યો "આજ વાત છે. ભાગ્યાના એ ભાગ ટુસ્કાન બળ વગરનું છે આ તેનો અપરાધ છે. અને તેનું રાજ્ય લેવાની અમારી ઇચ્છા થઇ છે. એ રાજ્ય ઉપર ચઢાઈ કરવાના ઘણાં કારણ છે." ઉપલ્યો જવાબ સાંભળીને ફ્રેરિયસો એટલા બધા ક્રોધાયમાન થયા કે દૂતના નિયમ તોડીને તેઓ ટુસ્કાની સાથે લઢાઇમાં સામેલ થયા અને એક જણાએ તો ગલના મ્હોટા એક સરદારને મારી નાંખ્યો. ગલનો રાજા એથી ઘણો ક્રોધાયમાન થયો અને પેલા ત્રણ અપરાધી યુવકોને પો-તાને સોંપવાને રોમન સેનેટને કહાવી મોકલ્યું. રોમના ઘણા ખરા સેનેટના સભાસદ અને પુરોહિતો ગલના રાજાના ન્યાયની મા-ગણી કબુલ કરીને યુવકોને તેના હાથમાં સોંપવાને કહ્યું, પરંતુ વૃદ્ધ ફ્રેબિયસ પુત્રના સ્નેહમાં આંધળો થઇને તેઓને સોંપવાને રાજી થયો નહિ. તેણે ઘણી મેહેનત કરીને તેઓને ઉપલ્યા દંડથી બચાવ્યા. યુવકોને ગલના રાજાને સોંપવામાં આવ્યા નહિ. ગલનો રાજા એથી પોતાને અપમાન સમજીને રોમ ઉપર ચઢાઈ કરી.

ત્રણ જણના અપરાધથી બધી રોમન જાતિનો અપરાધ ગણાયો અને તેઓના ઉપર હુમલો કર્યો. રોમથી ૧૧ માઇલને છેટે એલીઆ નદીના કિનારે પેહેલી લઢાઇ થઇ તેમાં રોમન હાર્યા. પ્રથમ તો રોમનનું લશ્કર તૈયાર નહોતું, તેમાં વળી લ-

ઢાઇ અન્યાયની સમજ્યાથી સર્વ બળ જતું રહ્યું. તેથી સેહેલાઇથી ગલનો રાજા જય પામ્યો. પરાજિત રોમનો થોડાક ગલના હાથે માર્યા ગયા; અને બાકી રહેલાં પાસેના વીઈ નગરમાં નાસી ગયાં. રોમના રહેવાસિયો નગરને બચાવ કરવાની આશા નહિ જોયાથી તેઓ નગરનો સર્વ ખોરાક લઇને નગરના વચમાના કિલ્લાનો આશ્રય લીધો. કેવળ ૮૦ વૃદ્ધ સેનેટના સભાસદ કિલ્લાની બહાર ગલોની વાટ જોવા લાગ્યા. પ્રાચીન કાળમાં લોકોનો વિ-શ્વાસ હતો કે જો દેશનો રાજા તથા શાસનકર્તા પોતાનો પ્રાણ આપીને પ્રજાના દોષનું પ્રાયશ્ચિત્ત કરે તો દેવતાઓ કૃપા કરીને તેઓનો બચાવ કરેછે. સેનેટના સભાસદ રોમના શાસનકર્તાઓ હતા. તેઓ રોમવાસિયોને માટે પ્રાણ આપે તો તેઓનો છુ-ટકો થાય. વિશેષ તેઓ વૃદ્ધ થયા હતા, લઢાઈ કરવાને નાલા-યક હતા, તેથી અને કિલ્લામાં આશ્રય લેનારની પાસે થોડો ખો-રાક હતો તેમાંથી ભાગ લઇને પોતાનું અકર્મણ્ય જીવનની રક્ષા કરીને તેઓને વળી જલદીથી ગલના હાથમાં આત્મસમર્પણ કરવાને માટે ફરજ શામાટે પાડે? આવો મહાનુભાવ પૂર્ણ હૃદય લઇને આત્મસુખ ત્યાગ કરવાને માટે તેઓ ફક્ત શેહેરમાં રહ્યા.

ગલનો રાજા રોમમાં આવીને જુએછે તો ક્યાં પણ કોઈ માણુસ દેખાતો નથી, છેલ્લે રોમના સુવિસ્તૃત મેદાનમાં આવીને જે જોયું તેથી વધારે આશ્ચર્ય થઈ ગયા.

સફેદ પોશાક-સફેદ વાળ-હાથી દાંતના બનાવેલા આસન ઉપર હારેદોરા ૮૦ વૃદ્ધ બેઠા છે. સઘળાના હાથમાં હાથી દાં-તની એક એક લાકડી છે. એઓ શું દેવતા છે કે માણુસ છે કે પુતળાં છે. પેહેલાં તો ગલના માણુસો સમજ્યા નહિ. ઘણીક વાર સુધી એક નજરથી જોઇ રહ્યા પછી એક ગલે અજાયબ નિવા-રણને માટે એક સેનેટના સભાસદના ગાલ ઉપર એક લપડાક મારી, તરત સખત લાકડીના આઘાતથી તેનો કૌતુહલ નિવારણ થયો. ગલોએ જ્યારે જોયું કે આ તો બધા માણુસો છે ત્યારે તેઓએ નિર્દય રીતથી સર્વને મારી નાંખ્યાં. આ નૃશંસ હત્યા પુરી થઈ ત્યાર પછી તેઓ કિલ્લાની તરફ જવા લાગ્યા. કિલ્લો ટાઇબર નદીના કિનારા ઉપરના એક પર્વત ઉપર કરેલો હતો. તેઓએ જાણ્યું કે લઢાઈ કરીને આ કિલ્લો હાથ કરવો મુશ્કેલ છે. તેઓએ ધાર્યું કે અનાહારથી કિલ્લામાંના રહેવાસિયોને

કલેશ આપ્યા શિવાય કિલ્લો મેળવી શકીશું નહિ. તેથી તેઓ કિલ્લાને ઘેરો નાંખીને રહ્યા. પરંતુ આટલા દિવસ બેસીને શું કરે તેથી તેઓએ પ્રથમ રોમ નગરનો ધ્વંસ કર્યો ત્યાર પછી પાસેનાં વીઈ નગર ઉપર હુમલો કર્યો. રોમનો સર્વેથી બહાદુર વીર માર્કસ કામિલસ આ વખતે વીઇમાં રહેતો હતો. કામિલસે પેહેલાં રોમને માટે ઘણી લઢાઇ કરીને જય મેળવ્યા હતા. રોમના કેટલા માણુસ તેના ઉપર અદેખા થઇને તેના નામે જુઠો દોષ લગાડયો કે છેલ્લી લઢાઇની વખતે કામિલસે લુટનો માલ વધારે લીધોછે. ગર્વિત કામિલસ આ અપવાદ ખરો છે કે ખોટો છે એ કંઈ નહિ કહેતાં ક્રોધાયમાન હૃદયથી નગર છોડીને ચાલ્યો ગયો. અને પછી નગર છોડવાના અપરાધીથી રૂપિયાનો દંડ અને દેશનીકાલ થઇ તે હમણાં વીઈ નગરમાં રહેતો હતો. વીઈ ઉપર ગલોએ હુમલો કર્યો તે વેળાએ કામિલસ આવીને તેમનો પરાજય કર્યો અને ગલનું લશ્કર વીઈ છોડીને તરત રોમ નગરમાં નાસી ગયું. આ જોઇને વીઈ નગરમાં નાસી આવેલા રોમનોના મનમાં આશા ઉત્પન્ન થઇ અને કામિલસની પાસે જઇને અરજ કરી "હે વીરવર કામિલસ! તમે ગલોને નસાડીને રોમનો બચાવ કરો, તમારા શિવાય આ વિપદ્‌માંથી ઉદ્ધાર કરી શકે એવો વીર બીજો કોઇ નથી." કામિલસે કહ્યું "હું રોમની દેશનીકાળ પ્રજાછું. રોમનો થઇને મ્હારી ઇચ્છાથી કોઇની સાથે લઢાઈ કરવી એ મ્હારી શક્તિ બહાર છે તોપણ જો રોમની સેનેટના સભાસદો મને લઢાઈ કરવાની આજ્ઞા આપે તો હું લઢાઈ કરવાને તૈયાર છું."

પરંતુ રોમની સેનેટના સભાસદ કયાં છે? તેઓ ઘણા ખરા મરી ગયા છે. જે બે ચાર જણા બાકી છે તેઓ તો કિલ્લામાં ભરાઇ બેઠા છે. ત્યાં જઇને કોણ તેઓની પરવાનગી મેળવવા જાય? કિલ્લાની એક બાજુએ અસંખ્ય ગલો ચોકીપેહેરો કરે છે. બીજી તરફ ટાઈબર નદી ઉપર મુશ્કેલ ચઢવાનો પર્વત છે–કિલ્લામાં કોણ જાય?

પોન્ટિયસ કોમિલિયસ નામનો એક યુવક આ ભયાનક કામ કરવાને તૈયાર થયો. પોન્ટિયલ ખેડુતના પોશાકમાં કેટલુંક સુનુ છુપાડીને આખો દિવસ ચાલતાં સાંઝે ટાઈબર નદીને કિનારે પ્હોંચ્યો. થોડુંક અંધારૂં થયું ત્યારે કોઇ ચોકીદાર જોઈ નહિ શકે

એવી જગ્યા ઉપરથી પ્રાણની આશા છોડીને ટાઇબર નદીમાં કુદી પડ્યો. કુદી પડવાની પેહેલાં તેણે પણ ટાઇબર નદીની આગળ આવી પ્રાર્થના કરી "હે ટાઇબર! રોમને માટે એક દિવસે હોરેસિયસ તમારામાં કુદી પડ્યો હતો. આજ રોમને માટે હું પણ તમારા પાણીમાં કુદી પડું છું. મ્હારો પણ બચાવ કરજો." ઉન્મત્ત ટાઇબર સ્ત્રોતમાં તરતો તરતો પોન્ટિયસ અંધારામાં પર્વતની તલાટી સુધી મ્હોંચ્યો. ટાઇબર પાર થયો છે હજી ઉચ્ચો પર્વત ચઢવો છે તેનાથી યુવક ડર્યો નહિ. અંધારી રાતે ઘણી સાવચેતથી નિસ્તબ્ધ પર્વત ઉપરના ઝાડોને પકડતો મકડતો દરેક પગલે મૃત્યુ લઇને અડધી રાતે કિલ્લામાં મ્હોંચ્યો. ઉત્સુક હૃદય કિલ્લાના રહેવાસિયો ખબર સાંભળવાને માટે તેને ઘેરીને ઉભા. પોન્ટિયસે પેહલેથી આખર સુધીની સર્વ ખબર કહી ત્યારે તરત કામિલસને ડૅરેક્ટર* મુકરર કરાવીને તરત ત્યાંથી જવા નિકળ્યો. અંધકારથી ગલોની નજર ચુકાવીને સવાર થવાની પેહેલાં તે નિર્વિઘ્ને વીઇ નગરમાં મ્હોંચ્યો. બીજે દિવસે સવારે તીક્ષ્ણ દૃષ્ટિ ગલના રહેવાસિયોએ જોયું કે પ્હાડ ઉપરથી વેળોના પાંતરાં કોઇ કોઇ જગ્યાપર તુટ્યા છે—નદીની નીલ વચમાંથી હટી ગઇ છે. પથ્થરો ખસી ગયાં છે. એના ઉપરથી અનુમાન કર્યું કે આ રસ્તેથી રાતે કોઈ કિલ્લામાં ગયું હશે. એક વિલાસી રોમન જે રસ્તે જઇ શકે છે તે રસ્તે શું આલ્પ પર્વતના રહેવાસી મજબુત શરીરના ગલો શું જઇ શકશે નહિ?

આટલા દિવસ થયા જે કામમાં આગળ પડવાને હિમ્મત કરતા નહોતો આજ તેમાં તેઓએ દૃઢ નિશ્ચય કર્યો અને રાતની વાટ જોવા લાગ્યા. રાતના અંધારામાં હજારો ગલ ચૂપચાપ પ્હાડ ઉપર ચઢવાનો આરંભ કર્યો. ઊંઘાયલા કિલ્લાના રહેવાસિયોએ વિપદ્‌ની વાત જાણી નહિ. અને જરા વધારે ઊંઘાયા હોત તો એ ઊંઘ હમેશાની ઊંઘ થઈ જાત. પરંતુ સારા નસીબે કિલ્લામાંનો જુનો દેવતાના મંદિરમાં રક્ષિત હંસોએ પથરના પડવાના શબ્દથી ભય પામીને પાખ ફફડાવીને પોકાર કર્યો. રોમનો ઘણા દેવભક્ત હતા. આ વખતે વળી તેઓની વિપદ્‌ની અવસ્થા

---

* લઢાઇ અથવા બીજી કોઇ વિપદ્‌ની વેળાએ એક મનુષ્યના હાથમાં યથેચ્છાર ક્ષમતા આપવામાં આવતી—એટલુંજ નહિ પણ તે વેળાએ રાજા પણ તેની વાત આઘ કરી શકતો. આવી ક્ષમતા પામેલા માણસને ડૅરેક્ટડે કહેતા હતા.

હતી. હમણાં દેવતાઓને ખુશ રાખવાને માટે તેઓ વધારે ઉત્સુક હતા, એટલુંજ નહિ પણ કિલ્લામાં ખોરાક ઘણો ઓછો હતો તે છતાં મંદિરના રક્ષિત હંસનો સ્પર્શ કરવો તો એક બાજુએ રહ્યો તેઓના ઉપર કોઈ રીતનું પ્રયત્ન સુદ્ધાં પણ તેઓ કરતા નહોતા આજ તેઓનું ફલ મળ્યું. હંસના ઓરડવાથી પ્રથમ માનિલસ નામનો એક રોમન જાગી ઉઠયો, ઉઠીને જુએ છે તો સામે એક ગલ આવેછે. પળવારમાં તેને પકડીને નીચે નાંખી દીધો, તરત બીજા એક ગલે તરવાર કાઢીને ઉગામી એટલામાં માનિલસે તેનો હાથ તરવારની સાથે કાપી નાંખ્યો. એટલામાં કિલ્લાના રહેવાસિઓ જાગી ઉઠયા. પેહેલાં ચઢનારઓની આવી દુર્દશા જોઇને બીજા ગલો ડર્યા. જેઓએ ચઢવાની શરૂયાત કરી હતી તથા કેટલાક દૂર ચઢયા હતા તેઓ પ્રાણના ભયથી ઉતરી પડયા. માનિલસને દરેક કિલ્લાના રહેવાસિયોએ આ દુકાળની વેળાએ અમૂલ્ય ધન થોડો થોડો ખોરાક લાવીને કૃતજ્ઞતાના ચિન્હ સ્વરૂપ ભેટ આપવા લાગ્યા પરંતુ ત્યારપછી કિલ્લાના રહેવાસિયો ઘણા ચિંતાતુર અને વિષન્ન થઇ પડયા. આ વખતે તો એક વિપત્તિમાંથી બચ્યા. પરંતુ આવી રીતે કેટલા દિવસ કિલ્લાનો બચાવ કરીશું? ખોરાક તો ઘણો ખરો પૂરો થવા આવ્યો છે—ખાધા વગર કેટલા દિવસ ગાળી શકશું? સેનેટની અનુમતિનો કાગળ લઇને પોન્ટિયસ કામિલસની પાસે ગયો હશે કે નહિ? કદાચ તે વીઈ પ્હોંચતાજ માર્ગમાં ગલોના હાથે મરી ગયો હોય તો શું કામિલસ એટલી વારમાં રોમનો ઉદ્ધાર કરવાને આગળ પડત નહિ? ગલોના હાથમાં આત્મ સમર્પણ કયા શિવાય કિલ્લાના રહેવાસિયો બીજો કંઈ ઉપાય જોતા નથી. આ વખતે એક કિલ્લામાં રહેનારો બોલ્યો "મને સ્વપ્નામાં જુપિટરે આજ્ઞા આપી છે કે તમારી પાસે જેટલો બાકી લોટ હોય તેની સઘળાની રોટલી તૈયાર કરીને નીચેના શત્રુઓને નાંખો." ભયાનક આજ્ઞા, પરંતુ ગમે એટલી ભયાનક હોય તો પણ દેવતાની આજ્ઞા પાળવી જોઇયે. બાકી જેટલો લોટ હતો તેની રોટલીઓ તૈયાર કરીને ભુખ્યા રોમનાએ નીચે શત્રુની ઉપર નાંખી.

નસીબ ફર્યું, આટલી બધી રોટલીઓ જોઇને ગલનો રાજા અજાયબ થયો—જેઓ હમણાં આટલી બધી રોટલીઓ ફેંકે છે. તેઓની પાસે બીજો કેટલો ખોરાક એકઠો હશે થોડીવાર પછી

ગલના રાજાએ એક મ્હોટા રોમનની સાથે મળવાની પ્રાર્થના કરી. સલિપિટિયસ નામનો એક મ્હોટો તેને મળવા ગયો. ગલના બાદશાહે કહ્યું કે જો રોમનો મને એક હજાર મણ સોનું આપે તો હું હમણાં રોમ છોડીને જતો રહું. સલપિટિયસ તેમાં સંમત થઇને કિલ્લામાં જેટલાં સોનાના અલંકાર હતા તે લઇને પાછો ગલના બાદશાહની પાસે ગયો. વજન કર્યાથી સોનાનું વજન હજાર મણથી વધારે થયું, વધારેનો ભાગ અલપિટિયસે બાજુ ઉપર મૂકવા ગયો; ગલનો રાજા સોનાનો લોભ વશીભૂત નહિ કરી શકયાથી તેમ થતા રોકીને ગુસ્સાથી બોલ્યો "પરાજિતની વાત કોણ સાંભળે છે?"

આવું અપમાન સહન કરવાના જેવી દશા હજી પણ રોમની થઈ નહોતી—વાદ પ્રતિવાદથી ઝગડાનું મંડાણ થયું એવી વખતે કામિલસ આવી પ્હોંચ્યો. તેની સાથે ૪૦૦૦૦ સિપાઇયોનું લશ્કર હતું. તેણે આ બંદોબસ્તની વાત સાંભળી અને પછી બોલ્યો "સોનાથી નહિ—રોમ લોખંડથીજ નગારની રક્ષા કરેછે." ગલનો બાદશાહ બોલ્યો રોમનો એક વખતે સોનું આપીને સલાહ કરવાને કબુલ થયા છે અને હવે તે તોડોછો એ ગેર ઈનસાફ જેવું છે. કામિલસે કહ્યું "હું હમણા ડેરેકટર છું મ્હારી અનુમતિ શિવાય હવે બીજા કોઇથી સલાહ થઇ શકશે નહિ." વાત ઉપર વાતથી ઝગડો થઈ પડયો અને પાછી લઢાઈ જાગી. ગલો પરાજિંત અને ઘણા ખરા માર્યા ગયા. પોન્ટિયસની મહાન્ હિમ્મતથી અને કામિલસના બાહુબલથી રોમનો ઉદ્ધાર થયો.

લઢાઇનો અંત આવ્યા પછી વીરત્વનું ઇનામ સ્વરૂપ કામિલસને "રોમુલસ" અર્થાત્ રોમનો બીજો "સ્થાપન કર્તા" અને માનિલસને "કાપિટોલિનિસ" આવું પદ મળ્યું, અને જુનોર મંદિરમાં એક સોનાનો બનાવેલો હંસ મૂકયો પરંતુ પ્રધાન વીર પોન્ટિયસ જે અંધારી રાતે નદી પ્હાડ ઓળંગીને મરણની દરકાર નહિ રાખતા સેનેટની પાસેથી કામિલિસને ડેરેકટર મુકરર કરવાની પરવાનગી લઇ આવ્યો હતો—દેશોદ્ધારનો મૂળ કર્તા પોન્ટિયસને કંઇ ઇનામ મળ્યું છે કે નહિ તેનું ઇતિહાસમાં વર્ણન નથી ગમે તો નહિ મળ્યું હોય પણ તેના આત્મવિસર્જન મહાન્ સહાસ અને દેશને માટે વૃદ્ધ સેનેટના સભાસદોનુ મહાન્ આત્મ સુખ ત્યા-

ગની વાત જગતના ઇતિહાસમાં હમેશાં સ્વર્ણાક્ષરથી લખેલી રહેશે. સ્વદેશનો ઉદ્ધારજ અમૂલ્ય ભેટ છે.

---

## દુઃખીનો મિત્ર સર સામ્યુયેલ રોમિલી.

હું અહિં ઇંગ્લંડના બીજા એક મહાપુરુષનું નામ ઉલ્લેખ કરૂંછું. આ મહા પુરુષ સર સામ્યુલ્ રોમિલી છે.

આજે અંગ્રેજ જાતિ જગતની આગળ સુધરેલી જાતિ કહીને અભિમાન કરે છે, તેઓનો કાયદો ઓગણીસમી સદીની શરૂઆત સુધી એવો તો ઘાતકી હતો કે, તેઓને ભારતવાસી રાક્ષસ કહેતા હતા તે નિતાંત નિરર્થક નહોતું. ભારતવર્ષમાં તેઓના તે રાક્ષસાચારનું જ્વલન્ત દૃષ્ટાંત મહારાજા નન્દકુમારની ફાંશી છે. તે વખતના બ્રિટિશ કાયદામાં સેંકડો જગ્યા ઉપર પ્રાણદંડ કરવાની સજા હતી. દુધપીતું બાળક પણ એ ભીષણ દંડ વિધિના હાથથી છુટી શકતું નહોતું; ચંચલમતિ બાળકે, કોઇનું પણ એક ફુલ તોડયું તો તેને કેદખાનામાં મોકલવામાં આવતાં; ફાંસીનું લાકડું સર્વદા તૈયાર રહેતું. રવિવાર શિવાય એવો કોઈ વાર નહોતો કે જે વારે કોઇ માણસ ફાંશીએ ચઢતો ન હોય. તો પણ સોમવારને અતિ સારો ગણતા; કારણ કે, જેને શુકરવારે પ્રાણદંડાજ્ઞા થતી તેને, ઠરાવ મુજબ એક દિવસ મૃત્યુને માટે તૈયારી કરવાને વખત આપતા અને બીજે દિવસ રવિવારનો તે અભાગ્યો શની રવી બે દિવસ જીવનનો લાભ મળતો. કારણ કે રવીવાર નિષેદ્ધનો દિવસ છે. એ વાસ્તે સાધારણતઃ શુકરવારે ઇનસાફ અને સોમવારે ફાંશીએ ચઢાવતા.

અંગ્રેજ જડજ કેવળ ફાંશીથીજ ખુશ થતા હતા એટલુંજ નહિ પરંતુ કોઇ કોઈ વેળાએ દંડિતને ઘોડાના પગમાં બાંધીને ઘોડો છોડી મૂકતા. ઘોડો અહિં તહીં દોડતો ફરતો અને તેની સાથે દંડિતનું શરીર છિન્નભિન્ન થઇ જતું, કોઇ કોઈ વેળાએ તેને શિરચ્છેદનનો હુકમ થતો, કોઈવાર તો તેના શરીરના ટુકડા કાપવાનો હુકમ થતો અને કોઇ વેળાએ તો તેને જીવતો બાળી નાખવાનો હુકમ આપતા; તેના કરતા પણ ભયંકર બીજી સજા હતી; જીવતા માણસનું પેટ ચીરીને આંતરડા કાહાડી નાંખતા, કોઇ વખતે તેને ખીલાવાળા પીપમાં બંધ કરીને પીપ ગગડાવીને

તેનો પ્રાણ લેતા. કોઇ વેળાએ તેને ફટકા મારતા મારતા "ન્યુગેટ" થી "ટાઇબરેણમાં" લઈ જવામાં આવતા અને "ટાઇબરણ" થી "ન્યુગેટ" પાછા લાવવામાં આવતા. સંચામાં દબાવીને લોહી કાઢતા અને તેથી સર્વના અંગ લોહીથી તર થઇ જતાં, તથાપિ ન્યાયાધીશના મનમાં દયા ઉપજતી નહોતી. જવા આવવામાં ઘણા દંડિતનો પ્રાણ જતો રહેતો. રાક્ષસ રાજાનો રાક્ષસ ન્યાયાધિશ અને રાક્ષસ ન્યાયાધિશની રાક્ષસી સજા!!

અંગ્રેજ આજ કાલ થોડા સુધરેલા થયા છે તે સર સામ્યુયેલ રોમિલીના પ્રાણોત્સર્ગનું ફલ છે. પૂર્વના અસભ્યતાના ચિન્હ સ્વરૂપ ફાંસી અને ફટકાએ અંગ્રેજ કાયદાને આજે પણ દૂષિત કરી રાખ્યો છે. અંગ્રેજ દંડવિધિનો આ ઘોર નૃશંસતા-કલંક દૂર કરવાને માટે પાછો સર સામ્યુયેલ રોમિલીનો જન્મ થવો જોઇએ. તેણે અતિ પરિમાર્જિત મન અને અત્યુદાર હૃદયને આ મહત્ વ્રત સાધનમાં જીવન પર્યંત લગાડી રાખ્યું હતું. બાલ્યકાળથીજ તેના અંતરમાં નિષ્ઠુરતાના ઉપર બળવતી ઘૃણા જોવામાં આવતી. તેના પોતાના વાક્યથી તેના મનનો ભાવ જણાવીએ છિયે. "નરહત્યા તથા બીજી કોઈ જાતના નૃશંસ કામના વિવરણ વાંચ્યાથી મ્હારા હૃદયમાં ભયાનક ભાવનો આર્વિભાવ થતો. ન્યુગેટના કેદખાનામાં જે સર્વોત્કૃષ્ટ પ્રાણ માણસોને જીવતા બાળ્યા, તેઓનુ વિવરણ વાંચીને મને કેટલીક રાતો સુધી ભયથી ઉંઘ આવી નહિ; ઉંઘ લેતો કે સ્વપ્ન તેમાં હરકત નાંખતું; સ્વપ્નામાં તે સર્વે અડધા બળેલાની ભયંકર મૂર્તિ મારી સામે આવતી, તરત મારી ઉંઘ ભાગી જતી. કલ્પના મારી સામે હમેશાં ફાંસી, નરહત્યા અને લોહીનું વેહેવું એવો દેખાવ દેખાડતી. હું તે સર્વ જોઇને ભયથી ગભરાઇને પથારી અને કબલમાં શરીરને છુપાવવાનો યત્ન કરતો. અંધારી રાતે હું કોઈ વખતે જાગી ઉઠતો તો ભય કરતો પરંતુ ભીષણ ઉપદ્રવથી સુઇ શકતો નહોતો; એ વાસ્તે હું સાયન ઉપાસનાની વખતે દરરોજ ઈશ્વરની આગળ પ્રાર્થના કરતો કે આ રાત્રે વિના ભીષણ સ્વપ્નદર્શનથી મને નિદ્રા આવવા આપો." નૃશંસતા વિદ્વેષનું આ કેવું અપૂર્વ ચિત્ર છે!

આવા સુયોગે હું રોમલીના જીવન ચરિત્ર સંબંધમાં કંઈ લખીશ. રોમિલીનો પિતા એક ફ્રેન્જ પ્રૉટેષ્ટંટ હતો. તે કથાલિક ગવર્નમેંટના જુલમથી દેશ છોડીને લંડનમાં આવીને રહ્યો

હતો. લંડનમાં રહેનારી એક ફ્રાંસિ સ્ત્રીની સાથે તેનું લગ્ન થયું. એના પેટે ઘણા છોકરાં ઉત્પન્ન થયાં હતા, પરંતુ તેમાંથી ત્રણ છોકરાં જીવતાં રહ્યાં. સામ્યુલ તે ત્રણમાંથી ન્હાનો હતો. તેને શિખાડવાને માટે એક સુશિક્ષિત ફ્રાંસિ સ્ત્રીને રાખી હતી. એને પણ કયાથલિકના જુલમથી લાચારીથી સ્વદેશ છોડવાની ફરજ પડી હતી. રોમિલીના સ્નેહ-પ્રવૃત્તીની તિક્ષ્ણતા અને સવિષાદ ભાવુકતાનું મૂળ આ ધર્મપરાયણ વિદુષી ફ્રાંસિ રમણી છે.

રોમિલીને થોડો મ્હોટો થયા પછી એક સ્કુલમાં મૂકયો. એ સ્કુલનો શિક્ષક ભણાવી શકે અથવા ન ભણાવી શકે પરંતુ નેતર મારવામાં વિશેષ પારદર્શી હતો તે નવી નવી જાતની સજા ઉદ્દભાવન કરીને વિદ્યાનો અભાવ પરિપૂર્ણ કરતો. શિક્ષકની આવા નિષ્ઠુરતાથી રોમિલી નૃશંસતા વિદ્વેષી થઈ પડયો. ગમે તેમ હો, આ શિક્ષકની આગળથી થોડું અંગ્રેજી શિખીને તેણે સ્કુલ છોડી. તેના પિતાનો ઝવેરનો વેપાર હતો. તે સ્કુલ છોડવા પછી બાપને વેપારના હિસાબ પત્રાદિ વિષયમાં મદદ આપવા લાગ્યો હિસાબ પત્ર રાખતાં તેને ઘણો અવસર મળતો. તે અવસર કાળે તે પોતાના યત્નથી ગ્રીક અને લાટિન ભાષા શિખ્યો. એવી રીતે બે ત્રણ વર્ષ ગયાં એટલામાં કોઇ સગો મરતી વખતે વીલ દ્વારા તેઓને દોહાડ લાખ રૂપીઆ આપી ગયો. આ અભાવનીય ધનાગમથી ઉત્સાહિત થઇને રોમિલીના પિતાએ તેને વ્યવહારાજીવનના ( વકીલ ) વેપારમાં દીક્ષિત કરવાનો સંકલ્પ કર્યો તે પ્રમાણે ૧૭૭૮ ઈસવી સનમાં રોમિલીએ "ગ્રેન ઈનમાં" પ્રવેશ કર્યો અને યથાસમયે બારીષ્ટર થઇને બારીષ્ટરનું કામ કરવા લાગ્યો.

"બારામાં" પ્રખ્યાતી મેળવવાને રોમિલીને ઘણો વખત લાગ્યો. દંડવિધિને સુધારવાને તેનો જે દૃઢ સંકલ્પ હતો, તે તેણે એક દિવસ પણ છુપાવી રાખ્યો નહિ. દીવાની અને ફોજદારી કોર્ટમાં કાયદાનું નામ દઇને હમેશાં જે સઘળા નીતિથી ઉલટાં કામ થતા હતાં, તે સર્વનો સ્પષ્ટ પ્રતિવાદ કરવામાં તે કદી ભય કરતો ન હતો. અને આથી તેના વેપારમાં નુકશાની થતી, અને ઘણા મોટા મોટા જમીનદાર અને ધનવાન લોકો ચીડાવા લાગ્યા; તથાપિ તેની બુદ્ધિનું બળ એવું તો તિક્ષ્ણ હતું કે અતિશય વિઘ્ન છતાં તેનો વેપાર ઘણો વધી પડયો. આસ્તે આ-

રતે તેનું નામ દિગંતવ્યાપી થઈ ગયું. આવી ઉન્નતિના વખતે એટલે ૧૭૯૮ ઈસવી સનમાં તેણે ઈંગ્લંડના અંતઃપાતી હાર્ટ ફોર્ટ શાયારની મિસ ગાર્વેટ નામની એક યુવતીથી સાથે લગ્ન કર્યું.

૧૮૦૬ ઇસવી સનમાં રોમિલી સોલિસિટર જનરલના પદમાં અભિષિક્ત થયો. તે વેળાએ તે "ક્વીન્સબાર" તરફથી પ્રતિનિધિ રૂપે હાઉસ આફ કામન્સમાં દાખલ થયો. ત્યાર બાદ તે સર સામ્યુયેલ થયો. એ વખતથીજ તેનું જાતીય જીવન આરંભ થયું. સાધારણ જીવનના ક્રમાનુવર્તી શાંતિ અને તરંગમાં પણ તે પોતાના જીવનના લક્ષ્યથી વિચ્યુત થયો નહિ. પારલામેન્ટની દરેક સેશનની વેળા તે ફોજદારી કાયદાને સુધારવાને માટે પ્રાણાન્ત કોશેશ કરતો. તેનું વાગ્મિકતા, સત્ય, ન્યાય અને મનુષ્યત્વના સમર્થનમાંજ હમેશાં વપરાતું. આત્મીયસ્વજનના આદરથી સુખી, પતિપ્રાણ ભાર્યાના પ્રેમથી સુખી, સંતાન સંતતિઓના ઉપર વાત્સલ્યથી સુખી અને સાધુ તથા મહત્ લોકની શ્રદ્ધાભક્તિથી સુખી હોવા છતાં સર સામ્યુયેલ દુઃખીઓને ભુલ્યો નહોતો. પોતે સૌભાગ્ય-સૂર્યના તેજમાં બેસવા છતાં, દુર્ભાગ્ય લોકો અંધારામાં બેઠા છે તેઓને તે ભુલ્યો નહોતો. કે, તે જાણતો હતો જે સમયે હું સુખથી કાળ ગાળુંછું તે સમય હજારો મનુષ્ય દુઃખ યંત્રાણાથી મરી જાય છે. એ વાસ્તે તેના મનમાં સર્વદા હર્ષમાં વિષાદ થતો હતો. એ વાસ્તે તેણે તેઓના દુઃખ દૂર કરવાને પોતાનું ધન પ્રાણ ઉત્સર્ગ કર્યું હતું. તે પોતાના જીવન લગી અજસ્ત્ર ચેષ્ટાનું વિશેષ ફલ જોઇ શકયો નહિ. તથાપિ એટલુંતો ખરી રીતે સ્વીકાર કરવું પડશે કે, તેની અકલાંત કોશેશ નિષ્ફલ થઈ નહિ. તેના તે જ્વાલામયી વક્તૃત્વતાથી પાષાણમન પણ વિગલિત થવાં લાગ્યાં. તે વક્તૃત્વતાની મોહિની શક્તિ બળથી અંગ્રેજ જાતિના અયોગ્ય હૃદય વિગલિત થયાં. ઈંગ્લંડની પારલામેન્ટમાં એ વિષય લઇને મોટો વાદ વિવાદ થવા લાગ્યો.

એ સમયે (૧૮૧૮ ઈસવી સનમાં) એકાએક તેની સ્ત્રીની તબીયત ખરાબ થઈ. બંનેનું જીવન એક તારમાં કેવું ગુથેલું હતું, રોમિલીની દૈનન્દિ આત્મવિવરણી * માંથી એક લીટી ઉતારીને પાઠકને ઉપહાર આપીને તે સમજાવું છું. "૯ મી અક-

* ડાયરી.

ટોમ્બર—આજ સ્ત્રી થોડી સારી હતી તેથી કેટલાક દિવસ પછી આજે સુઇને અઆવ્યો છું." પરંતુ વિધાતાએ તેના અદૃષ્ટમાં વધારે દિવસ ઉંઘ લખી નહોતી. તેની સ્ત્રીની પીડા ત્યાર પછી ઘણી વધી ગઇ. ૨ જી અકટોબ્બરે તેની સ્ત્રી મરી ગઈ. શોકમાં રોમિલી ક્ષિપ્ત થઇ ગયો. તે આઘાતે તેના મસ્તિષ્કની સૂક્ષ્મ નસોને છિન્ન ભિન્ન કરી મૂકી. જે જીવન નિરન્તર માનવજાતિના દુઃખ દૂર કરવાને ખર્ચાતું હતું, તેનો આજ સર સામ્યુયલે મનની અસહ્ય વેદનાથી પોતાને હાથે ઉપસંહાર કર્યો. ધન્ય રોમિલિ! ધન્ય વીર! ધન્ય તમારો માનવપ્રેમ! ધન્ય તમારો પત્નીપ્રેમ! પુરુષ થઇને સહમરણે જવું એ શું કોઈએ કયાંઈ સાંભળ્યું છે? આજ પુરુષજાતિનો તે ઘોર કલંક તમે દૂર કર્યો. તમે જે વ્રતમાં જીવન ઉત્સર્ગ કર્યું હતું, તેની ઉદ્યાપના પણ કરી જવા પામ્યા નહિ. એજ માત્ર ક્ષોભ રહી ગયો. પરંતુ તમારી તપસ્યાના ફલથી આજ અંગ્રેજ-જાતિ ઘોરતમ પાપથી નિર્મુક્ત છે. તમારા મૃત્યુના પછી તમારી તપસ્યાનું ફલ ફલ્યું. અંગ્રેજ—દંડ—વિધિના સાર્દ્ધશત, સંખ્યક ધારામાં પ્રાણ દંડની વ્યવસ્થા હતી. તમારા મૃત્યુ પછી તે ધારામાંથી દંડવિધિ એકએકના પછી કાહાડી નાખવામાં આવી. એક બે રીત આજ પણ રહેલી છે ખરી, પરંતુ તમારા અતીત તપો મહાત્મ્યથી તે પણ એક દિવસે અપસારિત થશે. તમે જે લક્ષ્ય સાધવાને માટે ધન પ્રાણ ઉત્સર્ગ કર્યાં હતાં, તે આવીને જુઓ દેવ! તે સર્વ ઘણા ખરા સંપન્ન થયાં છે. આવીને એક વાર પાછા પાર્લામેન્ટના આસન ઉપર બેસીને તમારી હૃદય ભેદકારી વકતૃત્વતાથી પાષાણ ગળાવીને અંગ્રેજ દંડવિધિમાં હમણા સુધી એક બે કલંક છે તેને જલદીથી ધોઈ નાંખો. દેવ! આ છેલ્લી વિનંતી તમારા ચરણે કરું છું.

---

## ધર્મપ્રિય ઇગ્નેશિયસ.

મહર્ષિ ઈશુ ખ્રિસ્ત જ્યારે છેલ્લીવારે જેરુશેલમની તરફ જતો હતો, ત્યારે શિષ્યોના મનમાં દૃઢ પ્રત્યય થયો હતો કે ગુરુ અને આપણે હવે સ્વર્ગ રાજ્યમાં પ્રવેશ કરી શકીશું, અને કોઈ કોઇ તો જાણે હમણા સ્વર્ગરાજ્યમાં પ્રવેશ કરતા હોય એવું સમજીને

એટલા બધા આશાંવિત થયા હતા કે, માણુસ શો અધિકાર કરશે તેને લઇને તેઓ વિવાદ કરતા હતા. મહર્ષિ ઈશુ ખ્રિસ્તે તે જાણ્યું તેઓને ઉપદેશ આપવાને માટે એક ઘરમાં પેઠા અને ત્યાં એક છોકરાને ખોળામાં લઇને તેણે ચૂંબન કર્યું અને શિષ્યોને કહેવા લાગ્યો, "તમને કહુંછું જ્યાં સુધી બાળકના જેવા નહિ થશો ત્યાંસુધી સ્વર્ગરાજ્યમાં પ્રવેશ કરી શકશો નહિ. એટલામાટે જે માણુસ જેટલો આ ન્હાના બાળકના જેવો પોતાને નમ્ર કરી શકશે તેટલો તે સ્વર્ગરાજ્યમાં ઉંચુ આસન પામવાનો અધિકારી થશે." ઈશુએ જે ભાગ્યવાન બાળકને પોતાના ખોળામાં લીધો હતો તેનું નામ ઈગ્નેશિયસ હતું.

ઈગ્નેશિયસ જ્યારે એન્ટિક નગરમાં ધર્મ પ્રચાર કરતો હતો ત્યારે રોમ રાજ્યનો અધીશ્વર ટ્રેજાન હતો. ટ્રેજાન દેશ જય કરતો કરતો જ્યારે તે એન્ટિયક નગરમાં આવ્યો, ત્યારે તેણે હુકમ આપ્યો કે દેવદેવીની સામે તે જીતીને આવ્યો છે. તેને માટે બધાએ બળિ આપવી. પરંતુ ઘણા લોકોએ બળિ આપવાનું કબુલ્યુ નહિ. કારણ કે ઈગ્નેશિયસનું ઉત્કૃષ્ટ જીવન અને જ્વલંત ઉત્સાહ ગુણથી ખ્રિસ્ત પ્રચારિત સત્યના ઉપર એન્ટિયકના રહેવાસિયોની એટલી બધી આસ્થા થઇ હતી કે સેંકડો નરનારીઓ આવીને ખ્રિસ્તીધર્મનો આશ્રય લેતા હતા. ખ્રિસ્ત સંપ્રદાયની ઉન્નતિ જોઇને મૂર્તિ પૂજેકાના આંખમાં ઝેર વરસવા લાગ્યું; અને તેની સલાહથી ટ્રેજાને ઈગ્નેશિયસને પકડી લાવવાને માટે એક લશ્કરની ટુકડી મોકલી. ઈગ્નેશિયસ જો ઇચ્છા કરત તો ત્યાં એક મ્હોટી લઢાઈ કરી શકત. પરંતુ તે તેના શિષ્યોને પ્રાણુ કરતાં વધારે ચહાતો હતો, અને તેથી તેણે બાદશાહની આજ્ઞા અવનત મસ્તકે વહન કરવાને માટે શિષ્યમંડળીને વિનંતિ કરી અને પોતે ડર્યા વગર બાદશાહના લશ્કરની સાથે બાદશાહની કને ગયો, અને તેણે એન્ટિયક નગરમાંથી દેવદેવીને ઉપાસના કઢાવીને ખ્રિસ્તધર્મ પ્રચાર કર્યો છે એવું કહ્યું. તે સાભળીને ટ્રેજાન ગર્વિતસ્વરથી તે વૃદ્ધ અથચ નિર્ભીક બિશપને સંબોધન કરીને કહેવા લાગ્યો "રે દુરાચાર! કોણ તું કે આટલી બધી સ્પર્દ્ધાની સાથે કેવળ મ્હારો હુકમ અવહેલા કરેછે એટલુંજ નહિ પણ બીજાને પણ મ્હારી આજ્ઞા અવમાનના કરવાને માટે સલાહ આપેછે!" બિશપે ધીર ભાવથી જવાબ આપ્યો "હું

દુરાચાર નથી. દુરાચારિયો નરકમાં જશે, ખ્રિસ્તિયોની સાથે તેઓનો કંઈ સંબંધ નથી. મ્હારા ઈશ્વરને જ્યાં સુધી હૃદયમાં ધારણ કરી શકુંછું, ત્યાં સુધી તમે મને દુરાચાર કહીને બોલાવી શકશો નહિ. હું જે ઇશ્વરની ઉપાસના કરૂંછું; તેના સેવકની દૃષ્ટિમાં પણ નારકીય પ્રેતો કાંપેછે. મ્હારા હૃદયમાં ઇશ્વર વાસ કરેછે; તેજ ફક્ત સ્વર્ગીય પ્રભુછે, અને આખાં જગતનો તે રાજા છે, તેની દયા મ્હારા માથા ઉપર રહે તો હું સેતાનની સર્વ શક્તિને પગ નીચે ચૂરો કરવાને સમર્થ થઈશ."

બાદશાહે પૂછ્યું "કોણ તે છે, જે તારા હૃદયમાં ઇશ્વરને ધારણ કરી શકેછે?"

બિશપે જવાબ આપ્યો "જે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખે છે અને વિશ્વાસની સાથે તેનું કામ કરે છે.

બાદશાહે પૂછ્યું "ત્યારે શું તું વિશ્વાસ રાખતો નથી? હું મ્હારા અને અમારા અમર દેવોને હૃદયમાં ધારણ કરીછું. તું શું જોતો નથી કે તેઓ અમને કેટલી મદદ કરેછે અને તેની મદદથી અંતે શત્રુઓને પરાજિત કરવાને સમર્થ થઇએ છિયે.

બિશપે જવાબ આપ્યો "તમે ઠગાવોછો તમે જેને દેવતા કહોછે. તેઓ નરકના સેતાન છે. ખરો ઈશ્વર "એકમેવાદ્વિતીયં" તેજ આ આકાશ મંડળનો, આ પૃથ્વીનો અને આ સાગરનો ઉત્પન્ન કર્તા છે ઇશુ ખ્રિસ્તનો પુત્ર છે અને તેને હું વિનીત ભાવથી ભજુ છું."

બાદશાહે પૂછ્યું "ઇશુ ખ્રિસ્ત કિયો?—જેનું નામ તે હમણાં ઉચ્ચારણ કર્યું તે શું પેલો ખ્રિસ્ત કે જેને પાઇલેટે ક્રુશ ઉપર ચઢવ્યો હતો."

બિશપે જવાબ આપ્યો "હા તેનીજ વાત હું કરૂંછું."

"ત્યારે શું તું પેલા ક્રુશહત ઇશુને તારા હૃદયમાં ધારણ કરે છે!" બાદશાહે થોડી મશ્કરીમાં આ વાત કહી.

બિશપે આ સવાલનો અનુકૂળ જવાબ આપ્યો. બાદશાહે થોડો વખત ચુપ થઇને પછી ઇગ્નેશિયસને બંધીવાન કરીને રોમ નગરમાં લઇ જવાને માટે હુકમ આપ્યો.

ઈશ્વર ઉપર સંપૂર્ણ નિર્ભર કરીને આખો રસ્તો માનસિક સુખ અને શાંતિથી અતિવાહિત કરીને ઇગ્નેશિયસ તા૦ ૨૦ ડીસેમ્બર ૧૦૭ ને દિવસે રોમમાં આવ્યો. તેની ઘણા દિવસની

ઇચ્છા હતી કે પૃથ્વીની અધીશ્વરા રોમનગરી જોઇને આંખને તાઢી કરીશ. આજ તેની તે આશા પૂર્ણ થઈ. પરંતુ રોમ જોઇને તેના હૃદયમાં આનંદનો સંચાર થયો નહિ આવી પૃથ્વીની રાજધાનીની અંતની હાલતનાં વિચાર કરીને તેનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું, તે રોમને માટે હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યો; અને તેની મનોહર પ્રાર્થનાનો છેલ્લો અક્ષર ઉચ્ચારિત નહિ થતાજ સેના તેને કલિશિયલમાં લાવી.

કલિશિયલ પ્રાચીન રોમનો સર્વ કરતાં આશ્ચર્ય દૃશ્ય હતો, શિલ્પ અને વિજ્ઞાન પુરાતન જગત્માં કેવો અદ્ભૂત કાંડસાધન કરવાને સમર્થ હતાં તે જો સમ્યગ્ ઉપલબ્ધિ કરવા ઇચ્છતા હો તો રોમના તે પ્રકાંડ પ્રમોદાગારના ભાગેલા દેખાવ જોઇ આવો. ઘણાકો જાણુતા હશે કે આ કલિશિયમ રોમન લોકોનું પ્રમોદ ભવન હતું, એમાં રોમના અત્યુન્નતિ સમયમાં અસંખ્ય દાસદાસી તેઓના રોમન પ્રભુને ખુશી કરવા માટે સાંકળથી બાંધેલા સિંહ, વાઘ, રીછ વગેરે જંગલી જનાવરથી ભક્ષિત અને આહત થયાં છે, આ કલિશિયસની માટી આંખો દાહાડો નર રક્તથી લાલચોળ રહેતી હતી, અને આ કલિશિયસમાં પેહેલાં ખ્રિસ્તિયોમાંના ઘણા થોડા માણસોએ પોતાનું જીવન અમ્લાનવદનથી પોતાના પ્રિયતમ ધર્મ-વિશ્વાસને માટે પરિત્યાગ કર્યું છે.

કલિશિયલમાં આજે ગ્લેડિયેટરોની રમત થતી હતી. કલિશિયમ લોકોથી ભરપુર થયું છે. લક્ષાધિક માણસો એકઠાં થઇને નર રક્તથી પોતાની ચક્ષુની પિપાસા મટાડે છે. એક એક ગ્લેડિયેટો હત થાય છે અને તે લાખો પ્રાણીના સમવેત સ્વરથી રોમનું ગગન પ્રતિધ્વનિત થઈ પડેછે. બધા જોનાર રક્તપાન કરતા કરતા ઉન્મત થઈ પડયા છે; અને એક દાસ વિનષ્ટ થતાજ “આનાપછી કોણુ આવશે ”—આવી રીતે પોકાર પડી રહ્યા છે; એવી વખતે ઇગ્લેશિયસ ત્યાં આવી પ્હોંચ્યો લાખો આંખ એકજ વખત પૂર્વ દરવાજાની તરફ દોડી, અને એક સેનાની ટુકડી એક શીર્ણકાય વૃદ્ધને સાંકળમાં બાંધીને લાવે છે. તે જોઇને સઘળા સ્તંભિત થઈ ગયા. રાજપતિનિધિની સામે ઇગ્નેસિયસને ઉભો કર્યો. પ્રતિનિધિ તેનું ગંભીર મુખશ્રી, સફેદ વાળો, જીર્ણ હાથપગ જોઇને કોમળ ભાવથી કહેવા લાગ્યો. “મને મ્હોટી અજાયબી થાય છે કે તું આટલા બધા ઉપવાસ અને રસ્તાની થકાવટ સહન

કરીને હજી જીવતો રહેલો છે? હવે તો અમારા દેવદેવીની સામે બળિદાન આપવાને કબુલ થા. તને આ ભીષણ અને વગર કામના મૃત્યુના મ્હોંમાંથી તારા પ્રાણનાશ કરવાના કઠોર કર્તવ્ય સાધનથી તારી રક્ષા કર." ઇગ્નેશિયસે પ્રશાંત ભાવથી ધિક્કાર બતાવીને રાજપ્રતિનિધિને કહ્યું "તમારાં મીઠાં વાક્યથી તમે મને પ્રવંચના કરવામાં તથા મ્હારો નાશ કરવામાં યત્ન કરો છો, પરંતુ જાણી લેજો કે આ અનિત્ય જીવનના પ્રતિ મ્હારી કંઇ મમતા નથી. હું ઈશ્વરની પાસે જવાની ઇચ્છા કરૂં છું, કેવળ તેનેજ માટે જીવન ધારણ કરૂં છું અને મારો આત્મા તેને માટેજ વ્યાકુળ થયોછે. સર્વ દુઃખને તુચ્છ જાણું છું અને તમે આપવા ધારેલી સ્વતંત્રતાને હું પગની નીચે કચડી નાંખું છું." આવો સાહસ પૂર્ણ જવાબ સાંભળી પ્રતિનિધિએ પોતાનો ક્રોધ દબાવી રાખી શકયો નહિ, તરત સિપાઇયોને હુકમ કર્યો કે "એના હાથ પગ બાંધો અને બે સિંહને એના ઉપર છોડો" પ્રેમના પાત્રને માટે પ્રાણ આપવાને કિયા પ્રાણમાં આનંદનો સંચાર નહિ થાય? જે ઇશ્વરની પ્રકૃરૂપથી પ્રીતિ કરે છે. તેનું મન શું ઇશ્વરને માટે પ્રાણ વિસર્જન આપવાની વેળાએ વિષાદ મેઘમાં આવૃત થઇ શકે? તેથી ઇગ્નેશિયસના મ્હોં ઉપર હસવું આવ્યું. હસ્તા ચ્હેરે પોતાનો પ્રાણ, મન સર્વ ઈશ્વરના હાથમાં સોંપીને ગંભીરભાવથી પોતાના ભાગ્યની વાટ જોવા લાગ્યો. બન્ને પાંજરાનાં મ્હોં ઉઘાડયાં એટલે બે ભીષણ સિંહ મેદાનમાં આવીને ઉભા રહ્યા. એકદમ આખા કલિશિયમમાં પ્રશાંતતા અને ગાંભીર્યનો અર્વિભાગ થયો. લક્ષાધિક પ્રાણીના શ્વાસ શબ્દથી જે જગ્યા થોડી પેહેલાં ગાજી રહી હતી, ત્યાં હમણાં એક સામાન્ય શૂદ્ર સોઈ પડયાથી શબ્દ સંભળાઈ શકે. લાખો પ્રાણીના શ્વાસ બંધાઈ ગયા હતા, સર્વ અનિમેષ લોચનથી કાલિશિયસની વચેની બેઠક ઉપર નજર કરીને વૃદ્ધ બિશપના ભાગ્યફલની વાટ જોતા હતા. બન્ને સિંહ ગર્જન કરીને આગળ વધ્યા થોડી વારમાં ઇગ્નેશિયસના આત્માએ આ દુઃખ યંત્રણામય પૃથ્વીમાંથી વિદાયગીરી લીધી, તેનું દેહ ભૂખ્યા બન્ને જંતુના પેટમાં ગયું—ધર્મના આ વિશ્વાસી સેવકના લોહીથી બેઠક લાલ ચોળ થઈ. નૃશંસ રોમનોની આંખ પરિતૃપ્ત થઈ. પરંતુ તેઓ જાણી શકયા નહિ કે આ ધર્મવીરના પ્રત્યેક રક્તબિંદુમાંથી સેંકડો ખ્રિસ્તી જન્મ લેશે અને તેઓના પ્રતાપથી રોમનોના હમેશના

આદર પામેલા એપલો, વિનાસ વગેરે દેવતા હમેશાંને માટે જતા રહેશે.

---

## દેશ હિતવાદી રિગલસ.

ઈ. સનની પૂર્વે ૨૪૯ માં સિબિલિ દ્વીપને તાબે કરવા માટે રોમ અને કાર્થેજ બન્ને દેશમાં વિવાદનું મંડાણ થયું. ક્રમાગત ૮ વર્ષ સુધી લઢાઇ થયા પછી રોમનોએ કાર્થેજ શેહેરમાં એક લશ્કરની તુકડી મોકલીને કાર્થેજના રહેવાસિના ઉપર જુલમ ગુજારીને હરાવવાનું ધાર્યું. માર્કોસ આર્ટિલાસ રિગલસ અને લુસિયસ માનિલસ નામના બે સેનાપતિના આધીનમાં કેટલુંક લશ્કર વાહાણમાં રવાના કર્યું. દરિયામાં કાર્થેજના લશ્કરની સાથે લઢાઈ થઈ, લઢાઇમાં રોમનનો જય થયો તેથી બાકી રહેલો રસ્તો નિર્વિઘ્નથી કાપવામાં આવ્યો. આફ્રિકામાં પ્હોંચ્યા પછી તેઓ ક્રીલપીયાયની છાવણીમાં ગયા અને ચારે તરફના શેહેરો લુટવાં શરૂ કર્યાં. થોડા દિવસ પછી રોમથી હુકમ આવ્યો કે લુસિયસે એકદમ રોમમાં જવું અને રિગલસે કાર્થેજમાં રહીને લઢાઈ અને લુટવાનું કામ કરવું, રિગલસ ઘણો ગરીબ માણુસ હતો. તે પોતે ખેડુત હતો અને ખેતર ખેડીને પોતાના બાયડી છોકરાંનું પોષણ કરતો હતો. લઢાઇમાં આવવાની વખતે જેના હાથમાં જમીનને ખેડીને વાવવાને કહી આવ્યો હતો તે દુર્ભાગ્યથી મરી ગયાથી એક મજુરના હાથમાં જમીન ખેડવાનો અને વાવવાનો ભાર તેની બાયડીએ આપ્યો હતો, તે વિશ્વાસઘાત કરીને તેના હળ, બળદ લઇને નાસી ગયો, હવે તે દેશમાં નહિ જાય તો તેના બાયડી છોકરાં ભૂખે મરી જાય, અને રોમથી હુકમ આવ્યો છે કે તેને કાર્થેજમાં રહેવું. હુકમ વાંચીને રિગલસ ઘણો વિચારમાં અને વિષન્ન થઈ પડયો. પરંતુ રોમની સેનેટે તેની અવસ્થા સાંભળીને તેનું કુટુંબ પ્રતિપાલન કરવાનો ભાર લીધો. રિગલસ અને તેની સેનાએ "સુજલાં સુફલાં શસ્ય શ્યામલાં" સુંદર કાર્થેજ ભૂમિની દુરદશા કરવા માંડી. કાર્થેજનું ઘણું લશ્કર હતું, ઘોડેસ્વારનું લશ્કર હતું, હાથી હતા તથાપિ નગરની રક્ષા નહિ કરતાં તેઓ પર્વત ઉપર નાસી ગયું.

અંતે ૩૦૦ ગામને ધ્વંશ થયા પછી તેઓએ રિગલસને સલાહ કરવાની સૂચના કરી. રિગલસ ઘણી અથાપણથી સલાહ

કરવાને રાજી થયો-દૂત તેમાં સંમત નહિ થયાથી તેણે ગાળો દઇને હાકી મૂકયો. અને હાકવાની વખતે કહ્યું કે "બને તો તમે જય કરો નહિ તો અમારું કહ્યું માનો." કાર્થેજે સલાહના વિષયમાં નિરાશ થઇને દેવતા મોલાકની કૃપા મેળવવાને માટે પ્રતિષ્ઠિત વંશના બાળકોને દેવતાના ઉદ્દેશથી તેના પવિત્ર અગ્નિકુંડમાં નાંખીને બાળવા લાગ્યા અને વૃદ્ધ પુરુષો દેશનો બચાવ કરવા માટે પોતાની ઇચ્છાથી દેવતાના ઉદ્દેશથી તે કુંડમાં બળી મુવા. આગમજથીજ તેઓએ ગ્રીસમાંથી પગાર આપીને લશ્કર લાવવાને માટે જે માણસોને મોકલ્યા હતા તેઓ લશ્કરના સિપાઇયો લઇને આવી પ્હોંચ્યા. હમેશાં કોઇના સરખા દિવસ જતા નથી. પગારદાર સેનામાં જ્યોન્તિફસ નામનો એક હાથીની લઢાઈ કરવામાં કુશળ સ્પાર્ટાન યોદ્ધો હતો. તે યુદ્ધનો ઉપરી થઇને સેંકડો હાથી લઇને રોમનોની સાથે લઢવાને પ્રવૃત થયો-રોમનો હાથીની લઢાઈ કરવાની ચતુરાઈ જાણતા નહોતા-તેઓમાંના હાથીના પગમાં કચરાઇને ઘણા ખરા મરી ગયા અને કેદી થયા-રિગલસ પણ બંધીવાન થયો. કાર્થેજીયનોએ જય ક્ર્યો અને બધા કેદીઓને સાથે લઇને મહોલ્લાસથી કાર્થેજમાં જઇને દેવતા મોલાકને કૃતજ્ઞતાની ભેટ સ્વરૂપ રિગલસ શિવાય મ્હોટાં મ્હોટાં બંધીવાનોને તેના અગ્નિકુંડમાં હોમી દીધા. રિગલસને મજબુત લોખંડની સાંકળમાં બાંધ્યો. બીજી બાજુએ ક્રમાગત બે પક્ષમાં લઢાઇ થવા લાગી. બે વર્ષ પછી કાર્થેજીયનો એવો પરાજય થવા આવ્યો કે તેઓને હવે જયાશા રહી નહિ; ત્યારે તેઓએ સલાહ કરવાને માટે રોમમાં એક માણસ મોકલવાની ઇચ્છા કરી.

રિગલસે કહ્યું કે "રોમનો કૃતજ્ઞતાને લીધે નિશ્ચય તે પાલન કરશે" આનો વિચાર કરીને તેઓએ રિગલસનેજ પોતાના દૂત સ્વરૂપ સલાહ કરવાની સૂચના લઇને રોમમાં મોકલ્યો. મોકલવવાની આગમજ આવી રીતનું તેની પાસેથી અંગીકાર કરાવ્યું કે જો સલાહની સૂચના ગ્રાહ્ય અથવા બંધીવાનોને બદલવામાં નહિ આવે તો રિગલસે પાછું કાર્થેજમાં આવીને બંધીખાનામાં રહેવું. લઘડેલા શરીરે, નિરાશ હ્દયે, વીર રિગલસ સલાહ કરવાની સૂચના લઇને રોમના દરવાજા ઉપર આવી પ્હોંચ્યો; નગરમાં પેઠો નહિ, અને બોલ્યો કે "હું હવે રોમનો

રહેવાસી નથી હમણાં હું કાર્થેજીયનનો દાસ છું; બીજા માણસને સેનેટ કેમ રોમમાં જવા દેશે." તે કોઇરીતે નગરમાં પેઠો નહિ, તેથી સેનેટના સભાસદો શેહેરની બહાર તેની મુલાકાત લેવાને આવ્યા. તેની બાયડી છોકરાં તેને મળવા માટે દોડતાં આવ્યાં; તેઓને મ્હોં ઉચ્ચુ કરીને બોલાવ્યા નહિ. તે હમણાં ધિક્કારને લાયક હેય દાસછે-તે કલંકિત નજરથી તેઓને શામાટે અપવિત્ર કરે?

સેનેટે હુકમ આપ્યો ત્યારે તેણે ઉઠીને કાર્થેજિયનોની સલાહ કરવાની સૂચના જણાવી. સૂચના પૂરી થતાંજ બહારના માણસો પાસે તેઓ પરામર્શ કરવામાં સંકુચિત થાય એવો વિચાર કરીને ત્યાથી જવા ચહાતો હતો તેના મિત્રો એને અહિં રહેવાને અને આ વિષય સલાહ આપવાને ઘણી વિનંતિ કરી પણ તે કોઇ રીતે તેમાં રાજી થયો નહિ. અંતે તેના સાથીઓએ કાર્થેજિયનોની અનુમતિ પામીને પરામર્શ સ્વરૂપ કહ્યું, "કાર્થેજની હમણાં જવી વિપદ્ આવીછે તેથી રોમ હવે સેહેલાઇથી કાર્થેજ તાબે કરી શકશે. સલાહ કરવી એ કેવળ તેઓના ઉપકારને માટે થશે, રોમને તેથી કંઇ લાભ થનાર નથી તેથી સલાહ કરવી સારી નથી, બંધીવાન બદલવાની આવશ્યકતા પણ નથી. કારણ કે કાર્થેજના માણસો હમણાં રોમમાં બંધીવાન થયા છે. તેઓ સઘળા તનદુરોસ્ત છે, તેઓ છુટયાપછી પાછી લઢાઇ કરીને રોમને કષ્ટમાં નાંખશે. પરંતુ રોમનો બે વર્ષના ભયાનક કેદખાનાના કલેશથી ઘણાજ રુગ્ન થઈ ગયાછે, હવે તેઓ લઢાઇ કરી શકશે નહિ. આપણા અકમણ્ય શરીરના માણસોને માટે તંનદુરોસ્ત માણસોને છોડવાની કંઈ જરૂર નથી; જો સલાહ કરીશું તો વિપદ્‌માં પડીશું.

સ્વદેશપ્રિય આત્મત્યાગી રોમનો સુદ્ધાં તેની આ વાત સાંભળીને દેશને માટે તેનું આટલું બધુ આત્મસુખ વિસર્જન જોઇને આશ્ચર્ય પામ્યા સર્વ એને અહિં રહી જવાને માટે વિનંતિ કરી. સર્વથી મ્હોટો પુરોહિત આવીને કહેવા લાગ્યો "તમારી પાસેથી બળજોરીથી કાર્થેજિયનોએ પાછું જવાનું અંગીકાર કરાવી લીધું છે, જો તમે નહિ જાઓ તો તેમાં કંઇ પાપ થનાર નથી. રિગલસે કહ્યું "હું સારી પેઠે જાણું છું કે મ્હારું નિષ્ઠુર રીતથી મૃત્યુ થશે, પરંતુ અંગિકાર ભગ્ન કરવાના જેવું મ્હોટું પાપ

બીજું કંઇ નથી હું હાલ કાર્થેજનો દાસ છું પણ મ્હારું મન હજી રોમનું છે.-મ્હેં ત્યાં જવાનો અંગીકાર કર્યો છે, ત્યાં જવુંજ મ્હારું કર્તવ્ય છે, અંતે જે થાય તે દેવતાના હાથમાં છે.

દેશના મંગળને માટે રિગલસ બંધીવાનને અદલ બદલ નહિ કરવા દેતા પાછો કાર્થેજમાં ગયો. વિચાર કર્યો હતો તેવુંજ થયું. કાર્થેજમાં પ્હોંચ્યા પછી ક્રુદ્ધ કાર્થેજિયનોએ તેને ઘણું કષ્ટ આપીને મારી નાંખ્યો.

---

## સ્વદેશ બંધુ એડવર્ડ બરટન.

ઇંગ્લંડની રાજ્ઞી મેરીના રાજત્વ સમયમાં એડવર્ડ બરટન નામનો એક સાધુ અને સ્વાધીનને ચાહવાવાળો પુરુષ હતો. કાથલિક ધર્મનો વિશ્વાસ કર્યાથી મનુષ્યની ધર્મ સંબંધી સ્વાધીનતા કંઇજ રહેતી નથી; એમ જાણીને તે પ્રૉટેસ્ટેન્ટ ધર્મનો ઘણો પક્ષપાતી થયો હતો. રાજ્ઞી મેરી કાથલિક ધર્માવલંબિની હતી. તેના રાજત્વકાળે પ્રૉટસ્ટોના ઉપર ઘણો જુલમ ગુજરતો હતો તે જોઇને ધર્મ સંબંધી સ્વાધીનતાની શુન્યતાને માટે સ્વદેશ અધઃપાતે જાયછે તે જાણીને બરટન ઘણા દુઃખિત હૃદયથી દિવસ ગાળતો. સ્વદેશમાં ધર્મ સંબંધી સ્વાધીનભાવનો પ્રચાર ક્યારે થશે, કેવી રીતે થશે, તેનાજ વિચારમાં તે સર્વદા ચિંતાતુર રહેતો. બરટન વૃદ્ધ થયો તોપણ તેની પ્રિય આશા ચરિતાર્થ થશે કે નહિ, અર્થાત્ દેશને ધર્મ સંબંધી પરાધીનતાથી મુક્ત થયેલો જોઈ શકશે કે નહિ; તે વિષયમાં તેને ઘણો સંદેહ જાતો હતો. એવી વખતે એકદિવસે ખબર સાંભળી કે રાજ્ઞી મેરી માંદી થઈ છે. એ ખબર મળ્યાને થોડા દિવસ થયા પછી એક દિવસે બરટનના સ્વગામના ઉપાસનાલયમાં આનંદ સૂચક ઘંટાધ્વની થવાનો આરંભ થયો; તે ઘંટાધ્વનિ સાંભળીને બરટનનું સર્વ શરીર રોમાંચિત થયું—તેની ધમનીમાં લોહીના પ્રવાહની સાથે આનંદ પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. પ્રૉટેષ્ટાન્ટ ધર્મવલંબી એલિઝાબેથ રાજાસિંહાસનમાં બેઠીછે અને આ ઘંટાધ્વની તે આનંદસૂચક સંવાદ પ્રચાર કરેછે કે કેમ એ જાણવાને વાસ્તે તેણે તેના પુત્રને મોકલ્યો. જવાની વખતે પુત્રને કહી મૂક્યું કે “જો આ આનંદકર ખબર મળે તો આ રૂમાલ દૂરથી બતાવજે. હું ઘંટાધ્વનીનું ખરૂં કારણ સાંભળવાને માટે આધીરો થયોછું.”

પુત્ર કહ્યું જેવી આજ્ઞા. એમ કહીને પિતૃ અનુરોધ પાલનને માટે ગયો. બરટને જે શુભ ખબરની વાત મનમાં ધારી હતી, તેજ ખબર ઉપાસનાલય ઘંટાધ્વનિ પ્રચાર કરતી હતી. બરટન પુત્રે આ આનંદસૂચક સંવાદ સાંભળીને દૂરથી રૂમાલ બતાવવા લાગ્યો. વૃદ્ધ બરટન પોતાના ઘરના દરવાજાની સામે ઉભો રહ્યો હતો. પુત્રનો રૂમાલ જોઇને આનંદથી અધીરો થઈ ગયો, “એટલા દિવસ પછી વિશુદ્ધ ધર્મમત પ્રચાર થશે, લોકો ધર્મમતમાં સ્વાધીનતા પામશે, ધર્મજનિત અત્યાચાર દેશમાંથી દૂર થશે, તેનો આજ સૂત્રપાત થયો. માટે આજ કેવો આનંદનો દિવસ છે?” એવી રીતના પૂર્ણ ઉત્સાહના નાના પ્રકારના વાક્યથી વૃદ્ધ બરટન પોતાના હૃદયનો અપરિમેય આનંદ જાહેર કરતો કરતો આનંદના અતિશય ઉભરાણથી મૂર્ચ્છાન્વિત થઈ પડયો, તે મૂર્ચ્છાથી પાછો જાગ્યોજ નહિ. બરટન એવો સ્વદેશાનુરાગી પુરુષ હતો કે સ્વદેશની ઉન્નતિના સૂત્રપાતથી તેને એટલો આનંદ થયો કે તે તેના આત્માને શરીરરૂપ પિંજરમાં ટકાવી આનંદ વધારે સહન કરી શકયો નહિ! સ્વદેશની ઉન્નતિનો સૂત્રપાત જોઇને પ્રેમીઓ આવી રીતે આનંદમાં પૂર્ણ થાયછે, તેના આ વેગને માટે મરણ પણ નીપજે છે, તે પ્રેમી કેટલા ગંભીર અને સરળ સ્વદેશાનુરાગી હોય તેનું વર્ણન કેમ થઇ શકે? એવા ખરા સ્વદેશનુરાગી પુણ્યાત્મા પૃથ્વીમાં અતિ અલ્પ જન્મે છે.

---

## ધર્મવીર પિટર બાલસમ.

બાદશાહ માક્સિમિનસ ખ્રિસ્તી ધર્માવલંબિયોના ઉપર ઘણો જુલમ કરવાને માટે પ્રસિદ્ધછે. તેના રાજત્વની વેળાએ પાલેસ્તાઇન દેશવાસી પિટર બાલસમ નામના એક ખ્રિસ્તી ધર્માવલંબીને બંધીવાન કરીને ગવર્નર સેબેરસની સામે લઇ જવામાં આવ્યો. સેબેરસે બંધીને પૂછ્યું “તું શું કામ કરેછે?” પિટરે જવાબ આપ્યો “આ સંસારમાં વળી શું કામ કરું, હું ખ્રિસ્તીય જીવન ગાળું છું.” સેબેરસે સવાલ પૂછ્યો “તું શું બાદશાહનો હુકમ જાણેછે? તું જલદી જાણી શકે કે એક દયાળુ બાદશાહનો હુકમ થયો છે કે, જો તું દેવદેવીની સામે બળિદાન આપવા નહિ આવે તો તારો પ્રાણ ગુમાવીશ.” તેના જવાબમાં પિટરે કહ્યું કે “તમે એક વાર જોશો કે અનંત ઇશ્વરે ઘોષણા

કરીછે કે જેઓ દેવદેવીની આગળ બળિદાન કરેછે તેઓનો નાશ થશે તમે મને કોના હુકમ પ્રમાણે સલાહ આપો છો, હું કોનો હુકમ માનું, હું મનમાં ધારું છું કે તમારા ખડગાઘાતથી માથાના બે ખંડ થઈ જાય તે સારૂં, કે પરમ સત્ય અવિનશ્વર ઇશ્વર કર્તૃક દંડિત થઇને મહાદુઃખ ભોગવવું સારૂં?" ગવર્નરે કહ્યું "મ્હારી સલાહ એ છે કે તારે બાદશાહના હુકમ પ્રમાણે બળિદાન આપવું ઠીક છે." પિટરે જવાબ આપ્યો "હું કદી પણ તમારા ઉપાસ્ય દેવના પથ્થર લાકડાંની આગળ બળિદાન કરી શકતો નથી." ગવર્નરે કહ્યું "તું જાણી લેજે કે હું પ્રાણવધ કરીને અસંમાન જનક વાકયનો બદલો લઈ શકું છું." પિટરે કહ્યું "તમારું અસંમાન કરવાની મ્હારી ઈચ્છા નથી." ગવર્નરે કહ્યું "પરંતુ હું સત્ય વાત કહુ છું. જો તને પ્રાણ બચાવવાની ઇચ્છા હોય તો હમણાં બળિદાન કર. તારા ઉપર નિષ્ઠુર આચરણ કરવાની મ્હારી ઇચ્છા નથી, તને વખત આપુંછું, આત્મ–પ્રાણ બચાવવાનો ઉપાય જો." પિટરે કહ્યું "હવે વાર લગાડવાની જરૂર શું, મ્હારો મત ફરશે નહિ, જે કરવું હોય તે જલદી પૂરું કરો.

સેબેરસે પિટરને શૂળી ઉપર મારી નાખવાનો હુકમ આપ્યો. પેહેરીઓએ પિટરને શૂળી ઉપર ચઢાવ્યો. તે વેળાએ સેબેરસ ઉપહાસ કરીને કહેવા લાગ્યો "પિટર ! શૂળી એ કેવી વસ્તુ છે તે જાણી ? હવે કહે જોઇયે બળિદાન આપીશ કે નહિ ?" પિટરે કહ્યું "લોખંડના ખીલા મ્હારા શરીરમાં હજારો ઠોકો પરંતુ મ્હારી પાસે બળિદાનની વાત કહેશો ના." ગવર્નરે હુકમ આપ્યો તે પ્રમાણે પેહેરિયો તેને ઘણી યંત્રણા આપવા લાગ્યા, પિટરે એક પણ હાય મારી નહિ, તે મહાનંદથી ગાવા લાગ્યો "એકજ વિષય પ્રભુની આગળ પ્રાર્થના કરું છું, હમેશાં તેજ યાચના કરીશ. ચિર-જીવન પરમેશ્વરના ઘરમાં રહી શકું." પેહેરિયો યંત્રણા આપતાં આપતાં થાકી ગયા. નવા પેહેરેગીરોએ એની જગા લીધી. ધર્મવીરના લોહીનો સ્રોત જોઇને જોનારાઓએ કરુણ-કંઠથી પુકારીને કહ્યું બાદશાહનો હુકમ પાલન કરો, બળિદાન કરો, આ નિદારુણ યંત્રણાથી રક્ષા પામો." તે સાંભળીને કહ્યું "તમે શું એને યંત્રણા કહોછો ? હું કંઈજ કષ્ટનો અનુભવ કરતો નથી પરંતુ હું આજ જાણું છું કે જો હું ઈશ્વરની આગળ અવિશ્વાસી

થઈશ તો મ્હારી યાતના મ્હારાથી સહન થઈ શકશે નહિ." જ્યારે કોઈ રીતે પિટર આત્મ-વિશ્વાસને પરિત્યાગ કરવા રાજી થયો નહિ ત્યારે સેબેરસે તેને ક્રુશ ઉપર મારવાનો હુકમ આપ્યો તેથી ધર્મવીરનો પ્રાણ ગયો. ધર્મવીરો ધર્મને લઇને પોતાના જીવન ઉપર શાંતિ ફેલાવે છે અને સર્વદા તેઓને સાંત્વના આપે છે.

---

## દેશભકત લિયોનિડસ અને તેના ૩૦૦ સહચર વીર પુરૂષો.

આ વેળાએ ગ્રીસની રક્ષા નથી ઇરાનનો બાદશાહ પોતાના કુબેરના સમાન અસીમ ઐશ્વર્ય પૂર્ણ ભંડારના આશ્રય વડે અસંખ્ય સૈન્ય એકઠું કરીને ગ્રીસ જીતવા આવ્યો છે. ઇરાનના બાદશાહના તાબેના મુલ્કની તુલનામાં ગ્રીસ, સમુદ્ર આગળ ટીપા, જેટલો છે પરંતુ એવું જાણ્યા છતાં પણ ઇરાનનો બાદશાહ લોભ છોડી શકયો નહિ તેથી ઇરાનનો બાદશાહ આજે ગ્રીસ જીતવાને આવ્યો છે. ઇરાનના બાદશાહે ઇચ્છા કરી હતી કે ગ્રીક રાજાઓને મ્હારી તાબેદારી મનાવું અને ગ્રીસને મ્હારા રાજ્યમાં મેળવું. ગ્રીસ ઉપર ચઢાઇ કરવાની પેહેલાં ગ્રીસના રાજાઓની પાસેથી તેમની તાબેદારીના ચિન્હ રૂપે તેમના તાબેના ભિન્ન ભિન્ન પ્રદેશનાં પાણી અને માટી આણવાને માટે ઇરાનના બાદશાહએ ગ્રીસના રાજાઓની પાસે એક દૂત મોકલ્યો. ઇરાનના બાદશાહની અતુલ શક્તિ અને અસીમ ઐશ્વર્યની વાત રાજાઓ જાણતા હતા તથા તાબેદારી સ્વીકાર નહિ કર્યાથી જરૂર મરવું પડશે એ પણ તેઓએ જાણી લીધું હતું પરંતુ તાબેદારી માનવી અને અપમાન સેહેવું એ તેઓને સારૂ લાગ્યું નહિ. ત્યારે તે સમયની લોકની રીતિ પ્રમાણે દૂત, લોહીવાળા હાથ કરી પાછો ફર્યો. ક્ષુબ્ધ હૃદય-ક્રોધોન્મત્ત ઇરાનનો અધિપતિ ધનના બળથી ઘણું સૈન્ય એકઠું કરીને ગ્રીસ તરફ જવા નિકળ્યો, અને ત્યાં જઇને ગ્રીસને સમુદ્રમાં વિલીન કરવાની ઇચ્છા કરી. બીજી બાજુએ ગ્રીસના રાજાઓ પણ આળસુ બેઠા નહોતા, પરંતુ ઈરાનના બાદશાહના અગણ્ય લશ્કરના હાથથી પોતાના મુઠીભર લશ્કરથી દેશને બચાવવો એઓ તે અસંભવિત માનતા હતા, તેથી દેશનું રક્ષણ કરવાને માટે કોઈ સારી યુક્તિ શોધવાને માટે તેઓ "કરિસ્થ"

નામે સંયોગી ભૂમિ ઉપર એકઠાં થયા. ઈરાનના વાહણો ઇજિયાન સાગરમાં આવીને ગ્રીસને ઘેરી લેશે. અને હેલ્લસ-પન્ટ નદી ઉતરીને સિપાઇયો સ્થળ માર્ગે સેહેલાઈથી ગ્રીસની હ-દમાં આવશે, તેમને રોકવા એ ગ્રીસની શક્તિ બહાર છે, ફક્ત ગ્રીસને બચાવવાનો એકજ ઉપાય છે તે ઉપાય એ છે કે ગ્રીસમાં પ્રવેશ કરવાના જે સાંકડા રસ્તાઓ છે-જેમાંથી વધારે લશ્કર એક કાળે જવું કઠિન છે, તે રસ્તાઓ કોઈરીતે બચાવવા એવો નિર્ણય થયો પછી ટેમ્પી નામે જે સર્વથી સાંકડો માર્ગ હતો, ત્યાં પ્રથમ ગ્રીસના રાજાઓએ લશ્કર મોકલ્યું, પરંતુ તેને બચાવવાનો સારો લાગ નહિ જોયાથી તે લશ્કર ત્યાંથી ફેરવીને "થર્મોપલી" નામનો બીજો માર્ગ હતો ત્યાં લાવીને ત્યાંથી રક્ષણ કરવાનો નિ-ર્ણય કર્યો.

ગ્રીસના ઉપસાગર અને એટા પર્વતના વચમાં એક ઘણુ સાંકડા માર્ગનું નામ "થર્મોપલિ" છે. એટા પ્હાડમાંના ગરમ પાણીના ઝરણામાં ન્હાઇને પુષ્કળ વ્યાધિગ્રહસ્ત માણસો રોગથી મુક્ત થવાને અહિં આવતા હતા એ માટે એનું નામ થર્મોપલિ અર્થાત ગરમ જગ્યાનો દરવાજો થયો. એ જગા કોઈ કોઇ જગ્યા ઉપર એટલી તો સાંકડી હતી કે ફક્ત એક ન્હાની ગાડી જવામાં પણ મુશ્કેલી નડતી. પૂર્વે આ માર્ગના બંને બાજુમાં રહેનારી ફોસિયન અને થેસેપિયન જાતિમાં સર્વદા લઢાઈ ઝગડો થવાથી માર્ગના પશ્ચિમ તરફના ભાગમાં એક દિવાળ બનાવી હતી પરંતુ થોડી મુદતમાં ફોસિયનોએ બીજો એક દુર્ગમ છુપો પર્વતનો રસ્તો સોધી કાઢ્યાથી ઉપલી દિવાળની ઉપર વધારે ધ્યાન નહિ આપ-વાને લીધે દિવાળ કોઈ કોઈ જગ્યા ઉપર ભાગી ગઈ હતી.

આ રસ્તો બચાવવાને નક્કી કર્યા પછી ઈરાનના લશ્કરથી ભરેલા વાહાણો ઉપસાગરને અતિક્રમ કરીને રસ્તાને પેલે પાર લશ્કર નહિ લઈ જવા પામે તેને માટે ઉપસાગરને કિનારે સર્વે વાહાણ રાખ્યા અને રસ્તાને મુખડે સ્પાર્ટનો રાજા લિયોનિડસના આધીનમાં ગ્રીસના સઘળા રાજાઓનું એકત્ર કરેલું ૪૦૦૦ લશ્કર રાખ્યું. લિયોનિડસ જાણતો હતો કે આ લઢાઈમાં જરૂર મરવું પડશે એ માટે જેઓના છોકરા છૈયા હોય અર્થાત્ કોઈ કુટુંબ એકીવારે નિર્વંશ નહિ થાય એવા સાહસી અને બહાદુર ૩૦૦ સ્પાર્ટને પોતે ચુટી કાઢ્યા. તેઓ પોતાના દેશમાંથી બહાર નિ-

ફળવાની પેહેલાં પોતપોતાની મરણની ક્રિયા પૂરી કરાવીને નિ-કળ્યા (તેઓનો વિશ્વાસ હતો કે મરણની ક્રિયા નહિ થવાથી મનુષ્ય ભૂતયોનિને પ્રાપ્ત થાયછે) લિયોનિડસની પત્નીએ અને બીજા બહાદુર પુરુષની મા, બ્હેન અને સ્ત્રીએ "યુદ્ધમાં જય મેળવજો નહિતો મરજો" આવો આશીર્વાદ દઇને પુત્રને, ભા-ઇને અને સ્વામીને વિદાય કર્યા. વીર માતાનો, વીર બ્હેનનો અને વીર પત્નીનો આવોજ યોગ્ય આશીર્વાદ હોયછે. લિયોનિ-ડસ થર્માપલિમાં હાજર થયો. ત્યાં આવીને ફોસિયસનોએ સો-ઘેલો પ્હાડી રસ્તો લિયોનિડસને બતાવ્યો અને તેઓએ તે રસ્તો બચાવવાની વિનંતિ કરી લિયોનિડસ તેમાં રાજી થયો અને દિ-વાળને પાછી દુરૂસ્ત કરાવીને શત્રુની આવવાની વાટ જોવા લાગ્યો.

ઇરાનનું લશ્કર આવીને તીડોના જેવું ગ્રીસમાં પસરી ગયું તે જોઇને પુષ્કળ ગ્રીકોના મનમાંથી હિંમત જતી રહી પરંતુ લિ-યોનિડસ અટલ સાહસથી લઢાઈ કરવાને તૈયાર થયો પેહેલાં ઇ-રાનના રાજાનો એક છુપો જાસુસ આવીને જોઇ ગયો કે ગ્રીકો કોઈ કોઇ હથિયારની રમતમાં લાગેલા છે, અને કેટલાકો પોતાના લાંબા વાળ ઓળવામાં મશગુલ છે. જાસુસે જઇને ઉપર જોયલું બાદશાહને કહ્યું ડિમારટસ નામનો એક વિશ્વાસઘાતક દેશની-કાલ થયલા ગ્રીક રાજકુમારે ઇરાનની રાજસભામાં આશ્રય લીધો હતો, તેને ઇરાનના બાદશાહે લઢાઈની વખતે ગ્રીકોનું આવું વિ-લાસપણાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં રાજકુમારે કહ્યું કે એ વિસાસપણાનું ચિન્હ નથી. તેઓ પ્રાણપણથી લઢાઈ ક-રશે એ તેના ચિન્હ છે, ગ્રીકોમાં આવો ચાલછે કે કોઇ વિશેષ વિપદમાં પડવાની પેહેલાં તેઓ વાળ ઓળે છે. એ સાંભળીને રાજાએ તેની વાત ઉપર ભરુસો રાખ્યો નહિ. અને વિચાર ક-રવા લાગ્યો કે શું આટલા મુઠીભર સિપાઇયો મ્હારી સામે લઢાઇ કરશે? તેને વિચાર કર્યો કે જરૂર તેઓ ડરીને લઢાઇ કર્યા વગર તાબે થશે અને ઉપર લખેલા ભરુસા ઉપર આધાર રાખીને તેણે બે દિવસ સુધી ગ્રીક સેનાના ઉપર ચઢાઇ કરી નહિ, પરંતુ તે-નાથી પણ ગ્રીકો તાબે થયા નહિ તે જોઇને ત્રીજે દિવસે ઈ-રાનનો બાદશાહ લઢાઈ કરવાને બહાર નિકળ્યો.

ગ્રીકોને હાથે ઘણાક શત્રુ માર્યા ગયા, પરંતુ ઇરાનના બાદ-શાહનું લશ્કર પર્વતની પેઠે દૂર ભેદ્ય ગ્રીક વ્યૂહનું કંઇ પણ કરી

શકયાં નહિ. આ દેખાવથી ઇરાનનો બાદશાહ ક્રોધની ત્રણવેળા સિંહાસન ઉપર ઉથલી પડયો. રાજાએ લશ્કરને પ્રાણપણુની લ-ઢાઈ કરવાનો હુકમ કર્યો, પરંતુ ગ્રીકો પોતાના દેશને માટે-સ્ત્રી પુત્રને માટે—સ્વતંત્રતાને માટે સિંહ પરાક્રમથી લઢતાં હતા, તે પગારના લોભી સિપાઇયો તેઓની સાથે લઢાઇમાં કેમ શક્તિ ધરાવે ? પ્રથમ બે દિવસ લઢાઇમાં ગ્રીકનો જય થયો.

બીજે દિવસે સાંઝે એફિએન્ટસ નામના એક સ્વદેશદ્રો-હિયે ઘણા પૈસાની લાલચથી ઇરાનના બાદશાહને બીજો એક ન્હાનો પ્હાડી રસ્તો દેખાડ્યો ત્રીજે દિવસે સવારના ઝાખા અ-જવાળામાં પ્હાડી રસ્તાના ફોસિયન રક્ષકોએ જોયું કે પ્હાડની ઉપર કોઈ સફેદ રંગનો પદાર્થ ચળકે છે તેઓએ પેહેલાં ધાર્યુ કે પ્હાડ ઉપર ગરમ પાનીનો ઝરો જતો હશે પરંતુ થોડી વા-રમાં હજારો ઇરાનના લશ્કરના સિપાઇયો જોયા, થોડીવાર પછી તેઓ સમજ્યા કે તડકાથી ભાલા ચળકે છે આટલું બધુ લશ્કર જોઇને તેઓએ માર્ગ રક્ષા કરવાની આશા છોડી દઇને મરવાના ભયથી નાસી ગયા તેથી ઇરાની લશ્કરે વગર હરકતે આગળ ચા-લવા માંડયું. લિયોનિડસે સાંભળ્યું કે શત્રુ બીજે રસ્તે ગયા અને આપણા માણુસો નાશી ગયા. હવે આપણી કોઇરીતે રક્ષા થનાર નથી, પરંતુ પોતાની પાસે જેટલા બહાદુર હતા તેઓને કહ્યું કે આ રસ્તે આવતા શત્રુને ઘણી વાર લાગશે તેથી જેઓને નિ-ર્થક મરવું નહિ હોય તેઓએ નાસી જવું. પણ હું તો છલ્લી ઘડી સુધી લઢાઇ કરીશ. પુરોહિત મેજેસટિયસે અમંગળના ચિન્હ જોઇને કહ્યું કે આ લઢાઈમાં પરાજય પામશું. લિયોનિડસ અને તેના બહાદુર ૩૦૦ સ્પાર્ટાનો, ૭૦૦ જોસેપિયન, ૪૦૦ જોવાન અને ૮૦ માઇસિયનના શિવાય બીજા સર્વ માણુસો નાસી ગયા. ઈરાનના બાદશાહનું તે વેળાએ બે લાખ આદમીનું લશ્કર હતું. સ્પાર્ટાના લશ્કરમાં લિયોનિડસના બે સગા રાજકુમારો હતા,તેઓને લઢાઇના મેદાનમાંથી પ્રાણ બચાવવાને માટે લિયોનિડસે બે પત્ર સ્પાર્ટામાં લઈ જવાને આપ્યા, પરંતુ તેમાંથી એક જણે કહ્યુ કે હું લઢાઇ કરવાને આવ્યો છું પત્ર લઈ જવાને માટે આવ્યો નથી, બીજા એક જણે કહ્યું કે હમણા સ્પાર્ટામાં પત્ર લઈ જવાની કંઈ જરૂર નથી, આ-પણા કામથી સ્પાર્ટાના લોકો જાણી શકશે. બે રાજકુમારોમાંથી કોઈ પણ જવાને રાજી થયા નહિ. થોડીવારમાં શત્રુસેના આવી પ્હોંચી

બંનેમાં તુમુલ યુદ્ધ થવા લાગ્યું. થર્માપલિના સાંકડા ન્હાડી રસ્તા ઉપર મ્હોટી લઢાઈ થવા લાગી. ઇરાની બે લાખ માણુસો અને લિયોનિડસના કેટલાક સો માણુસોની સાથે કેટલીવાર લઢાઇ થઇ શકે ? પણુ લિયોનિડસના વીરત્વની પાસે સર્વોએ નમવું પડયું. ઘણાક માણુસો લિયોનિયસે માર્યા પરંતુ અંતે લિયોનિડસ જખમી થયો, તેનું નગર લેવા માટે પ્રબળા વેગથી લઢાઈ થવા લાગી. છેલ્લે થેસેપિયનો સઘળા માર્યા ગયા, થેબાનો ડરીને ઇરાનના બાદશાહનો આશ્રય માંગ્યો, તેઓએ આશ્રય આપ્યો ખરો પરંતુ તેઓના હુકમથી તેઓના શરીર ઉપર " વિશ્વાસઘાતક ".ના નામના વાકયનાં ડાંભ દીધાં.

હવે ફકત સ્પાર્ટાનો રણુક્ષેત્રમાં બાકી રહ્યા તેઓએ સાંઝસુધી ગ્રીકના રણુક્ષેત્રમાં ફક્ત હાથ વગરના મૃત દેહ અને આજુબાજુએ તીર, ભાલા વગેરે હથિયાર શિવાય બીજા જીવિતના કંઇ ચિન્હ નહોતા. ૩૦૦ સ્પાર્ટનોએ વીસ હજાર ઇરાનના લશ્કરના સિપાઇયોને મારીને એકના એક પછી એક જખમી થઇને લઢાઇમાં મરી ગયા.

ઇરાનનો બાદશાહ જયી થઇને પેહેલાં પોતાના લશ્કરના મૃતદેહ લઢાઇના મેદાનમાંથી ઘણુા ખરાં ખાડામાં દટાવી નાંખ્યાં. તેનું કારણુ એ હતું કે કોઇ નહિ જાણે કે ઈરાનના બાદશાહનું ઘણું લશ્કર ૩૦૦ બહાદુરથી મરી ગયું. ત્યારપછી પોતાના અમાત્ય પારિષદ વર્ગને બોલાવીને જયબિંદુ સ્વરૂપ લિયોનિડસનું માથું સર્વની સામે ઝાડની ઉપર લટકાવ્યું.

ગ્રીકોએ પોતાના પરાજયના ચિન્હ સ્વરૂપ તે યુદ્ધ થયા પછી લિયોનિડસના સ્મરણુને માટે તેઓની યશની વાતોથી ભરેલી એક સિંહ મૂર્ત્તિ અને બીજા ચાર હજાર વીર પુરુષની યાદગારી બે દિવસની લઢાઇને માટે કોતરાવી અને એક મીનારો લઢાઇના મેદાનમાં ઉભો કર્યો. સ્પાર્ટામાં પણુ ૩૦૦ સ્પાર્ટાનાના નામ કોતરીને એક મીનારો સ્થાપ્યો, અને એ સર્વ મીનારા ગ્રીક કવિ સાઇમોનિડસની રચેલી કવિતામાં ભૂષિત થયો.

આજે ઘણુા વર્ષો થયા તે સિંહમૂર્ત્તિ, તે મીનારા, તે કોતરેલા અક્ષરો ધ્વંશ થઈ ગયા છે, હમણાં નવી જમીન એટા પર્વત અને ઉપસાગરમાંથી નિકળીને પોતાનું આધિપત્ય સ્થાપન કરીને પ્હોલાઇમાં દેશ વધ્યો છે, હમણાં તે થર્માપલિ પણુ નથી,

પરંતુ લિયોનિસનું અને તેની વીરસેનાનું નામ છે, તેઓની સ્વદેશહિતૈષીતા તેઓની ગૌરવમય પરાજયથી વાતો આજ પણ જગતમાં ઘોષીત થાય છે, તે નાશ પામનાર નથી તેઓની દેશ ભક્તિ હમેશાં કાયમ રહેશે,

---

## દેશભક્ત બળભદ્ર સિંહ.*

સ્પાર્ટાવીર લિયોનિડસ વીરોચિત સ્વાર્થ ત્યાગ અને સ્વદેશપ્રેમ દેખાડીને જેવું જગતના ઇતિહાસમાં પોતાનું નામ સ્વર્ણાક્ષરમાં મુદ્રિત કરી ગયો છે, લિયોનિડસની નિડરતાથી અને સાહસની વાતો સાંભળ્યાથી જડું જડ દેહમાં પણ જીવન સંચાર થાયછે; મ્યારાથન અને થર્મોપલિનું નામ સાંભળીને આજે પણ કેટલા નિર્જીવ પ્રાણમાં જે ક્ષણિક સુખનો સંચાર થાયછે, તેવું થર્મોપલિ ભારતખંડના ભાગ્યમાં પણ થયું હતું. વીરપ્રસવિની ભારતભૂમિ પણ લિયોનિડસના જેવી ખરી વીરની જનની છે, એ વાત આપણા દેશના કેટલા જણા જાણેછે ? ફક્ત એટલુંજ નહિ પણ આજે ૨૫૦૦ વર્ષ થઇ ગયા ગ્રાસ ભૂમિમાં લિયોનિડસે પોતાનો અક્ષય કીર્તિસ્તંભ પ્રકટ કર્યો હતો, પરંતુ ભારતનો લિયોનિડસ ગુરખાવીર બળભદ્રસિંહ ઓગણીસમી સદીનો વીર પુરુષ હતો. હજી ૫૦ વર્ષ પણ પૂરા થયાં નથી. જ્યારે તેણે પોતાના અતુલ વીરત્વથી અંગ્રેજોની સેંકડો ગણી વધારે સેનાને પરાજિત કરીને અંગ્રેજ ઇતિહાસ લખનારની શ્રદ્ધા આકર્ષણ કરવામાં સમર્થ થયો હતો, પરંતુ ભારતવાસી એવાતો ઇતિહાસની ઉપર વીતરાગવાળા છે કે ઘણા થોડા માણસો વીર બળભદ્રની વાત જાણતા હશે.

અંગ્રેજોએ તાબે કરેલો ભારતખંડનો ઇતિહાસ જેઓએ વાંચ્યોછે તેઓ જાણે છે કે ઓગણીસમી સદીની શરૂયાતમાં નેપાલના રાજાની સાથે અંગ્રેજ સરકારની એક લઢાઇ થઇ હતી. શા વાસ્તે લઢાઈ થઇ હતી અને લઢાઇમાં શી શી ઘટના બની હતી તે સર્વ અતિતના અંધારી ખોંમાં છુપાઇ રહેલી છે. અં-

---

* દેશભક્ત લિયોનિડસનું ચરિત્ર આગળ આપવામાં આવ્યું છે તેના જેવો દેશભક્ત નેપાલમાં થઇ ગયો છે. તે આ જગ્યાપર યાદ આવ્યાથી તેથી આર્યવીરનું જીવનચરિત્ર અહિં આપવું ઠીક જાણ્યું.

એજ ઇતિહાસ લખનારઓનું વર્ણન એક તરફી હોયછે. તેના ઉપરથી ખરૂં કારણ અને ખરેખરો બનાવ શોધી કાઢવો મુશ્કેલ પડેછે. નેપાલમાં ઇતિહાસ લખી રાખવાની રીતિ છે કે નહિ તે અમે જાણુતા નથી, ઇતિહાસ લખી રાખવાની રીતિ નહિ હોવી એ વિશેષ અમને સંભવે છે. તેથી તે લઢાઇનો ખરેખરો બનાવ પણ હમેશાંને માટે અતીતના ગર્ભમાં છુપાઈ રહ્યો છે. અને તેની સાથે કેટલા ભારત વીરની શૌર્યની વાતો ચિર વિલુપ્ત થઇ હશે તે કોણ કહી શકશે? અંગ્રેજોના લખેલા ઇતિહાસ વાંચ્યાથી જાણુવામાં આવે છે કે નેપાલિયો કંઇ જેવા તેવા મનુષ્યો નહોતા, તેઓની સાથે લઢવું એ અંગ્રેજોના પક્ષે ઘણું મુશ્કેલ હતું. હિંદુસ્થાનમાં અંગ્રેજોએ ઘણા પ્રદેશોની સાથે લઢાઇ કરીછે પરંતુ કોઈ લડાઇમાં એક પણ અંગ્રેજના લશ્કરના ઉપરીનો નાશ થવાની વાત વાંચવામાં આવી નથી. આ નેપાલની લઢાઈમાં જનરલ ગિલેસ્ટી મરણ પામ્યો છે. કલકતામાં જે મનુમેન્ટ ગડના માઠમાં ઉચ્ચ શિરથી ગર્વની સાથે ઉભેલો છે એ નેપાલ લઢાઈના સેનાપતિ અકટાર્લેનિના સ્મરણુને માટે સરકાર તરફથી થયોછે. ઉપલા અકટાર્લેનિએ પણ નેપાલિ અમરસિંહની પાસેથી ઘણી સજા ભોગવી હતી. આવી રીતે એક બે છુટા અનુમાનના શિવાય અંગ્રેજના લખેલા ઇતિહાસમાંથી ગુરખા વીરપણાની ખરેખરી ઓળખાણ કંઈ મળી શકતી નથી પણ એક સદાશય અંગ્રેજ દેરાદુન મેમોયર્સ નામના પુસ્તકમાં અંગ્રેજોથી દેરાદુન વિજયનું વર્ણન લખવા જતાં એક ગુરખાનું જે વીરત્વનું વર્ણન લખાયું છે તે વાંચ્યાથી જણાય છે કે નેપાલની લઢાઇમાં કેટલી ભારતીય વીરરત્નાવળી લઢી હશે? નેપાલની લઢાઈમાં અમરસિંહ થાપપાનુ નામ અંગ્રેજોના હૃદયમાં ત્રાસ પેદા કરતું હતું. વીર બળભદ્ર અમરસિંહના આધીનમાંનો એક કપતાન, અને તેનો ભતરીજો હતો. દેરાદુનની વ્હાલીની રક્ષા કરવાનો ભાર બળભદ્રસિંહના સ્કંધમાં અર્પિત થયો હતો. દેરાદુન એક પર્વતની માળામાં ઘેરાયલી ઘણી રસાળ વ્હાલીછે. વ્હાલીના દક્ષિણુ તરફ "શિબાલીક" નામની એક ઘણી ઉચી પર્વત માળાછે. ઉત્તરમાં ઉત્તુંગ હિમાચલછે. પૂર્વમાં અને પશ્ચિમમાં પ્હાડોની હાર કિલ્લાની પેઠે શોભા આપેછે. નેપાલિયોની સાથે લઢાઈ કરવાની ઘોષણા થવા પછી થોડી મુદતમાં દેરાદુન વિજય કરવાનો ભાર જનરલ ગિલેસ્પિના ઉપર નાંખવામાં આવ્યો. જનરલ ગિલેસ્પિનું લશ્કર ટિમ્બા અને મોહનપાશ નામના

મ્હાડી ટેકરાની વચમાંથી દેરાદુનમાં પેઠું. અંગ્રેજ સરકાર લઢાઇને માટે સર્વ તૈયારી કર્યા શિવાય આગમજથી લઢાઈ કરવાની વાત કરતા નથી, પરંતુ બેવકુફ ગુરખા પતિએ આટલા દિવસ સુધી સ્તોક વાકયથી ભૂલમાં સલાહ કરવાની વાત સાંભળતો હતો, તેથી લઢાઇને માટે સંપૂર્ણ રીતે તૈયાર થઈ શકયો નહિ. વીર બળભદ્રના આધીનમાં બાળક બાળિકા અને સ્ત્રિયોની સંખ્યા પકડવામાં આવે તો સર્વ મળીને ચારસો પ્રાણીથી વધારે માણસ નહોતા. આવી હાલતમાં અંગ્રેજ લશ્કરની સાથે મોહનપાશની તરફથી લઢાઇ કરવી એ તેણે શ્રેયષ્કર નહિ સમજીને તેણે પોતાનાં લશ્કરની સાથે દેરાદુનના પૂર્વ તરફના એક ન્હાના મ્હાડની ટોચ ઉપર આશ્રય લીધો. તરત જલદીથી રાત્રદિવસ મેહેનત કરીને પથ્થર ગોઠવીને અડધો કિલ્લો બનાવ્યો. ચારે બાજુએ દિવાલ થતાં થતાંમાં ૩૯૧૩ અંગ્રેજનું લશ્કર આવીને છાવણી કરી. ૨૪૭ ગોલન્દાજ, ૫૩ નંબરની મહારાણી નામની રેજિમેન્ટ (૭૯૫) દેશી પેદલ લશ્કરના ૬, ૧૭ અને ૭ મી રેજિમેન્ટની પેહેલી બાટાલિયન (એકંદર ૨૩૪૮ માણસો) પ્રથમ ચાલનારી સેનાના ૧૩૩ માણસો, ૧૯ રતલ ગોળા ફેકનારી બે તોપ, ૬ રતલ ગોલ ફેકનાર ૮ તોપ અને ૪ હાઉ ઇન્જર સર્વ મળીને ૨૨ તોપ સાથે લઇને દેરાદુનમાં મ્હોટી છાવણી નાંખી. ગિલેસ્પિએ ઘણી મુશ્કેલથી શત્રુની શોધ કાઢીને પોતાના આધીનમાંના એક કર્નલને તેઓની સાથે વાતચીત કરવા મોકલ્યો. કેવા કેવા કરારથી શત્રુઓ અંગ્રેજની પાસે બંધી થવાને રાજી છે તે જાણવાને માટે કર્નલ મલિને હુકમ થયો, ૮૦ ગુરખા સિપાઇયો, ૩૧૬૩ અંગ્રેજના લશ્કરના માણસો અને ૨૨ તોપની સામે થવાને વળી હિમ્મત કરશે એ જનરલ સાહેબની સ્થૂલ બુદ્ધિમાં એકેવાર આવ્યું નહિ. મલિએ ચીઠી લખીને બળભદ્રને અંગ્રેજનું શરણ લેવાને કહ્યું. વીર બળભદ્રને અંગ્રેજની ચીઠી મળતાની વાર તેના સેંકડો તુકડા કરીને નાંખી દીધી અને કહી મોકલ્યું "બોલો કર્નલ સાહેબ કે સાથ હમ જલદી મિલેગા."

કર્નલ મલિ બળભદ્રના આવા આચરણથી ચમકયો. તેણે ધાર્યું કે બળભદ્ર કંઈ પણ ગડબડ નહિ કરતાં આપણા કોમળ કરમાં આત્મ સમર્પણ કરશે. તેમ થયું નહિ. તેથી મલિએ પેહેલાં કેટલીક વાર તોપના અવાજ કર્યા, ત્યાર પછી કિલ્લાની ત-

રફ ધ્યાન લગાડીને જોવા લાગ્યો. જોયાથી જણાયું કે બળભદ્ર બાળક નથી. એકદમ ચઢાઈ કર્યાથી લઢાઇમાં જય મેળવવો અસંભવીતછે એમ જાણ્યું. સારો બંદોબસ્ત કરવાની તૈયારી કરવા લાગ્યો. બે દિવસ પછી ૨૫ મી અકટોમ્બરે ગિલેસ્પિ પોતે લઢાઇના મેદાનમાં આવ્યો, આવતામાંજ કિલ્લા ઉપર ચઢાઈ કરવાને આગળ ધસ્યો. આખા બ્રિટિશ લશ્કરને ચાર ભાગમાં વેંહેંચી નાખવાનો હુકમ કર્યો. ચારે બાજુએ ગુરખા કિલ્લાને ઘેરી લેવાનો બંદોબસ્ત થયો. ૩૧ મી તારીખે કાલુંગાના કિલ્લાથી ૬૦૦ વારને છેટે અંગ્રેજ લશ્કરે તોપ ગોઠવી. ગુરખાના કિલ્લા ઉપર અનવરત ગોળાની વૃષ્ટિ થવા લાગી. ૮૦ ગુરખાનું લશ્કર અને ૩૦૦ ગુરખા બાળક વૃદ્ધ અને સ્ત્રિયો કિલ્લાની દિવાલને દુરૂસ્ત કરવામાં મંડેલા હતા. છેલ્લે ચુટી કાઢેલા ૨૭૩૭ માણસો ૪ ભાગમાં વેંહેંચાઇને ૪ જગ્યા ઉપરથી કિલ્લાની તરફ ધસ્યા. ગુરખાઓ શત્રુસેનાને આગળ આવતી જોઇને ખરેખરા પરાક્રમની સાથે મ્હોટા મ્હોટા પથ્થરા તેઓની ઉપર વરસાવવા લાગ્યા. અંગ્રેજોનું લશ્કર પથ્થરને મારે ઘણું વ્યાકુલ થઈ ગયું. પરંતુ જે વીર્યની પાસે ભારતભૂમિ પદાનત થઇછે, તે વીર્ય પથ્થર વર્ષણથી મુઝાયું નહિ. અંગ્રેજ લશ્કર સર્વ પ્રકારની હરકતને અતિક્રમ કરીને ઘણી બહાદુરીની સાથે કિલ્લાની દિવાલની પાસે આવ્યું. પર્વત પાર થયા તેથી પથ્થરનો વરસાદ બંધ થયો; ગુરખાઓ કિલ્લામાં જતા રહ્યા, અંગ્રેજસેના કિલ્લાની દિવાલને ઉલ્લંઘન કરવાનો ઉપાય સોધવા લાગી. ઘણાક ઉપાયો ધાર્યા પછી જોયું કે સિડી વગર દિવાલ પાર થવી મનુષ્યના પક્ષે મુશ્કેલ છે. તેથી સેના વિચાર કરતી ઉભી રહી. એક ટોળું સિડિની શોધમાં ચાલ્યું. તે વેળાએ ગુરખાઓએ લાગ જોઇને પોતાની છુપાવેલી તોપ છોડવા લાગ્યા. તેથી અંગ્રેજનું લશ્કર ત્રાસ પામ્યું. એક એક તોપના ગોળાથી ઘણા માણસો મરવા લાગ્યા. એક એક બાજુ બળીને ગગન મંડળ ભેદી નાંખીને ગુરખાના ગોળા જવા લાગ્યા. અંગ્રેજનું લશ્કર તેથી ઘણી વિપદ્દમાં પડયું. આવા બનાવથી થોડા વખતમાં ઘણું લશ્કર માર્યું ગયું. ત્યાર પછી થોડી વારે સિડિ આવી પ્હોંચી. પરંતુ સિડિ ઉપરથી દિવાલ ઉપર જવાની કોઇની પણ હિમ્મત થઈ નહિ. લજ્જાથી અને અપમાનથી અધીરો થઇને લેફ્ટંટ એલિસ સિંહવિક્રમની સાથે

સિડિ ઉપર ચઢીને દિવાલ ઉપર ગયો. જતા વારમાં તરત ગુરખાએ નીચે હડસેલી મૂકયો. હવે કોઇએ ઉપર ચઢવાની હિમ્મત કરી નહિ તેથી આક્રમણકારી સેના પાછી ફરીને એક ગામમાં આશ્રય લીધો. સિડિને તે ગામમાં ધાસની સાથે બાળી નાંખી. ગિલેસ્પિ લજ્જાથી અને અભિમાનથી માથુ કુટવા લાગ્યો. આટલી થોડી જંગલી ગુરખાની ટોળીના હાથથી પરાજયના કરતાં પોતાનું મરણ વધારે શ્રેયસ્કર સમજવા લાગ્યો. એવી વખતે બીજી એક લશ્કરની ટુકડીએ આવીને બળ આપ્યું. તેથી સેનાપતિએ સિંહના જેવી ગર્જના મારીને પાછી કિલ્લા ઉપર ચઢાઈ કરી. ચાર રતલ અને છ રતલની તોપો પર્વત ઉપર ચઢાવાનો હુકમ આપ્યો. સેનાપતિના ઉત્સાહથી લશ્કર પાછું તેજવાળું થયું. કિલ્લાની સામે એક વાંશનો દરવાજો હતો, તે તરફ અંગ્રેજનું લશ્કર દોડવા લાગ્યું, અને તે તરફ તોપ લઇ જવા લાગ્યા. ઉત્સાહની સાથે દોડતા દોડતા દરવાજાથી ૩૦ વારને છેટે આવીને અંગ્રેજનું લશ્કર શું જોઇને સ્તંભિત થઇને ઉભું રહ્યું, તેથી લઢાઈ કરી નહિ. સેનાપતિયે ઘણું સમજાવીને કહ્યું પણ લશ્કરે લઢાઇ કરી નહિ. પેલી બાજુએ ગુરખાઓએ આટલી વારમાં તોપ અંગ્રેજી લશ્કરની સામે ગોઠવી મૂકી, અંગ્રજોને આગળ વધતા જોઇને આ વેળાએ ઘણી બહાદુરીથી તોપો છોડવા લાગ્યા. એક એક અવાજમાં ઘણા માણસો મરવા લાગ્યા. એક ગોળો આવીને ગિલેસ્પિની છાતીમાં લાગ્યો તેથી તે હમેશાંને માટે ધરાશાયી થયો. અંગ્રજોએ જોયું કે આજે કિલ્લાને જીતી લેવો મુશ્કેલછે તેથી લાચારીથી પરાજય માનીને પાછા ફર્યા. પેહેલી ચઢાઇમાં ૮૦ ગુરખાના લશ્કરથી વીર બળભદ્ર સિંહે અંગ્રેજ ૧૫૫૦ યોદ્ધાને પરાજય પમાડયા અને સર્વે ૩૬૧૩ માણસોના મ્હોં ઉપર ચુનો અને શાહીનો ડાગ લગાડયો.

અંગ્રજો પાછા ફર્યા; સંખ્યામા સેંકડો ગણા વધારે હોવા છતાં બળભદ્રસિંહની સાથે લઢી શકયા નહિ. ગિલેસ્પિ માર્યો ગયો, અને બીજા ૪ જણા ચિન્હ સેનાના ઉપરી માર્યા ગયા, ૨૧ જણુ અચિન્હિત સેનાના અને ૨૧૩ સિપાઈયો લઢાઇના મેદાનમાં હમેશાંને માટે સુતા. યુદ્ધના પ્રકોપની વેળાએ ૧૦૦ ઘોડેસ્વાર સિપાઈયોએ મુશ્કેલ રસ્તા ઉપર ચઢવાને અધરૂં જાણ્યાથી ઘોડા પરિત્યાગ કરીને પેદલથી લઢાઇ કરી હતી તેઓ-

માંથી પણ ૫૦ સિપાઇયો મરી ગયા. ઘણા થોડા ગુરખા સિપાઇયોની પાસે એક દેશી સેના નાયકની પાસે અંગ્રેજ પરાભવની આવી ગૌરવજનક વાત સાંભળવાંમાં આવી નથી. પરંતુ ત્યાર પછી આ સંગ્રામમાં જે થયું હતું તેની તુલનામાં ઉપલા પરાભવની વાત કંઈ પણ નથી.

ગિલેસ્પિના મરણ બાદ કર્નલ મલિ અંગ્રેજોની સેનાનો નાયક થયો. લઢાઈ પૂરી થયા પછી લઢાઇના મેદાનની પાસે રહેવું એ અવિચેનનાનું કામ સમજીને ત્વરિત પગલે દેરાદુનમાં પાછો આવ્યો. અને દિલ્લીમાં સમાચાર મોકલ્યા કે શત્રુના કિલ્લાની દિવાલ ભાગવાને માટે બીજી મ્હોટી તોપ નહિ મોકલ્યાથી કિલ્લાનો જય કરવો અસંભવીતછે. ખબર મળતાંજ હારેદોર તોપ સાંકળથી બાંધીને દિલ્લીથી દેરાદુનની તરફ મોકલાવી. કર્નલ તોપની વાટ જોતો બેસી રહ્યો. એક મહીના સુધી લઢાઈ બંધ રહી. ૨૪ મી નવેમ્બરે તોપ દેરાદુનમાં આવી! કર્નલ તરત તેને નિયમસર ગોઠવીને શત્રુના કિલ્લા ઉપર અગ્નિનો વરસાદ વરસાવવા લાગ્યો. ૧૮ રતલના ગોળા ફેંકનારી તોપો કિલ્લાની દિવાલથી ૩૦૦ વારને છેટે ગર્જન કરતી એક એક મીનીટમાં દશ વાર ગોળા ફેંકવા લાગી. વગર મજબુતીવાળી કિલ્લાની દિવાલ તે ગોળાના આઘાતથી જલદી ભાગી ગઈ. પરંતુ પેલી બાજુએ કિલ્લાના રખેવાળ ગુરખા આળસુ બેઠાં નહોતા. જેમ જેમ દિવાલ ભાગતી ગઈ તેમ તેમ તરત તેઓ આંખના પળ પડતામાં ભાગેલી દિવાલની સામે નવી દિવાલ તૈયાર કરીને શત્રુઓને વ્યર્થ મનોરથ કરવા લાગ્યા. પરંતુ ઘણા થોડા ગુરખા હોવાને લીધે અને આવો પરિશ્રમ કરવાને લીધે થોડી વારમાં તેઓ થાકી ગયા. પેલી બાજુએ દુર્જ્જય લોહનિર્મિત થકાવટ વગરની તોપ અવિશ્રાંત ગોળા વરસાવવામાં એક પળને માટે પણ થાકતી નહોતી "બે દિવસ સુધી ગુરખાઓ તોપની સામે ઘણી બહાદુરીથી લઢયા પછી છેલ્લીવારે લઢી શક્યા નહિ." દિવાલનો એક હિંસો ભાંગી પડ્યો. તેઓથી તે નવો થવાનો વખત મળ્યો નહિ. અંગ્રેજી સેનાના નાયક શત્રુની દિવાલની એક જગ્યા ભાગેલી જોઇને ખુશી થયો. ભાગેલી જગામાંથી હવે પોતાનું લશ્કર લઈ જવાનું નક્કી કર્યું. એક મુઠીભર ગુરખાએ દિવાલની પછવાડે લઢાઈ કરીને અંગ્રેજ સેનાને પરાજય પમાડીછે, તે પડતો

તોપની મદદથી જતું રહ્યું છે, કર્નલે વિચાર કર્યોછે, ૭૦-૮૦ ગુરખાઓ સંમુખ યુદ્ધમાં ૪૦૦૦ સુસજ્જિત સેનાની મેહેનતને કદી પણ તોડી શકશે નહિ. બીજે દિવસે કિલ્લામાં જવાનું નક્કી કર્યું.

વીર બળભદ્ર પણ પેલી બાજુએ સુસ્ત બેઠો નહોતો. દિલ્લીથી આવેલી તોપો તેને ઘણી અકારી થઈ પડી હતી. એક સરખા ગોળાની વૃષ્ટિથી ભાગેલી દિવાલને દુરૂસ્ત કરવાને માટે તેના મુઠીભર સિપાઇયો ઘણી મેહેનત કરતા જોઇને તેના પ્રાણમાં વિચારનો સંચાર થયો. આવી હાલતમાં સેના વધારે દિવસ કામ કરી શકશે નહિ. તે સારી પેઠે સમજ્યો. તેથી જલદીથી એક ઉપાય મુકરર કરવો એવું તેણે જાણ્યું. વિચાર કરીને વીર બળભદ્રે નક્કી કર્યું કે અંગ્રેજની તોપોને લીધા શિવાય બીજો કંઇ ઉપાય નથી. પરંતુ ૪૦૦૦ માણસના હાથમાંથી મ્હોટી તોપો ઝુટાવી લેવી એનો ૭૦ માણસનાં પક્ષે કેવી રીતે સંભવ થઈ શકે. પરંતુ ખરેખરા વીર પુરુષો કંઈ હરકત તથા વિઘ્નથી પાછી પાની ભરતા નથી. વીર બળભદ્રે ઉપાય નક્કી કર્યો. જે દિવસે દિવાલ ભાગી તે દિવસે બળભદ્રે નક્કી કર્યું કે આજની અંધારી રાતે ૩૦-૪૦ બહાદુર ગુરખાને સાથે લઇ જઇને અંગ્રેજોની તોપને આક્રમણ કરવી. અને થોડી વારમાં તોપની પાસે જઇને તોપોને વગર કામની કરી નાખવી. રાતના અંધકાર અને અતર્કિત આક્રમણ તેની અભીષ્ટ સિદ્ધિને માટે ઘણા જરૂરના થઈ પડ્યા. વીર બળભદ્રે બધા લોકોની સલાહ પૂછીને નક્કી કર્યું અને અંધારી રાતની વાટ જોતો બેઠો.

અંગ્રેજની છાવણીમાં આજે આનંદની લહેર આવી રહીછે. શત્રુના કિલ્લાની દિવાલ ભાગી છે. થોડીવારમાં કિલ્લો અંગ્રેજોને તાબે થશે, તેથી લઢાઈ બંધ થશે, એવો વિચાર કરીને અંગ્રેજ સૈનિક ઓહોદારોના મનમાં મહાનંદનો સંચાર થયોછે. દારૂ અને ખુશીની ઘટા થઈ રહેલી છે. કાલે લઢાઇમાં કોણ કેવી રીતની બહાદુરી દેખાડીને ગૌરવ અર્જ્જન કરશે તેનીજ વાતચીત ચાલેછે. સર્વે પોતપોતાના કામનો વિભાગ કરી લેછે. અંધારી રાતે કિલ્લાની ઉપર ચઢાઈ કરવાનું નક્કી થયું છે. જો શત્રુઓને ઊંઘેલી હાલતમાં મળવામાં આવે તો કિલ્લાનો જય કરતા જે મારમારી અને કાપા કાપી થવાની સંભાવના છે. તેના હાથથી બચવામાં આવે. તેથી અંગ્રેજની છાવણીમાં આજે જેમ એક

બાજુએ આનંદનો અવાજ થઈ રહ્યોછે તેમ સર્વે નિસ્તબ્ધથી લઢાઇને માટે તૈયારી કરેછે. જેમ વીર બળભદ્ર એક બાજુએ રાતની વાટ જુએછે તેમ કર્નલ મલિ પણ ઔત્સુક્યની સાથે રાતને માટે વાટ જોવા લાગ્યો.

મુકરર કીધેલો વખત આવ્યો વીર બળભદ્ર બિછાનામાંથી ઉઠીને મુકરર કરેલી જગ્યાપર ગયો. ત્યાં જઇને જુએછે તો સઘળા સાથીઓ તૈયાર થઇને ઉભા છે. જતાને વાર નિઃશબ્દથી કિલ્લાનો દરવાજો ઉઘાડીને પર્વતની નીચે ઉતરવા લાગ્યા. થોડી વારમાં ઘણો રસ્તો કાપ્યો. ચારે બાજુએ ઘણું અંધારૂં હતું. કોઈ વસ્તુ દેખાતી નહોતી. સામી તરફના, પછવાડેના સર્વ પદાર્થ ગાઢા અંધારામાં નિમગ્ન હતા. ઝાડપાન કંઈપણ નજરે પડતા નહોત. કેવળ આકાશમાં એક બે તારા શિવાય બીજું સર્વ અંધારૂં જણાતું હતું. સઘળી પ્રકૃતિ નિદ્રિત હતી એવી વખતે વીર બળભદ્ર પોતાનું ધારેલું કામ બજાવવાને માટે અંગ્રેજની છાવણી તરફ આગળ થવા લાગ્યો, થોડેક છેટે જતામાંજ તે સામે શું થાયછે તે જાણે જોઈ શક્યો હોય તેમ જરા થોભી વિચાર કર્યો પર્વતવાસી ચતુર ગુરખા અંગ્રેજોની ચાતુરી સેહેલાઈથી સમજી શક્યા. કિલ્લાની દિવાલ ભાગી છે તેથી અંગ્રેજ સેના ભાગેલી જગ્યાપરની અંધારી રાતે અતર્કિત ભાવથી કિલ્લામાં પ્રવેશ કરીને ઊંઘેલા ગુરખાઓને કાપીને કિલ્લો જય કરશે એ વાત તેઓએ પળમાં સમજી લીધી. મનમાંને મનમાં કહેવા લાગ્યા કે આવી રીતે કિલ્લો તાબે કરી લેવાનો યત્ન કરવાથી કેવી મજા પડેછે તે એઓને દેખાડવું જોઇયે; પાસેના અનુચરને કહ્યું કિલ્લામાં જઇને સર્વ સેનાને તૈયાર થઈ રહેવાને કહી આવો, અંગ્રેજ ઘણી ચાલાકી રમેછે, તે સાંભળીને અનુચર દોડતો કિલ્લાની તરફ ગયો. વીર બળભદ્રે પોતાની સેનાના સિપાયોને પ્હાડને ટેકો દઇને નિસ્પંદ ભાવથી ઉભા રહેવાને કહ્યું. પ્હાડને ટેકો દઇને ગુરખા ઉભા રહ્યા, તે ગાઢા અંધકારમાં બળભદ્રના અનુચરો પર્વતના અંગમાં મળી ગયા. પેલી બાજુએ અંગ્રેજ સેના મનના આનંદથી ઉત્સાહની સાથે પ્હાડ ઉપર ચઢવા લાગી. પેહેલો સિપાઈ જ્યારે બળભદ્રની પાસે પ્હોંચ્યો કે તરત સુતીક્ષ્ણ કુહાડીના ભીષણ પ્રહારથી તે નિઃશબ્દથી હત થયો. બળભદ્રના અનુચરોએ આંખની પળ પડતામાં તે શબદેહને ખા-

ડામાં નાંખી દીધું. પેહેલાં સિપાઇના પછી બીજા સિપાઇને પણ આવીજ રીતે માર્યો. બળભદ્રે આવી રીતે ઘણાક સિપાઇયોને નિઃશબ્દથી મારી નાંખ્યા. ઘણુંક લશ્કર આવીરીતે હત થયું. કર્નલ મલિના મનમાં મ્હોટા સંદેહનો સંચાર થયો. તેની ગણતરીને અનુસારે થોડીવારમાં કિલ્લામાં તેનું લશ્કર જાત પરંતુ તેણે જોયું કે ઘણું લશ્કર કિલ્લાની તરફ અગ્રસર થયુંછે ખરૂં તોપણ કિલ્લામાં પ્હોંચવાંનો સંકેત કોઇએ પણ કર્યો નહિ. તેથી તે વધારે સંદેગ્ધચિત્તવાળો થઈ પડયો. અને લશ્કરને કિલ્લાની તરફ જવા દીધું નહિ. વીર બળભદ્રે જોયું કે હવે અંગ્રેજો આવતા નથી. થોડો વખત વાટ જોઈ પણ કોઈ આવ્યું નહિ. એટલીવારમાં સવાર પણ થઈ તેથી કિલ્લાની બહાર રહેવું અનુચિત જાણીને સંગીઓની સાથે કિલ્લાની તરફ પાછો ફર્યો. કિલ્લામાંના ગુરખાઓ સેનાપતિની ચતુરાઈ અને સાવચેતતાની વાત સાંભળીને હસવા લાગ્યા. બળભદ્રે કિલ્લામાં જઇને અનુચરોને એકઠાં કર્યા અને અંગ્રેજો થોડીવાર પછી કિલ્લા ઉપર હુમલો કરશે એ સર્વને કહી દીધું, અને કેવીરીતે કિલ્લાની રક્ષા કરવી જોઇયે તેનો પણ ઉપદેશ આપ્યો. તે વેળાએ કિલ્લામાં ફક્ત સબળ શરીરના સિપાઇયો ૮૦ થી વધારે નહોતા; તેઓની સ્ત્રી પુત્ર લઇને સર્વ સમેત ૩૦૦–૩૫૦ પ્રાણી તે કિલ્લામાં હતા. બળભદ્રે બંદોબસ્ત કર્યો હતો કે પ્રત્યેક ગુરખા સિપાઇયોને મદદ કરવા માટે તેના બાયડી છોકરાંએ કામ કરવું જોઇયે. પતિ લઢાઈ કરે ને પત્ની તેને ભુખની વેળાએ ખોરાક આપે, તૃષ્ણાની વેળાએ પાણી પણ આપે. પિતા લઢાઇ કરે ને પુત્ર તેને હથિયાર વગરનો જુએ તો હથિયાર આપે, દારૂગોળો વગેરે આપે. આવી રીતનો બંદોબંસ્ત કરીને ૭૦–૮૦ ગુરખા પરિવાર અંગ્રેજની અસંખ્ય સેનાની સાથે લઢાઇને માટે સજ થઇને શત્રુની વાટ જોતા બેઠા. તેઓની ઘણીવાર સુધી વાટ જોવી પડી નહિ. સૂર્યોદયની સાથે કર્નલ મલિ રાતનો બનાવ થોડી વારમાં સમજ્યો. શત્રુઓ હિમ્મતની સાથે કિલ્લો છોડી દઇને સેનાની સાથે સામે લઢાઈ કરશે એ તેની કલ્પનાથી અતીત હતું તે ગુરખાઓની કાર્ય તત્પરતા જોઇને આશ્ચર્ય થયો, બીજી બાજુએ પોતાની સેનાના સિપાઇયો મરી ગયાથી વધારે ક્રોધાયમાન થયો તેથી લશ્કરને વગર થકાવટથી પર્વત ઉપર ચઢી જવાનો હુકમ કર્યો. તરત પ્હાડી રસ્તાની બાધાવિઘ્ન

તુચ્છ કરીને અંગ્રેજ સેના શત્રુના કિલ્લાની તરફ જવા નિકળી. જોતાં જોતાંમાં તો ગુરખાઓએ કિલ્લામાંથી તેઓને આવતા જોયા, તરત ગુરખાઓ પોતાની તોપો ગગનમંડળ વિદીર્ણ કરીને અંગ્રેજ સેના ઉપર ગોળા વરસાવવા લાગ્યા. પરંતુ અંગ્રેજસેના તેનાથી ભાગી ગઈ નહિ, જેઓ પડી ગયા તેઓને કચરીને, જેઓ જખમી થયા તેઓના દુઃખને નહિ ગણુકારતા સેના અમિતવેગથી કાલુંગાની તરફ દોડી. થોડીવારમાં અંગ્રેજસેના કિલ્લાની દિવાલની સામે આવી પ્હોંચી.

૫૩ નંબરની રેજિમેન્ટનો ઉપરી ઇંગલાબિ આટલીવારસુધી ઘણી બહાદુરથી બીજી સેનાને સાથે લઇને કિલ્લાની તરફ આવતો હતો. દિવાલની પાસે આવવાની પેહેલાં ગુરખાનો ગોળો તેની છાતીમાં વાગ્યો, તેથી તેનું શરીર લથરી પડયું, તેથી તે લશ્કરની પછવાડે રહ્યો. તેની જગ્યાપર કંપતાન ફુલમેટન આવ્યો પરંતુ ભાગેલી દિવાલની પાસે આવતામાંજ તેનું મરણ નીપજ્યું. ગોળાને મારે કોની મગદુર કે ભાગેલી દિવાલની અંદર જાય. લેફ્ટેંડ હારિંગ્ટન અસીમ સાહસની સાથે ભાગેલી જગ્યા ઉપર ચઢ્યો, પરંતુ તરત તેને બીજા કોઇએ જોઓ અને તેથી તેના શરીરના સેંકડો તુકડા થઇને હવામાં મળી ગયા. ૫૩ નંબરની રેજિમેન્ટના કેટલાક સોલજરો હારિંગ્ટનની પછવાડે પછવાડે ભાગેલી જગ્યાપર ચઢયા. તેની પછવાડે બીજા સિપાઇયો પણ ગયા, પરંતુ કોઇ કંઇ કરી શકયાં નહિ. તે ગોળાની વૃષ્ટિમાં કોણ ઉભા રહી શકે? ત્યારપછી ગુરખા અલક્ષિત હાથથી અસ્ત્ર ફેંકવા લાગ્યા અને હથિયારથી મારવા લાગ્યા તેથી ઘણા માણસો નાશવા લાગ્યા. કર્નલમલિએ જોયું કે હવે આહિં રહ્યાથી લશ્કર ઘણું કપાઇ મરશે તે શિવાય બીજું કંઇ ફળ ઉત્પન્ન થશે નહિ, તરત લડાઇનું મેદાન છોડવાનો હુકમ કરીને બિગલ વગાડયું. અંગ્રેજ સેના તે જગ્યા છોડીને દોડતી નાસવા લાગી. વીર બળભદ્રનો પાછો જય થયો. અંગ્રેજને મ્હોંએ ફરી ચુનો અને શાહી લાગ્યાં. લઢાઇમાં ૫ જણ ચિન્હિત સૈનિક હોદ્દેદાર માર્યા ગયા અને ૭ જણ જખમી થયા. ૩૩ સિપાઇયો મરી ગયા અને ૬૩૬ સિપાઇયોનો કંઈ પતો લાગ્યો નહિ. દરેક ગુરખા વીરે સરાસરી ૯ શત્રુને મારીને કિલ્લાની રક્ષા કરી. આવી રીતનું વીરત્વ ભારતવાસીમાં અને ભારતભૂમિમાં હતું. આ વાતનો વિચાર કર્યાથી પણ આનંદ થાયછે.

ગુરખા વીરોએ અત્યુદ્‌ભુત સાહસ અને વીરપણાથી અંગ્રેજોના પ્રચંડ આક્રમણથી પોતાની રક્ષા કરી. અંગ્રેજ સેનાપતિ ગુરખાઓનું વીરપણું, બહાદુરી અને ઉદ્યમ જોઇને આશ્ચર્ય પામ્યો. હાલની ઓગણીસમી સદીની શરૂવાતમાં સુસજ્જિત સેંકડો ગણા વધારે સિપાઇયો અને તોપ તથા બંદુકના ગોળા ગોળીના ઉપર ૭૦-૮૦ ગુરખા કુટુંબે જય મેળવ્યો એ જોઇને સેનાપતિ હતબુદ્ધિ થઇ ગયો. પ્રાચીન ઇતિહાસમાં જ્યારે દારૂ ગોળા તોપ બંદુકનો પ્રચાર થયો નહોતો, ત્યારે આવા અદ્‌ભુત વીરત્વનો અભાવ ન હોતો એ ખરૂં છે; જ્યારે બાહુબલ અને હથિયાર ફેંકવાનીં કૌશલતા ઉપર યુદ્ધ જય કરવાનો સઘળો આધાર રખાતો હતો, ત્યારે કોઈ કોઇ વીરપુરુષોએ ઘણા બાહુબલથી અને યુદ્ધ શિક્ષણથી થોડા સિપાઇયો સાથે લઇને અગણ્ય સેનાને હરાવી મૂકી હતી એ ખરું છે, લિયોનિડસ અને તેના ૩૦૦ સાથી સ્પાર્ટાનવીરોએ પોતાના બાહુબળથી ઇરાનના બાદશાહની સમુદ્રના જેવી મ્હોટી સેનાને હફાવી મૂકી હતી. એ ખરુ છે-પરંતુ આજે, જ્યારે દારૂગોળાની પાસે અસ્ત્ર શિક્ષા કૌશળ કામ લાગતું નથી, અને બાહુબળ પણ કામે લાગતું નથી. જ્યારે ન્હાના બાળકના હાથે બંદુમાં ફેંકેલી ગોળી મહાવીરની છાતીમાં લાગ્યાથી તે પણ મરીજાય છે, જ્યારે મમતા વગરના, દયા દાક્ષિણ્ય વગરનાં સીસા અને લોઢાની ગોળીના ઉપર જય પરાજય. આધાર રાખે છે,-કેવી રીતે આજે ૭૦-૮૦ ગુરખા કુટુંબોએ કીચડથી કરેલી દિવાલની પછવાડેથી અસંખ્ય અંગ્રેજ લશ્કર અને મ્હોટી મ્હોટી તોપના ઉપર જય મેળવવાને અસમર્થ થયા એ સેનાપતિના ધ્યાનમાં આવી શક્યું નહિ. પોતાનું ઘણું લશ્કર મરી ગયાથી તે ડરવા લાગ્યો કે હવે સામે લઢાઈ કરવી નહિ પણ બીજો કંઇ ઉપાય શોધવો જોઇયે.

ગુરખાઓનો કિલ્લો એક ઘણા ઉચ્ચા પ્હાડના શિખર ઉપર હતો. કિલ્લાથી એક માઇલને આસરે પશ્ચિમ દક્ષિણમાં તે પ્હાડનોજ એક ન્હાનાથી ન્હાના શિખર ઉપર એક ન્હાનો ઝરો હતો. તે ઝરાનું નામ "નાલાપાનિ" હતું. એ નાલાપાનીમાંનું પાણી ગુરખાઓ પોતાને માટે લઇ જતા હતા. કિલ્લાની પાસે તે ઝરા શિવાય બીજો કોઇ ઝરો અથવા તલાવ નહોતું. અંગ્રેજોએ જોયું કે વીરત્વમાં, સામેના યુદ્ધમાં ગુરખાઓને પરાજય પમાડવા ઘણા મુશ્કેલછે. પરંતુ જો કોઈ રીતે નાલાપાનીના

પાણીથી ગુરખાઓને રોકવામાં આવે તો થોડીવારમાં તરસને મારે ગુરખાઓ આપણે તાબે થશે. ઝરાથી ગુરખાઓને રોકવા એ અંગ્રેજને પક્ષે મુશ્કેલ નહોતું. ત્યાર પછી ઝરા પાસેની ઝાડપાનથી ઘેરાયલી જગ્યામાં અંગ્રેજ સેના રહેવા લાગી.—જો કોઈ ગુરખો પોતાની ઘણી બહાદુરી દેખાડીને ઝરાની પાસે આવે તો તેને તરત બંદુકથી ગોલી મારવી એ લશ્કરનું કામ રહ્યું. આવીરીતે અંગ્રેજનાં લશ્કરે ઝરામાંથી પાણી લાવવું એ ગુરખાઓને પક્ષે અસંભવીત કરી મૂક્યું. જેમ એક બાજુએ ઝરાના ઉપર અનવરત ગોળાગોળીનો વરસાદ વરસાવવા લાગ્યો, તેમ બીજું બીજુએ પ્હાડને અંગ્રેજના લશ્કરે ઘેરી મૂક્યો. જગે જગે સિપાઈઓ રાખ્યા કે જેથી કિલ્લામાં પાણીનું એક ટીપું પણ જવું એકીવારે અસંભવ થઈ જાય.

ગુરખાઓની છાવણીની અવસ્થા ઘણી સારી નહોતી. અંગ્રેજોની બે ચઢાઇયોથી, પરાજય પમાડવાથી ગુરખા વીર થાકી ગયા હતા. ભીમનાદ, પ્રભુત પરાક્રમ સિંહની સાથે અમિત જયી વીર્યવાન કોઈ મનુષ્યનું યુદ્ધ થયાથી જેમ જયી મેળવ્યા છતા તે શૂર અક્ષત શરીરે પાછો ફરતો નથી, ઉલટો લોહીવાળા શરીરે અને થાકેલા તેને તે લઢાઇમાંથી પાછું આવું પડેછે. તેમ ગુરખાઓની પણ હાલત થઈ હતી. જે વખતે ગુરખાઓ. દિવાલને પાર થવા સારૂ અંગ્રેજ સેનાને રોકતા હતા, તે વખતે અંગ્રેજોની બંદુક અને તોપમાંથી જે ગોળા ગોળી નિકળતા હતા. તે છતાં દિવાલ દુરૂસ્ત કરવામાં મંડેલા હતા. અને અંગ્રેજોની હજારો બંદુક હજારો મ્હોંમાંથી તે વખતે ગુરખાઓના કિલ્લાની ભાગેલી દિવાલમાં જતી હતી, અંગ્રેજોની તોપો તે વેળાએ સેંકડો મ્હોંએ ગગન મંડળને કંપાયમાન કરતી, સેંકડો ગોળા તે ભાગેલી દિવાળમાં જઇને ગુરખાઓને કિલ્લામાંથી ઉડાડી મૂકતા હતા. અંગ્રેજના ગોળા ગોળિયોથી તે ન્હાના કિલ્લાની જગ્યા અગ્નિમય થઈ પડી હતી. બંધી થયલી જગ્યા પર ગુરખા અને તેના કુટુંબને લક્ષ કરી નહિ શક્યાથી પણ એ સર્વ ગોળાગોળી કિલ્લામાંના પુષ્કળ નરનારી બાળક વૃદ્ધને આખી ઉમ્મરને માટે ધરાશાયી કર્યા હતા. પુષ્કળ ગુરખા વીરોએ તે દિવસે અગણ્ય શત્રુને ભાગેલી દિવાલ ઉપરથી દૂર કરવાની વખતે તોપના અજાયબ ગોળાના આઘાતથી પોતાની પ્રિયતમાનો હાથચ્છેદ,

પગચ્છેદ અને તેનાથી ઉપજતો હૃદય ભેદક અવાજ સાંભળીને મર્માહત થયા હતા. તે દિવસે પોતાના પ્રિય સુકુમાર બાળકનું તોપના ગોળાથી છૂદાયલું શરીર જોઇને ઘણાક ગુરખાઓની છાતી વિદીર્ણ થઇ ગઇ હતી. તે દિવસે ઘણીક ગુરખા માતા તરસ્યા યોદ્ધા પોતાના છોકરાંને પાણી આપવાને માટે હાથ લાંબો કરતા હમેશાંને માટે તે હાથ હરાવ્યા હતા અને પુષ્કળ તે આઘાતને મારે હમેશાંને વાસ્તે પ્રિય યોદ્ધાની પાસેથી વિદાયગીરી લીધી હતી.–ગુરખા કિલ્લામાં આવીરીતે ઘણાંક નરનારી તે દિવસે ગોળી ગોળાના આઘાતથી મૃત અને અડધા મરેલા થયાં હતા. તેથી લઢાઇ ગુરખાઓને પક્ષે ગૌરવવાળી થવા છતાં ઘણી નિરાપદ થઇ નહોતી. ૧૦૦–૧૫૦ ગુરખા નરનારી તે દિવસે લઢાઇમાં ધરાશયી થયા હતા. એઓમાંના ઘણાકના અંગ તુટ્યા છતાં તરત મરી ગયા નહોતા અને ઘણાક મહાયંત્રણાથી દિવસ ગાળતા હતા.

એવી વખતે અંગ્રેજ લશ્કરે ગુરખાઓને પાણીથી વંચિત કર્યા. એથી ગુરખાઓની કેવી અવસ્થા થઇ હશે તે સહજમાં અનુમાન થઇ શકે એવું છે, કેટલા ગુરખાની સ્ત્રિયો અંગચ્છેદને લીધે તરસથી કાતર થઇને પાણી માગ્યું, પરંતુ ગુરખા પાતિ પત્નીની તરસ દૂર નહિ કરી શકવાથી જાણે તુષાનળમાં બળવા લાગ્યા. કેટલા સુકોમળ દેહ ગુરખા બાળકો તે દિવસે પાણી પાણી કરતાં કરતાં શુષ્ક કંઠે પ્રાણ છોડયા, હતભાગ્ય માબાપનું હૃદય બળીને રાખ થયું. પરંતુ તે કંઇજ કરી શકયા નહિ. આવીરીતે પાણીથી વંચિત થઇને ગુરખાઓને કેટલું કષ્ટ અને દુઃખ થયું હશે તેનું પૂરેપુરું વર્ણન કરવું એ માનવ શક્તિની બહારછે.

છેલ્લીવારે કષ્ટ અસહ્ય થઇ પડયું વીર બળભદ્રે જોયું કે આવી અવસ્થામાં રહેવું અસંભવીત છે. અહિં રહ્યાથી સંગિયોને કલેશ ઘણો થશે. એવો વિચાર કરીને તેણે કિલ્લો છોડવાનો દૃઢ નિશ્ચય કર્યો. અને પોતાનો નિશ્ચય સોબતીને કહી સંભળાવ્યો. સોબતીઓએ તેની સૂચના સાંભળીને મનમાંને મનમાં સેનાપતિને સાબાસી આપી તે સૂચના ગુરખા વીરને યોગ્ય હતી, તે સંકલ્પ ગુરખા સેનાપતિને યોગ્ય હતો અને તે જગતના ઇતિહાસમાં સ્વર્ણાક્ષરથી મુદ્રિત થવાને યોગ્ય છે. તે સૂચના અંગ્રેજની તાબેદારી માનવવાની સૂચના નહોતી, તે સૂચના હથિયાર છોડી લઇને પ્રાણ

બચાવવાને માટે અંગ્રેજને શરણે થવાની નહોતી. તે સૂચના અંગ્રેજ સેનાનો બક્ષ ભેદ કરીને વીરની પેઠે તેઓમાંથી રસ્તો ખુલ્લો કરીને પાસેના બીજા પ્હાડના શિખર ઉપર જવાની સૂચના હતી. વીર બળભદ્રે સંગિયોને કહ્યું "આ કામમાં પાર પડ્યાથી ઘણું સારૂં. નહિ તો એક દિવસે શું કરવું પડશે નહિ? આ યત્ન કરતા મૃત્યુ થયાથી તે શું અગૌરવનો વિષય થશે? વીર બળભદ્રના બાકી રહેલા ૭૦ ગુરખાએ તે સૂચનામાં ઉત્સાહથી સાથે સંમતિ આપી. તેજ દિવસે રાત્રે ગુરખા વીરે અંગ્રેજ સેનાને મંથન કરીને તેઓની અંદરથી પાસેના બીજા એક પ્હાડના શિખર ઉપર જવાનું નક્કી કર્યું. ગુરખાના પિતાઓ જખમી થયલા પુત્રોની પાસેથી, ગુરખા પતિયો જખમી થયલી પત્નિયોની પાસેથી હમેશાંને માટે વિદાયગીરી લઇને રાતની વાટ જોતા સોત્સુક ચિત્તથી કાળ ગાળવા લાગ્યા. બીજો ઉપાય નહિ જોયાથી જખમી થયલાને અંગ્રેજોના દયાની ઉપર નાંખીને જાતીય કર્તવ્ય સાધનને માટે તૈયાર થઇ રહ્યાં.

પેલી તરફ લઢાઇમાં પરાજિત થઇને અંગ્રેજ સેનાપતિ ઘણો ખેદમાં પડ્યો હતો. મુઠીભર જંગલી દેશીય સેના સૈંકડો ઘણી વધારે અંગ્રેજ સેનાને બે વાર સામેની લઢાઇમાં પરાજિત કરે એના કરતાં અંગ્રેજ સેનાના પક્ષે વધારે લજાકર બીજો વિષય શું થઇ શકે? ફક્ત તેટલું નહોતું બીજીવારની પરાજયની ખબરથી તે વેળાનો ગવર્નર જનરલ ઘણો ગુસ્સે થઈ પડ્યો. અસંતોષ પ્રકાશના ઉપયોગી ભાષા તે શોધી શકયો નહિ. તેથી લાર્ડ મયરાએ ઉગ્ર ભાષામાં લખી મોકલ્યું.

કિલ્લો જય કરવા જતા બે વખત પરાજિત થવું પડ્યું તેથી તે સેનાપતિને અકર્મણ્ય કહીને ગાલાગાલિ આપ્યા શિવાય રહી શકયો નહિ. નાના પ્રકાર કારણથી સેનાપતિનું મન વિષાદના અંધારામાં ડૂબ્યું. છાવણીમાં પાછો આવીને ભવિષ્યમાં કેવી રીતે ચાલવું તેના ઉપાય શોધવામાં મન લગાડ્યું. ગઇ રાતે આસ્ફાલનકારી ઓધેદારોમાંથી ઘણા મરી ગયા હતા. જેઓ પાછા આવ્યા હતા તેઓનો અહંકાર સંપૂર્ણરીતે ચૂર્ણ થઇ ગયો હતો તેથી સંધ્યા આવતામાં પણ અંગ્રેજની છાવણીની નિસ્તબ્ધતા ભાગી નહોતી. જેટલી વધારે રાત પડવા લાગી તેટલી છાવણીની નિસ્તબ્ધતા વધારે ગાઢ થવા લાગી.

પેલી બાજુએ ગુરખા છાવણીમાં ગૂઢ મંત્રણા ચાલતી હતી. અડધી રાત ગઇ ત્યારે બળભદ્રે સંગિયોને બોલાવીને એકઠા કર્યા. તેઓને પૂછ્યું કે તમે અંગ્રેજસેના મંથન કરીને મ્હારી સાથે આવવા તૈયાર છો કે નહિ? સઘળાઓએ એક અવાજથી કહ્યું કે અમે તમારા અનુસરણમાં કોઇપણ પરાંમુખ થનાર નથી. તે સાંભળીને બળભદ્રે પાછું પૂછ્યું કે કિલ્લામાં રહીને કિલ્લાની રક્ષા કર્યાથી પણ શું સારૂં થશે ? તે સાંભળીને સંગિયોએ કહ્યું નહિ. પાણી નથી, તરસને મારે પ્રાણ જાય છે. પરિજનોની કાતરોક્તિથી હૃદય દગ્ધ થઈ જાય છે, અને કિલ્લામાં મરકીનો દેખાવ જોવામાં આવ્યો છે, હવે વધારે વખત રહ્યાથી મરકીના કરાલ ગ્રાસથી પ્રાણ હરાવીશું ; તેથી હવે વખત લગાડવો નહિ જોઇયે. આ સાંભળીને બળભદ્રે સર્વેને આસ્તે આસ્તે નિકળવાને કહ્યું, તરત એક એકના પછી અડધીરાતે વગર અવાજ કરવે કિલ્લામાંથી નિકળ્યા. થોડીવારમાં પર્વત ઉપર ચઢીને તેના કરતા સમાન જમીનમાં આવ્યા. સામે અંગ્રેજ સેનાની છાવણી હતી, પછવાડે અટલ પર્વત ઉભો હતો. ગુરખા વીરોએ થોડીવારમાં પ્રથમ સેનાની છાવણી ઉપર હુમલો કર્યો. અંગ્રેજ યોદ્ધા આખા દિવસના થાકેલા ઊંઘતા હતા તેઓના ઉપર ગુરખાઓએ એકદમ હુમલો કરવાથી સર્વ ધરાશાયી થયા. ગુરખાઓએ નિ:શબ્દ પ્રચંડ હુમલો કરી છિન્ન શિર થઇને પ્રથમ પેહેરાવાળું લશ્કર મારી નાખ્યું. આવી રીતે પેહેલાં હુમલાથી ગુરખાઓ પાર પડયા પછી થોડીવારે પ્રશસ્ત રસ્તો છોડીને પર્વતને રસ્તે ચાલવા લાગ્યા. થોડે છેટે જતામાં ફરી પેહેરિયોની સાથે મળવું થયું તેઓને પણ મારી નાંખ્યા. ત્યારપછી બીજો રસ્તો આવ્યો. આવી રીતે તેઓએ ઘણો રસ્તો કાંપ્યા પછી અંગ્રેજ છાવણીમાં મ્હોટી ગડબડ મચી રહેલી જોઇ. રોન ફરતી આવી અને અંગ્રેજ હોદ્દેદારોએ જ્યારે જોયું કે પેહેલાંના પેહેરોગિરો સઘળા મરી ગયા છે, ત્યારે તેઓએ જાણ્યું કે ગુરખાઓએ અંગ્રેજ સેના ઉપર હુમલો કરીને મારી નાંખ્યા છે અને નિ:શબ્દથી ઘણે દૂર ગયા છે. તરત તેણે વિપદ્ સૂચક બુંગલ ફુંક્યું. બુંગલ ફુંકતાની વારમાં અંગ્રેજની છાવણી જાગી પડી. તરત તેઓ હથિયાર સજીને તૈયાર થઇને હારબંધ થઇને ઉભા રહ્યા અને શત્રુની વાટ જોવા લાગ્યા. આખો પર્વત આગના જેવો અગ્નિમય થઇ ગયો તોપો સેંકડો મ્હોંએ શત્રુના કિલ્લાની તરફ ગોળા વરસાવવા લાગી.

પરંતુ ગુરખાઓ તે વેળાએ ઘણા દૂર ગયા હતા. તે પર્વત પાર થઇને તેઓ નાલાપાનીની પાસે જઈ ચઢયા હતા. પાણીનો કલ કલ અવાજ કરતો તેઓના કાંન ઉપર કયારનો પ્રવેશ કર્યો હતો. સિંહ વિક્રમથી પ્રાકૃતિક સર્વ હરકતો ઉલ્લંઘન કરીને તેઓ પાણીની તરફ દોડયા હતા તેથી અંગ્રેજના ગોળા ગોળી કંઈપણ કષ્ટ આપતા નહોતા. થોડીવારમાં ઘણો રસ્તો કાંપીને છેલ્લીવારે તેઓ ઝરાની પાસે આવી પ્હોંચ્યા. પ્રવાહ તેઓની નજરે પડયો. તેટલામાં તરત તેઓએ જોયું કે સોથી વધારે અંગ્રેજ સિપાઇયો સશસ્ત્ર થઇને તે ગિરિ રુદ્ધ કરીને ઉભા છે. ગુરખાવીર તરત બળી ઉઠયો. કિલ્લો બચાવવા જતા તેઓને જે કલેશ થયો હતો, તૃષ્ણાર્ત પરિજનો અર્તનાદથી તેઓના હ્દય જે પીડિત થયાં હતાં, સ્ત્રીપુત્ર કરાવીને તેઓને જે વિષાદ થયો હતો. સર્વે વાત તેઓને એક પછી એક મનમાં આવવા લાગી અને તરત તેઓ બહાદુરીથી તે લશ્કર ઉપર પડયા. તુમુલ યુદ્ધ થઈ ઉઠયું, બંદુકના અવાજથી ચોતરફ રણસંગ્રામ શબ્દાયમાન થઇ પડયું પરંતુ એ લઢાઈ વધારે વાર રહી નહિ. ગુરખાઓએ ધારદાર છુરીથી થોડાવારમાં અંગ્રેજ સેનાને મારી હઠાવી. અને ત્યારપછી તરત ગુરખા વીરોએ પ્રવાહનું પાણી પીને ઘણીવારની તરસ મટાડી. ગુરખા વીર તરસ નિવારણ કરે છે તેટલી વેળાએ પછવાડથી ઘણી સેનાના પગના અવાજ સંભળાયા. આખી રાતની અવિશ્રાંત લઢાઈથી બળભદ્રના સોબતિયો થાકી ગયા હતા. આ વેળાએ અંગ્રેજ સેનાને આટલી પાસે જોઇને તેઓ પ્રાણની આશા છોડીને છેલ્લીવારે લઢાઈ કરવાને તૈયાર થયા. પરંતુ તે બહાદુર ગુરખાનું નિધન વિધાતાએ લખ્યું નહોતું. અતાર્કિત ભાવથી તેઓ આ વિપદના હાથથી બચવા પામ્યા. અંગ્રેજે દેરાદુન ઉપર ચઢાઈ કર્યાથી બળભદ્રે મદદને માટે નેપાલના રાજાને વિનંતિ કરી. નેપાલના રાજાને ત્રણ જગ્યા ઉપર સંભાળ લેવી પડતી હતી તેથી તે ભળભદ્રની મદદને માટે જલદીથી લશ્કર મોકલી શકયો નહિ. પરંતુ જ્યારે લાગ મળ્યો ત્યારે ૩૦૦ સેના બળભદ્રની મદદને માટે મોકલી. પેહેલી લઢાઇની પછી એ સેના સમર ક્ષેત્રમાં આવી હતી. પરંતુ તે વેળાએ અંગ્રેજે પર્વતને ઘેરો નાંખ્યો હતો, તેથી એ ત્રણસો સેનાના પક્ષ તે બ્યૂહભેદ કરીને તે તોપની દરકાર નહિ રાખતા કિલ્લાની તરફ જવું એ અસંભવ હતું. ગુરખાનાયક તેથી

ઘણા વિચારમાં શું કરવું તેથી વિમૂઢ થઈ ગયા હતા. પર્વતની પાસે ર્‌હેવું એ તેના પક્ષે અસંભવીત થઈ પડ્યું હતું. પરંતુ વીર બળભદ્રને એકલો રાખી જવામાં પણ તે ઘણો વિમુખ હતો તેથી કર્તવ્ય નિદ્ધૌરણમાં અસમર્થ થઇને તે અને તેની સાથના ૩૦૦ ગુરખા વીર તે ઝરાની પાસે છુપા ર્‌હેતા હતા જે વખતે બળભદ્રસિંહ અંગ્રેજ સેનાને છિન્ન વિછિન્ન કરીને ઝરણાની પાસે પ્હોંચ્યો તે વેળાએ ત્યાં એક ખાડામાં બધા સંતાઈ ર્‌હેલા હતા. બળભદ્રનો અવાજ પારખીને ગુપચુપ મળ્યો. બલભદ્રે તેઓને તૈયાર થવાને કહ્યું. તરત તેઓ ગુપચુપ તૈયાર થયા તેથી બળભદ્રને તે આક્રમણથી બચાવવાનો લાગ મળ્યો. તે અંગ્રેજોની ગતિવિધિ જોવા લાગ્યો. તેઓએ જોયું તો અંગ્રેજ લશ્કર તેઓની તરફ આવે છે તરત બધાને સાવચેત થવાને કહ્યું. અંગ્રેજ લશ્કર પાસે આવતાની વાર તરત સામેથી, પછવાડેથી, બાજુપરથી, ચારે તરફથી તેઓના ઉપર ગોળીનો વરસાદ વસાવવા લાગ્યા. અંગ્રેજ સેના ચમકીને ઉભી રહી. તરત ગુરખા વીર તેઓની ઉપર વાઘની પેઠે કુદકો મારીને પડ્યા. અંગ્રેજ સેના હવે કંઇ ઉભી રહી શકી નહિ. ઘણાક માર્યા ગયા અને ઘણા જખમી થયા. થોડાક નાસીને બચ્યા. અને ઘણા ગુરખા આવીને બળભદ્રની સાથે મળ્યા છે એ ખબર પ્રચાર કરી મૂકી. અંગ્રેજો તે દિવસે ગુરખાઓને અનુધાવન કરવાને હિમ્મતવાન થયા નહિ. ગુરખા વીરને ઘણેક દિવસે રાંધવાનો લાગ મળ્યો. પર્વતની સુસ્નિગ્ધ હવામાં બંધુ બાંધવની સાથે મળીને વિગત દુઃખ ઘણા ખરા ભૂલી ગયા.

---

## દેશભક્ત વાલેસ્.

ચાલો એકવાર યુરોપખંડમાં જઇએ. ત્યાં ઘણા સંન્યાસીઓને જોઇશું. એકવાર તે પવિત્ર મૂર્તિઓ જોઈ આવીએ. કલ્પના બળથી ચાલો, એકવાર તેરમી શદીના સ્કાટલંડમાં જઇએ. આ જુઓ, બારમો જાન રાજા સ્કાટલંડનો મુકુટ લઇને પરસ્પર આત્મઘાતી થાય છે. ઇંગ્લંડેશ્વર પેહેલા એડવર્ડને મીમાંશક રૂપથી બોલાવ્યાથી તે ત્યાં કૌશલ્યથી પોતાનું આધિપત્ય સ્થાપન કરેછે. આ જુઓ, વાલેસ્આદિ કેટલાક જુવાનિયા ઇંગ્લંડના આધિપત્ય વિરુદ્ધ વાદ કરવામાં સામા થયા છે. તે વીર મંડળી મહાન્ ભા-

વના જોશમાં આવીને પોતાની ધન સંપતિ અને મર્તબાને છોડી દઈ વને વને, પર્વતે પર્વતે છુપાઇને ફરતી ફરેછે, તથાપિ તેનો જુસ્સો નરમ પડયો નથી. તે તેમની પ્રતિજ્ઞાથી ડગ્યા નથી. પ્રતિજ્ઞા એ હતી કે ચાહે તેમ થાય તોપણ સ્કાટલંડની સ્વતંત્રતાનો પુનરોદ્ધાર કરીશું, નહિ તો તે યજ્ઞમાં આત્મબળિ આપીશું. વાલેસ્, બચીડ, ગ્રહામ, કાર્લાઇલ વગેરે સંન્યાસિયોના અદ્દ્ભૂત આત્મત્યાગ અને અલોકિક સ્વદેશાનુરાગથી ચકિત થઇને ધીમે ધીમે અસંખ્ય સ્કાચ લોકો વાલેસ્‌ના વાવટાની નીચે આવીને ઉભા. એક બાજુએ અંગ્રેજ સેનાના જુલમથી સ્કાટ લોકોનાં હૃદય જખમી થવા લાગ્યાં. લુંટફાટ અને સતીત્વ નાશની ખબરથી ચોતરફ હાહાકાર થઈ રહ્યો. દુરાચારી લશ્કરીઓ સામે ફરિયાદ કરવા જે જતા તેમને સેનાપતિ ફાંસીને લાકડે લટકાવતો તેથી કોઈ ફરિયાદ કરવા જતા નહોતા. મરમમાં મરીને સર્વ સોસતા. ચારે બાજુએ અંધકાર, કારણ વગર કતલ, પતિ-વિયોગથી વ્યાકુળ થતી જુવાન વિધવાઓનો કલ્પાંત, સતીત્વ લુંટાયાથી થતા સતીના શોકનું રડવું, અને લુંટથી પાયમાલ થયેલા ખેડુતોની હાયપીટથી સ્કાટલંડમાં હાહાકાર થવા લાગ્યો. ખેડુતો ખેતી કરવા ચાહાતા નહોતા કારણકે તેઓને વિશ્વાસ નહોતો કે આપણો પાકેલો પાક અંગ્રેજ લશ્કરીઓ જોરાવરીથી લઈ જશે નાહે. સ્ત્રીઓ સૂતર કાંતતી નહોતી કારણકે તેઓ જાણુતી હતી કે તેઓએ યત્નથી કાતેલું સૂતર અંગ્રેજ લુંટારાઓ આવીને લુંટી જશે. સ્કાટલંડની વિસ્તિર્ણ ઊંડી અને સુંદર ખાડીઓમાં સફેત માછલી પકડવાને માટે માછલાં પકડનાર જાળ નાંખવા ચાહાતા નહોતા કારણકે તેઓ જાણુતા હતા કે અંગ્રેજ ચોર કયાંક છુપાઈ રહ્યો હશે તે શિકાર હાથ કરી લેવાને તરત આવીને છીનવી જશે.

'ભગવાન્ સ્કાટલંડના અદષ્ટમાં એવું દુઃખ હવે કયાં સુધી રાખીશ? સ્કાટલંડનો સૌભાગ્ય સૂર્ય શું હમેશને માટે અસ્ત થયો? હવે શું એ કોઇ વેળાએ પણ સ્કાટિશ ગગનમાં ઊગશે નહિ? સ્કાટલંડના ઉજ્વલ આશા-તારા શું અનંત કાલ સાગરમાં લીન થયા? સ્કાટલંડની સ્વતંત્રતા રૂપ કમલિની શું નીર્જીવ સુતેલીછે? ના. મરી નથી; આ જુઓ તે આંખો ઢાળીને ઊંઘે છે. વળી જુઓ, આ લીલાં કમળ બે સૌભાગ્ય સૂર્યના ફરી ઊગવાથી થોડાંક ખીલ્યાં છે. આ જુઓ, કમલિની આંખો ઉઘાડીને

ઊઠી. આ શું સ્વપ્નુ કે માયા છે? એટલું અંગ્રેજ સૈન્ય હતું તે ક્યાં ગયું? આ પેલા તેઓ સ્કાટિશ વર્ષાધારિયોના સામે વાયુના સામે ભૂસાના પ્રમાણે ઊડી જાય છે. સ્કાટિશવીર સંન્યાસીગણ કલ્પના બળથી ભાવી સમયની એવી ઉજ્વલ છબી જોઈ શકશો.

પ્રાતઃસૂર્યના સુવર્ણમય કીરણ–માળાથી પ્રકાશતા યાર નદીના કિનારા ઉપર ચિંતાતુર ભાવે આમતેમ ફરે છે, વિધાતાએ જેને સુંદર મુખકાંતિ આપી છે, જેની આંખમાંથી અગ્નિના ભભુકા નિકળે છે, ક્રોધથી જેના હોઠ કંપે છે, જેના બાહુ, છાતી અને ગરદન.વિશાળ છે, લાંબા ગુચ્છાદાર કેશ જેની ગરદન ઉપર ગૌરવથી ક્રિડા કરે છે, કમ્મરે બાંધેલી તરવાર ઝબકારા કરીને વારંવાર ધરાતલ ચુંબન કરેછે, જેની પાસે ધન હોવા છતાં પણ સર્વત્યાગી છે, અને સ્વદેશના ઉદ્ધાર સાધનરૂપ એક મહામંત્રમાં દીક્ષિત છે. એ વીરસંન્યાસી કોણ છે? એજ તે સ્કાટલંડનો ઉદ્ધાર–કર્ત્તા વાલેસ્ છે, જેના પ્રચંડ ખડ્ગાઘાતથી અસંખ્ય અંગ્રેજ વીરપુરુષ પેદા કરનાર પાસે ગયા હતા. એજ તે સ્કાટલંડ–રવિ વાલેસ્ છે, જેનાં પાવૈને પણ પાનો ચઢે એવાં વાક્યથી અસંખ્ય સૈન્ય પરસ્પર કપાઈ ગયું હતું. એજ તે સ્કાટ–સંજીવન વાલેસ્ છે, જેના પ્રતાપથી ઇંગ્લંડેશ્વર જોરાવર એડવર્ડ પણ કંપિત થયો હતો. એજ તે સ્કાટિશ–સિંહ વાલેસ્ છે, જેની વિજયિ સેનાએ ઈંગ્લંડની ભૂમિને અગ્નિમય કરી મૂકી હતી, અને જેના પગે પડીને એક દિવસે ઈંગ્લંડેશ્વર–એડવર્ડની પટરાણીએ પણ સંધિની ભિક્ષા માંગી હતી. કહેવું પડશે નહિ કે એ ચિંતાતુર મનથી માતૃભૂમિની વર્તમાન દુરવસ્થા વિશે વિચાર કરતો હતો. એ સ્વાધીનતા યુદ્ધમાં વાલેસ્ પિતા, માતા, ભાઈ અને છેલું પ્રાણના કરતાં પણ પ્રિય ભાર્યા એ સર્વને ગુમાવ્યાં હતાં, તથાપિ તે સન્યાસીના અંતરની આગ ન હોલાતાં ઉલટી વધારે પ્રદીપ્ત થઈ હતી. ‘અંગ્રેજ શત્રુઓને મારી કાઢીને સ્કાટલંડને સ્વતંત્ર કરીશ’—એ ઝંખનાજ એક માત્ર તેની સગી હતી. સુતાં, બેસતાં, ખાતાં, પીતાં, અને સ્વપ્નામાં પણ એ ઝંખના તેને છોડતી ન હોતી. તેની પાસે એક બદામ પણ નહોતી, તથાપિ તેના બોલાવ્યા શિવાય હજારો માણસ આવીને તેના વાવટા નીચે ઊભા રહેતા. તે દેવિ શક્તિવાળો હતો, અને તે શક્તિ પોતાના સૈન્યમાં પ્રસારી શકતો એજ કારણથી અસંખ્ય કિલ્લા સેહેલાઇથી

તેઓના હાથમાં આવતા હતા. ષ્ટાર્લિંનું રણક્ષેત્ર તેનું અતિ માનુષ વીરત્વનું પરિચય સ્થળ છે. એ યુદ્ધમાં તેણે પોતાના કરતાં દશ ગણા અંગ્રેજ સૈન્ય સામે વિજય મેળવ્યો હતો. કહેવામાં આવેછે કે, એ યુદ્ધમાં ચાલીશ હજાર અંગ્રેજ માર્યા ગયા, અને વિજયલક્ષ્મી સંપૂર્ણ રીતે વાલેસ્‌ને સ્વાધીન થઇ. સ્કાટિશ કિલ્લામાં સ્વદેશી વાવટા ઉડાડીને વાલેસે તે વિજયી સેના લઇને માતેલા હાથીની પેઠે ઇંગ્લંડને ગભરાવી નાંખ્યું.

વધારે દિવસ તેના ઉપર વિજય લક્ષ્મી પ્રસન્ન ન રહી. પરંતુ એ અપમાનનો બદલો લેવાને માટે એડવર્ડ અગણિત સેનાની સાથે થોડા કાળમાં સ્કાટલંડના સિંહદ્વારમાં આવી પ્હોંચ્યો; એડવર્ડ જાણતો હતો કે વાલેસ્‌ની સેના રણમાં અજિત છે એ વાસ્તે તેણે તે સેનાની છાવણીમાં ભેદ ઉત્પન્ન કરાવ્યો. આગેવાન નાયકોમાં સેનાપતિને માટે પુષ્કળ વિવાદ થઇ રહ્યો અને એવામાં હોમાંદીના કજીઆનું ફળ માઠું થયું. ફલ્કાર્ડ-ક્ષેત્રમાં સ્કાટિશ પૃથુરાજ વાલેસ્‌ અંગ્રેજોના હાથમાં સપડાઈ ગયો અને સ્કાટલંડનો સ્વાધીનતા સૂર્ય પાછો અસ્ત પામ્યો. અંગ્રેજોએ તે દેવદુર્લભ દેહના ટૂકડે ટૂકડા કરીને ચોતરફ ફેંક્યા અને તેનું માથું લઇને લંડન સેતુના ઉપર લટકાવી રાખ્યું. આ વખત વાલેસે માતૃભૂમિના ચરણમાં પૂર્ણ આત્મબળિ આપી. જેમ યોગીવર ખ્રિષ્ટે માનવનીતિનાં પાપનું પ્રાયશ્ચિત કરવાને માટે પોતાના દેહનું બળિ આપ્યું હતું, તે પ્રમાણે વાલેસે સ્કાટિશ-નીતિના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે પોતાનો દેહ અર્પણ કર્યો. તરતજ એવા ગેબી અવાજના ભણકારા વાગવા લાગ્યા કે “ધન્ય વાલેસ્‌! ધન્ય સ્કાટલંડ-વાલેસ્‌-જનની !” એ વીરહત્યાના મહા પાતકનું પ્રાયશ્ચિત્ત અંગ્રેજોને બ્યાન કવરના રણક્ષેત્રમાં ભોગવવું પડયું. તેમની એક લાખ સેનામાંથી થોડાજ સ્વદેશમાં પાછા ગયા. ધન્ય વાલેસ્‌! ધન્ય તમારો સ્વદેશાનુરાગ! તમે મરીને પણ સ્વદેશનો ઉદ્ધાર કર્યો! તમે અમર છો, નહિતો સેંકડો વરસ વિત્યા છતાં અતિદૂર પ્રદેશમાં આર્ય-યુવકો આજ તમારું નામ-સંકીર્તન કરે કેમ? નહિતો આજ તમારા નામ ઉચ્ચારણથી આર્ય યુવકની નસોમાં જોશ બંધ લોહી કેમ વહે? દેવ! પતિત આર્યના હૃદય-કર (ગુફા) માં આવીને અધિષ્ટાન કરો. એક વાર તેઓને તમારો અલૌકિક સ્વદેશાનુરાગ અને સ્વજાતિ પ્રેમ શિખાડો. માત્ર એક દિવસને

વાસ્તે પણ તેઓને દેવી જન્મ ભૂમિના ચરણમાં આત્મ વિસર્જન કરવા લાયક પ્રેમી કરો. દેવ ! એકવાર દર્શન આપો. એકવાર દર્શન આપો. એકવાર આ નબળી પડેલી જાતિમાં સંચાર કરો બીજું કંઈ ચાહતો નથી.

---

## સ્વદેશપ્રેમિ ગષ્ટવસ્ વાસા.

ઉપર લખેલા મહાત્માનું જીવનચરિત્ર વાંચ્યાથી સ્પષ્ટ જણાશે કે મેહેનતને અસાધ્ય કંઈજ નથી; માણસ જો હમેશાં એક લક્ષ્યથી ધારેલા કામમાં મંડયો રહે તો તેનું કામ જરૂર સિદ્ધ થાય છે. એ મહાત્મા ઈ. સ. ૧૪૯૦ માં સ્વિડનની રાજધાની સ્ટાકહોમમાં જન્મ્યો હતો. ઈ. સ. ૧૫૨૦ માં દિનમારોએ સ્વિડન જીતી લીધા પછી તેના પિતા ઇરિક અને બીજા ઘણાક આબરૂદાર માણસોને દુઃખ દઇને મારી નંખાવ્યા. આ વખતે ગષ્ટેવસ્ ડેનમાર્કના કેદખાનામાં બંધીવાન હતો. ડેનિસ રાજાએ તેને મારવાનો હુકમ કર્યો હતો, પરંતુ ઇરિકવ્યાના નામના કોઈ દયાળુ માણસે તેનો પ્રાણ બચાવવાની રાજાને વિનંતિ કરી, તેથી તેને જીવતો રાખી જટલંડ પ્રાંતના કાળા નામના કિલ્લામાં પૂરી રાખ્યો. ઇરિકવ્યાનાએ ગષ્ટેવસ્‌ને ઘણા યત્નથી રાખ્યો હતો, તથાપિ એ કેદખાનાનો બોજો તેને અતિશય અસહ્ય થઈ પડ્યો, અને તેના પિતાની હત્યા તથા તેના સ્વદેશિયો ઉપર ગુજરતા જૂલમ વિશે જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તે ઉન્મત થઇ ગયો, અને સ્વતંત્રતા પાછી મેળવવાને માટે અધીરો થઈ પડ્યો.

કિલ્લાનો ઉપરી તેના ઉપર સ્નેહ રાખતો અને તેને કોઈ કોઇ વખતે શિકારને વાસ્તે મોકલતો, કે જેથી તેને કેદખાનાનું દુઃખ ન જણાય. એક દિવસે ગષ્ટેવસ્ શિકારને બહાને કિલ્લામાંથી નિકળીને જંગલમાં ગયો, અને ત્યાંથી ઘોડાને છોડી મૂક્યો. ત્યારબાદ થોડે છેટે એક ખેડુત કામ કરતો હતો તેની પાસે જઇને પોતાનો પોશાક તેની સાથે અદલબદલ કર્યો અને ત્યાંથી પગે ચાલતો પ્હાડોમાં ઘણી વિપત્તિ વેઠતો પોતાના દેશ સ્વિડનમાં જઈ પ્હોંચ્યો.

પ્રથમ તે એક પ્રાચીન કિલ્લામાં ગયો. એ કિલ્લો તેના કુ-

દુખિયોના હાથમાં હતો. ત્યાં આવીને તેણે પોતાના સગાવા-હાલાને ખબર આપી અને પોતાની ધારણા જણાવીને તેઓના અંતરમાં પણ સ્વદેશાનુરાગ સળગાવવાની મેહેનત કરવા લાગ્યો. પરંતુ તેઓના હૃદયમાં સ્વદેશાનુરાગને ભાવ અંકુરિત થયો ન હોતો, અથવા તેઓ એ કામમાં પાર પડવાને નિરાશ થયા હતા. ગમે તે કારણ હો પણ તેઓએ ગષ્ટેવસ્‌ના કહેવા ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. પછી તેણે વિચાર કર્યો કે સ્વતંત્રતાને ચાહનારા ખેડુતોની પાસેથી ધારેલી મદદ મળશે, પરંતુ તે આશામાં પણ તેને નિરાશ થવું પડયું. તેઓના અંતરમાં સ્વદેશાનુરાગ જાગૃત કરવાની મેહેનત કરવામાં તેને ઉત્તર મળ્યો કે, "રાજાને બદલવાથી અમને કંઈ નફો નુકસાન થનાર નથી. સંસારમાં અમારે ગુમાવવાની ઘણી થોડી વસ્તુઓ છે, તેમાંથી પણ થોડી અમારી પાસે રહેલી છે તે અમે બળવો કરીને ગુમાવવા ચાહતા નથી. ડેનમાર્કેશ્વરના તાબામાં અમારી જે દુર્દશા છે, તે દેશી રાજા થાય તોપણ કાયમ રહેશે. ગમે તે રાજા હો, પણ હેરિ માછલી અને મીઠા શિવાય બીજી કંઈ વિલાસની સામગ્રીની અમને આશા નથી. અમે ખેડુત છિયે તે ખેડુતજ રહીશું, ત્યારે શા વાસ્તે વગર કારણે બળવો કરિયે !"

થોડા નિશ્ચયવાળા માણસનું મન આવા જવાબથી જરૂર ફરી જાય, પુરંતુ ગષ્ટેવસ્ પોતાના નિશ્ચયમાં દ્રઢ રહ્યો. તે એક ભોમિયા માણસને રસ્તો દેખાડવા સાથે લઇને ઉત્તર તરફના ડેલકાર્લિયા પ્રદેશમાંના પહાડના રહેવાસીઓ અને ખાણના કારીગરોની પાસે ગયો. રસ્તામાં તેનો વિશ્વાસઘાતક ભોમિયો તેનું સર્વસ્વ લૂંટી લઈ જતો રહ્યો, તેથી ખાવાને કંઈ પાસે ન હોવાથી તે કેટલાક દિવસ ત્યાં ત્રાંબાની ખાણમાં કામ કરવા ગયો; પરંતુ તેના પોશાક ઉપરથી તે રાજવંશી છે એમ ઓળખાઈ ગયો, તેથી ત્યાં કામ કરનારાઓએ તેનો ઘણો આદરસત્કાર કર્યો. એ લોકોને મ્હોં તેણે સાંભળ્યું કે અહિંના પિડા પામતા રહેવાસીઓ પરદેશીના અમલથી અકળાઈ ગએલા છે, અને તેઓને કોઈ અતિશય કષ્ટ સહનકરનારો અને લાયક ઉપરી મળે તો લઢાઈ કરવાનો તેમનો સંકલ્પ છે.

તે પ્રદેશમાં વર્ષો વર્ષ એક મેળો ભરાતો હતો અને તેના લીધે મહોત્સવ થતો હતો. એ મહોત્સવ જોવાને ઘણા ખેડુતો

ત્યાં આવ્યા હતા, તે વખતે ગષ્ટેવસે જુસ્સાબંધ ભાષણથી તેઓનાં હૃદયને આગ જેવાં કરી નાંખ્યાં. તેઓએ જયના પોકારથી તેજ જગાએ તેને સેનાપતિ કર્યો. પછી તેણે તે ખેડુતનું સૈન્ય લઇને જલદીથી પાસેના એક કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાના રહેવાસીઓએ ઘેરો રોકવાને સમર્થ થયા નહિ, તેથી એક પળમાં તે ગષ્ટેવસ્‌ના હાથમાં આવ્યો. પછી ગષ્ટેવસ્‌ના હુકમથી કિલ્લાના સર્વ રહેવાસીઓની તરવારો લઇ લીધી અને જેનો જેવો અપરાધ હતો તેવી સજા તેને કરવામાં આવી. એ વાત સ્વિડનમાં જેમ જેમ જાહેર થતી ગઈ, તેમ તેમ ત્યાંના ટોળાબંધ રહેવાસિયો ગષ્ટેવસ્‌ના વાવટાની નીચે આવ્યા, અને બધો દેશ ડેનમાર્કના વિરુદ્ધમાં તૈયાર થયો. ઇ. સ. ૧૫૨૧ ના મે મહિનામાં ગષ્ટેવસ્‌ના લશ્કરની સંખ્યા પાંચ હજાર થઈ. ડેનમાર્કેશ્વરને તેના વિજયથી એટલી તો ફિકર થઇ કે જલદીથી તેની ગતિ રોકવાને માટે તેણે લશ્કર મોકલ્યું, અને કહાવ્યું કે જો ગષ્ટેવસ્‌ હથીઆર ન આપે તો તેની મા અને બ્હેનને મારી નાંખો. પરંતુ એ ધમકીથી ગષ્ટવસ્‌ ડગ્યો નહિ, તેથી ડેનમાર્કેરાજે પ્રતિજ્ઞા પ્રમાણે તેની માને અને બ્હેનને ફાંસીનો હુકમ કર્યો. પછી તે ક્રોધાયમાન થઇને વધારે વીરત્વથી યુદ્ધ કરવા, અને જય ઉપર જય મેળવવા લાગ્યો. પરશુરામે જેવી રીતે એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કરીને પિતૃવધનો બદલો લીધો હતો, તે પ્રમાણે ગષ્ટવસ્‌ માતૃભૂમિના ઉપર કોઈ પણ ડેન મળતો તો તેનો શિરચ્છેદ કરીને મા અને બ્હેનનો શિરચ્છેદનો બદલો લેવા લાગ્યો.

રહેતે રહેતે આખો સ્વિડન દેશ ડેનમાર્કના વિરુદ્ધમાં ઉભો થયો. નવી નવી લશ્કરી ટૂકડીઓ આવીને ગષ્ટેવસાના વાવટા નીચે ભરાવા લાગી. ગષ્ટેવસ્‌ તે બધી સેના લઇને રાજધાની સ્ટાકહોમના અવરોધને વાસ્તે આગળ પડયો. પેહેલીવારે તેનો ઉદ્યોગ પાર પડ્યો નહિ, અને તેને વિશેષ નુકસાન થયાથી પાછું હઠવું પડયું, પરંતુ ભાગ્ય-લક્ષ્મી થોડીવારમાં તેને અનુકૂળ થઇ. બીજીવાર હૂમલો કરી હારીને તે પાછો ફરતો હતો, તેટલામાં લુવેકથી ઘણું લશ્કર તેને આવી મળ્યું તેથી ત્રીજીવાર આટળ થયો. આ વખતે તે નગરને ઘેરો ઘાલીને બેશી રહ્યો. સખત શિયાળો હતો અને ઉપર આકાશ અને નીચે એવે ઠેકાણે રાત દિવસ રહે-

વાનું હતું, તોપણ તેની સેના શત્રુઓનો સંહાર કરતી હતી.

ગષ્ટેવસ્ સૈન્ય સહિત સ્થિર ચિત્તે શત્રુઓની ગતિ જુએ છે એટલામાં છેટેથી પાણી ઉપર પુષ્કળ ડેનિસ નૌકાસૈન્ય આવતું દેખાયું. જોતાજોતામાં તે સર્વ સૈન્ય ચારેબાજુ જળ ઉપર બરફના કોટ જેવું થઈ ગયું ગષ્ટેવસ્ કેટલાક સોબતીઓ સાથે હાથમાં તરવાઇ લેઇ બરફશિલા ઉપર થઇને ધસમસ્યો તે ચકિત ડેનિસોની તરફ દોડ્યો, પરંતુ તેઓની બંદુકોએ તેની ગતિ રોકી, તેથી તે કેટલાક વાહણમાં આગ લગાડીને ચાલ્યો ગયો.

ગષ્ટેવસ્ છેલ્લે નગર લેવામાં સમર્થ થયો, અને તમામ ડેનીસો સ્વદેશમાં જતા રહ્યા. ગષ્ટેવસ્‌ના વીરત્વ અને સ્વદેશાનુરાગથી સ્વતંત્ર થયેલા સર્વ સ્વિડનવાસીઓએ પોતાની એક મ્હોટી સભા બોલાવી. તે સભામાં સર્વેએ એકે અવાજે કૃતજ્ઞતાની નિશાની દાખલ ગષ્ટેવસ્‌ને સ્વિડનની રાજગાદી આપવા ચાહી; પરંતુ ગષ્ટેવસ્‌નો સ્વદેશાનુરાગ સ્વાર્થી નહોતો, તેથી તે કોઇપણ રીતે તેમાં સંમત થયો નહિ. છેલ્લે સર્વના અતિ આગ્રહથી તેણે રાજ–પ્રતિનિધિ પદ કબૂલ કર્યું. રાજાનું સર્વ કામ તે કરવા લાગ્યો ખરો, પરંતુ રાજગાદી ખાલી રહેવાથી રાજ્યમાં ફાટાફાટ થવા જેવું લાગ્યું, તેથી પ્રજાએ તેને ડેન્માર્કની ગાદીએ બેસવાની ફરજ પાડવાને લીધે આ વેળાએ ગષ્ટેવસ્ તેમનો મનોરથ પૂર્ણ કરવાને કબૂલ થયો તે પ્રમાણે ઈ. સ. ૧૫૨૭માં તે સ્વિડનના રાજસિંહાસન ઉપર બેઠો.

દ્રઢતાથી મંડ્યા રહેતાં સિદ્ધ ન થાય એવું ક્યું કામ છે? જે એક દિવસે ડેન્માર્કના કેદખાનામાં અતિ કષ્ટથી દિવસ કાઢતો હતો, તે હવે સ્વિડનનો રાજરાજેશ્વર થયો. એના કરતાં બીજું સૌભાગ્ય શું થઈ શકે જે સ્વદેશને પ્રાણના કરતાં પ્રિય સમજે છે, તેને પરાધિનપણાનું રાજસિંહાસન પણ શૂળી જેવું જણાશે. માછલી જેમ પાણી શિવાય રહી શકતી નથી, તેમ સ્વતંત્ર મનનો તેજસ્વી પુરુષ કદી પરતંત્રતામાં દિવસ કાઢી શકતો નથી, તેથી તે સ્વતંત્રતા છોડીને જીવવા કરતાં મૃત્યુને ઘણા પ્રેમભાવથી ભેટે છે. એજ કારણથી ચિતોડની લઢાઇ વખતે રજપૂત રણવીરોએ અને વીરરમણીઓએ હાથમાં તરવાર લઇને રણસ્થળમાં આવી પ્રાણ આપ્યા હતા. શત્રુના આધિન દાસ થઇને રાજેશ્વર થવાના કરતાં સ્વાધીન ભિખારીનું જીવન હજારોગણું સુખવાળું છે. વીર પુરુ-

પને સ્વતંત્રતા પ્રાણુ કરતાં પણુ વાહાલી હોય છે. તેથીજ વીર સંન્યાશી પ્રતાપ રાજસિંહાસન છોડીને ભિખારીના વેશે પર્વતમાં, જંગલોમાં અનાહારે રખડતો ફરતો હતો. તથાપિ તાબેદારી કબૂલ કરી ને યવનની પાસેથી રાજ્યાસન વેચાતું લીધું નહિ. તેથીજ વીર સંન્યાસી વાલેસે પોતાના દેહના કડકા કરાવી દેવી જન્મભૂમિના ચરણુમાં પ્રાણુ અર્પણુ કર્યા, તથાપિ વિશ્વાસઘાતક એડ્વર્ડની પાસે ક્ષમા માગીને તેના આધીનમાં સ્કાટલંડનું સિંહાસન લેવા માગ્યું નહિ. થરમાપલિ ગિરિસંકટમાં તેથીજ લિયોનિડસ અને તેના મળતીઆ ત્રણુસો વીર પુરુષોએ એક એકના પછી જન્મ ભૂમિના ચરણુમાં આત્મ-બળિ આપ્યા, તથાપિ જેરાક્સિસની આગળ સ્વાધીનતા વેચી નહિ. તેથીજ ઋષિપ્રવર મ્યાટ્સિનિએ આખી ઉમ્મરસુધી દેશનિકાલ ભોગવ્યો,તથાપિ આષ્ટિયાની આધીનતા માની નહિ. તેથીજ મહાવીર ગ્યારિબલ્ડી દેશ દેશાન્તરમાં અનાહારે જીવન ગુમાવવા લાગ્યો, તથાપિ વિજયી આષ્ટ્રિયાનો દાસ થયો નહિ. તેથીજ વીર હંગેરીયોએ ખાધાવિના પ્રાણુ તજ્યા, તથાપિ તુરકીશોની આધીનતા કબૂલ કરી નહિ. જેણે આ અમૃત રસનો સ્વાદ એક વેળા ચાખ્યો છે, તે કદી છોડી શકશે નહિ. તે રાજ્ય છોડશે, સમ્પત્ત છોડશે, સ્વર્ગ છોડશે, પ્રાણુ છોડશે-તથાપિ સ્વાધીનતા છોડી શકશે નહિ. જેવી રીતે જન્મથી આંધળો માણુસ દર્શન સુખમાં અજાણ્યો છે તેથી આંખ નહિ હોવાથી થતા ક્લેશનો અનુભવ તે કરતો નથી, તે પ્રમાણે કોઇ વેળાએ તે અમૃત રસનો સ્વાદ લીધો નથી તેથી તેના અભાવથી કેવી દુર્દશા થાય છે તેનો અનુભવ કરતા નથી. સ્વાધીનતા ખોયાથી ગષ્ટેવસની કેવી દુર્દશા થઈ હતી, અને તે પાછી મળ્યાથી તેના મનમાં કેવો અનહદ આનંદ થયો હતો તેનો અનુભવ આપણે કરી શકતા નથી; જેના મનમાં એ ભાવ અંકુરિત થયો છે, તેજ તે જાણે છે. પરતંત્રતા કેવી હૃદયભેદક દુર્દશા છે, અને સ્વતંત્રતામાં કેવું સુખ છે, તેનો અનુભવ કરવાની શક્તિ આપણામાં આજપણુ ઉત્પન્ન થઈ નથી. અને આમને આમ ચાલશે તો તે કયારે જન્મશે તે ઈશ્વરજ જાણે.

---

# સ્વદેશાનુરાગી વિલિયમ ટેલ.

જે સમયે સ્કાટલંડમાં વાલેસ જાતીય સ્વાધીનતા રક્ષાને માટે ખરીખંતીથી યત્ન કરતો હતો, તે સમયે સ્વીટઝરલેંડમાં બીજો એક રાજનૈતિક સંન્યાસી આષ્ટ્રિયાની સાથે સ્વાધીનતા સમરમાં નિયુક્ત થયો હતો. સઘળાઓ જાણે છે તેમ એનું નામ ટેલ હતું. એના અદ્ભુત કામનો વિચાર કરીને જોયાથી એ વાસ્તવિક મનુષ્ય જાણીને જણાતો નથી, જાણે કવિની કલ્પના વિજંભિત હોયને એવો જાણીને જણાયછે, પરંતુ તે વાસ્તવિક માનવ—અથવા માનવ–રૂપી દેવતા હતો. વસ્તુતઃ હૃદયની વિશાળતા, ઇચ્છાની અલંધ્યતા, લક્ષ્યની અચળતા, અને સ્વજાતિ પ્રેમ તથા સ્વદેશાનુરાગની ગભીરતામાં તે દેવોપમ હતો. તે સ્વદેશનું મંગળ કરવાને વાસ્તે મૃત્યુમાં–અથવા તેના કરતા પણ ભયાનક જો બીજું કંઈ હોય તો પણ તેમાં કુદકો મારવાને ચુકે એવો નહોતો. તેના હૃદયમાં ભય મુદલે નહોતો. તે પરાક્રમમાં કેશરી હતો.

જ્યારે ચારે બાજુ અંધકાર પસરેલો હતો, જ્યારે ચારે બાજુએ જુલમ ગુજરતો હતો, જ્યારે સર્વ સ્વીટઝરલડનું આસ્ટ્રિયાની બેડીમાં પડયું હતું, ત્યારે એ રણ-વીર સ્વીસ ક્ષેત્રમાં જાતીય અધિનાયક-રૂપથી આવિર્ભૂત થયો હતો. તેના શરીરમાંથી તેજ-પુંજ નિકળતા જોઇને લોકોએ વિચાર કર્યો કે વિજય-લક્ષ્મી તેજ-પુંજને બ્હાને જાણે તેને ઘેરીને આવી હોયને.

આ રણવીરે એક સાધારણ ખેડુતના ઘરમાં જન્મ લીધો હતો, તથાપિ તેનો આત્મા અતિ મહાન્ હતો. તે શત્રુના હાથમાં આત્મ-સમર્પણ કરવાના કરતા મૃત્યુ શ્રેય જાણતો હતો. એક વેળાએ એક ખેડુત જમીનમાં હળ ખેડતો હતો. એવી વખતે આષ્ટ્રિયા રાજપ્રતિનિધિનો કામદાર અકારણથી આવીને હળ ખેડનારના બે બળદને લઇને કહ્યું 'આ કામને માટે બે સ્વીસ લગાડયાથી સારી પેઠે ચાલશે, કારણ કે તેઓ ભાર ઉચકવાને માટે પેદા થયા છે.' ખેડુતને એથી ગુસ્સો ચઢયો તેને તરત હાથમાંના પરોણાથી માર્યો. મારીને તે ભવિષ્યતનો વિચાર કરીને તરત નાશી ગયો. ક્રોધાન્મત્ત આષ્ટ્રિયનને તેની શોધ કરી પણ તેનો પતો લાગ્યો નહિ ત્યારે તેના વૃદ્ધ પિતાને જઇને પકડયો.

વૃદ્ધનું જે કંઈ હતું તે સર્વ રાજ કોષમાં નાખવામાં આવ્યુ. ફ્રીવારે દુષ્ટોએ તેની બંને આંખ ફોડીને આંધળો કર્યો. લાકડી હાથમાં ઝાલીને દરવાજે દરવાજે ભિક્ષા કર્યા શિવાય બીજો કંઈ ઉપાય રહ્યો નહિ. એવી રીતના અસહ્ય જુલમથી સર્વ સ્વીટઝરલેંડનાં રહેવાસી ત્રાહી થઈ ગયા હતા. તેઓ ટોળે ટોળા આવીને એક જગ્યા ઉપર એકત્ર થવા લાગ્યા. સર્વએ એક વાક્યથી વીરકેશરી વિલિયમ ટેલને જાતીય સેનાનો અધિનાયક મુકરર કર્યો. ઘણીકવાર છુપીરીતે જાતીય સભાઓ થઇ. પરસ્પરના પ્રતિ વિશ્વાસ-રક્ષા અને મંત્ર ગુપ્તિને માટે પરસ્પરના સામે સોગન લઇને પ્રતિજ્ઞા બદ્ધ થયા. સાધારણ અભ્યુત્થાનને માટે એક દિવસ મુકરર કરવામાં આવ્યો. સઘળાઓ ઉત્સુક ચિતથી તે દિવસની વાટ જોવા લાગ્યા. એવી વખતે એક દુર્ઘટનાથી સર્વ ઉલટો બનાવ બન્યો. રાજ્યપ્રતિનિધી આલર્ફે નગરની બજારમાં એક ઝાડ ઉપર પોતાની ટોપી લટકાવીને જાહેર કર્યુ કે, "સ્વીટઝરલેંડના સર્વ લોકને આ ટોપીની આગળ માથું નમાવવું અને ઉઘાડે માથે થવું, મ્હને જે સંમાન આપવામાં આવે છે. તે સંમાન ટોપીને આપવું. વિલિયમ ટેલે ઉપાલો હુકમ પ્રતિપાલનમાં સંપૂર્ણરીતે અસ્વીકાર કર્યો. આષ્ટ્રિયન પોલીશ તેને પકડીને ગવર્નરની પાસે લઇ ગઈ. ગવર્નર સ્વાભાવિક નિષ્ઠુરતાને વશવર્ત્તી થઇને હુકમ કર્યો કે ટેલને પોતાના પુત્રના માથા ઉપર એક આપલ્ ફલ રાખીને બંદુક છોડવી પડશે. ધનુર્વિદ્યામાં ટેલની સવિશેષ પારદર્શિતા હતી, તેથી તેણે નિર્ભયથી શરસંધાન કર્યો. આપલ્ વિદ્ધ કર્યું, પરંતુ પુત્રના મસ્તકને કંઈ પણ ઇજા આવવા દીધી નહિ. સર્વ મંત્ર મુગ્ધની પેઠે આ અદ્દ્ભૂત ઘટના જોતા રહ્યા. સ્વીટઝરલેંડના લોકો એ ઘટનાની યાદગારીને વાસ્તે જે સ્મૃતિ સ્તંભ બનાવ્યો છે. તે હાલ પણ કાયમ છે.

આપલ્ વિદ્ધ કર્યા પછી ટેલે બીજો એક બાણ છુપાડેલો કાઢયો. ગવર્નરે જોયો તેથી પૂછ્યું "તું શાવાસ્તે બીજો બાણ લાવ્યો છે" ટેલે જવાબ આપ્યો "જો પેહેલા શરથી આપલ્ ભેદ નહિ કરવામા આવે અને પુત્રના મસ્તકને સ્પર્શ કરે તો બીજા બાણુથી તમને મારવાને કામ લાગે." આ વાક્યથી ગવર્નર ક્રોધથી અધીરો થઇને ટેલને શાંકળથી બંધાવીને પોતાની હોડીમાં લઈ જવાનો હુકમ કર્યો અને પોતે પણ તેમાં બેઠો. ઇચ્છા કરી

હતી કે કુચનાચના કિલ્લાના કેદખાનામાં તેને બંધીવાન કરીશ; પરંતુ તેમ બન્યુ નહિ. દરીઆમાં તોફાન આવ્યું. ગવર્નર જાણુતો હતો કે ટેલ નૌકા ચાલન કરવામાં ઘણો કુશળ છે. એ વાસ્તે તેને શાંકળથી મુક્ત કરવાનો હુકમ આપ્યો. ટેલ શાંકળથી છુટતાજ અતિ વેગે સમુદ્રમાં કુદકો મારીને તરંગમાળા કાંપતો કિનાર ઉપર ગયો. છેટેથીજ તે વિરાટ પુરુષ એક કુદકાથી કિનારા ઉપર જઈ પડ્યો. ગવર્નર અને તેના આષ્ટ્રિયન અનુચરો અતલ પાણીમાં ડુબી મુવા. પેલી બાજુએ તે મહાપુરુષના પુનરાર્વિર્ભાવથી સર્વ છાવણીમાં બળવો જાગ્યો. આષ્ટ્રિયનસેના પરાજીત થઇ, અને સ્વીટઝરલેંડના કિલ્લા ઉપર પાછો જાતીય વાવટો સગર્વથી ઉડાવવામાં આવ્યો. વિલિયમ ટેલની અદ્દભુત અવદાન પરસ્પરા જાણુનારા નહિ હોય એવા ઇતિહાસ વાંચનાર જવળેજ નહિ મળે. સ્વીટઝેરલેન્ડની દરેક છાવણીમાં વિલિયમ ટેલનો કીર્ત્તિસ્તંભ નિખાત થયો, અને તે પાર્વત્ય પ્રદેશના પ્રત્યેક ર્‌હેનારના હ્દદય મંદિરમાં તેની યાદદાસ્ત હજી સુધી અતિ યત્નથી અને ભક્તિભાવથી પરિરક્ષિત અને પરિપૂજિત થતી આવે છે. ધન્ય વીર! ધન્ય તમારો સ્વદેશાનુરાગ!

---

## ન્યાયપરાયણ ડિસિયસ અને દેશભકત માનિલશ.

દેશને માટે પ્રાચીન કાળમાં રોમના યોદ્ધા કેવીરીતે અકાતરથી પ્રાણુ આપતા હતા તેના એક બે દાખલા આપવામાં આવેછે. ઈ. સ. પૂર્વે ૩૩૯ માં નવા રોમ રાજ્યમાં અને જુના લાટીન રાજ્યમાં લઢાઇ થઈ હતી. ટિટસ માનિલસ અને પુબ્લિયસ ડિસિયસ નામના બે માણુસ રોમનોના સેનાપતિયો હતા. પોત પોતાની સેના લઇને માનિલસ અને ડિસિયસ વિસુવિયસ પર્વતની તટાલીમાં છાવણી નાંખી. તે વેળાએ "વિસુવિયસ" જ્વાલામુખી થયો નહોતો, તે છતાં પર્વતના શિખર ઉપર એક ગહ્વર અને કોઇ કોઇ વખત ગહ્વરની આસપાસ થોડી રાખ અને બીજા આગ્નેય પદાર્થ નજરે પડતા હતા, પરંતુ તેને લોકો આગ્નેય પદાર્થ સમજતા નહોતા; તેઓનો સાધારણુતઃ વિશ્વાસ હતો કે આ ગહ્વરમૃત માણુસોનું ર્‌હેઠાણુ છે. ગહ્વરની નીચેના પર્વત ઉપર મ્હોટા મ્હોટા ઝાડ, નાના પ્રકારની વેળો અને આ-

રીક બારીક ઝરણો હતાં; વિસુવિયસ પર્વત તે વેળાએ લીલો છમ જેવો દેખાતો હતો. એક દિવસે રાત્રે બન્ને સેનાપતિએ સ્વપ્નુ જોઉં કે લાટીન અને રોમ બન્ને પક્ષમાંથી જે પક્ષનો સેનાપતિ મૃત્યુ દેવતાની આગળ પોતાનું બળિદાન આપશે તે પક્ષનો લઢાઇમાં જય થશે. તેઓએ બીજી સવારે એક મેકને સ્વપ્નાનું વૃતાન્ત કહ્યું અને બંને એકઠાં થઇને લઢાઇ કરવાની ઇચ્છા કરી અને આવીરીતે લઢાઇ કરવાનું નક્કી કર્યું કે લઢાઇની વેળાએ બે ટુકડીમાં સૈન્ય વેહેંચીને ડિસિયસે દક્ષિણ તરફનું અને માનિલસે ડાબી તરફનું નેતૃત્વ લેવું અને જે ભાગનું લશ્કર પેહેલાં હઠે તે બીજા ભાગના ઉપરીને ખબર મોકલીને પોતાનું મૃત્યુ દેવતાની આગળ બળિ આપવું, અને બીજી તરફનો નેતા લઢાઇ કરીને જય મેળવે.

લાટિનોના અને રોમનોના ચેહેરા અને પોશાક એક સરખા હતા, કોણ જાણે સેનામાં વિશૃંખલતા આવે એ ભય માટે પોતાની તાબેની સેનાને વિશેષ કરી કહી મૂકયું કે હું જ્યારે હુકમ આપું ત્યારેજ લઢાઇ કરવી. જે માણસ તેમ નહિ કરતા પેહેલાં લઢાઇ કરશે તેને મારી નાખીશ. પરંતુ નસીબ સંયોગે માનિલસના પુત્રને એક લાટિને આ વખતે દ્વન્દ્વ યુદ્ધમાં બોલાવ્યો. પ્રથમ માનિલસે એકવાર એક ભીષણ કાય દૈત્ય વિશેષ ગલને દ્વન્દ્વ યુદ્ધમાં હરાવીને મારી નાંખ્યો હતો અને ઘણું સન્માન મેળવ્યું હતું. આજે પુત્રને પણ પિતાની પેઠે દ્વન્દ્વ યુદ્ધમાં વીરત્વની ઓળખાણ આપીને પિતાને સંતુષ્ટ કરવાની ઇચ્છા થઇ. આ ઉલ્લાસને લીધે પિતાએ હમણાં દ્વન્દ્વ યુદ્ધ કરવાને મનાઈ કરીછે તે ભૂલી ગયો ને યુદ્ધમાં જય મેળવીને મૃત પ્રતિદ્વન્દ્વીનાં અસ્ત્ર લઈને પિતાની પાસે ગયો; માનિલસ પુત્રનું વીરત્વ જોઇને સંતુષ્ટ થયો, પરંતુ કર્તવ્ય પરાયણ રોમન કર્તવ્ય ભૂલ્યો નહિ. દુઃખિત હૃદયથી પુત્રને સંબોધન કરીને બોલ્યો "બેટા.! તે નેતાની આજ્ઞા લોપીને જે અન્યાય કર્યો છે તેનો મૃત્યુજ ફક્ત દંડ છે. હું કર્તવ્ય અને ન્યાયને વિસર્જન કરીને તારો બચાવ કરી શકું છું. પરંતુ તું જો મ્હારો પુત્ર હોય તો તને આવું જીવન રાખવું ઠીક નથી." વીર પિતાના વીરપુત્રે અમ્લાન વદનથી અસંકુચિત ચિતથી ખરા અંતઃકરણથી મૃત્યુ દંડની અરજ કરી. માનિલસે વિજય માલ્યથી યુદ્ધનું ઇનામ-પુત્રનું મસ્તક ભૂષિત કરીને તેના મૃત્યુદંડનો હુકમ

કર્યો. તેના પ્રાણનો પ્રાણ માર્યો ગયો, છાતીના બંધન છિન્નભિન્ન થઇ ગયાં, તોપણ નિરશ્રુ નયનની કર્તવ્ય બજાવ્યું. એ થયા પછી બે દિવસે લઢાઇનો આરંભ થયો, થોડી વારમાં ડિસિયસના લશ્કરનો પેહેલો ભાગ પછવાડે હઠ્યો. તે પણ આ વાસ્તે વાટ જોતો હતો, એ જોઇને તેણે રોમના પ્રધાન પુરોહિતને બોલાવ્યો. પુરોહિતે યથાવિધિએ મંત્રાદિ પાઠ કરીને તેને પવિત્ર કર્યો. ડિસિયસ એક સફેત ઘોડા ઉપર સ્વાર થઇને વિજળીની પેઠે એકલો શત્રુસેનામાં પેઠો, શત્રુએ પેહેલાં તેને કોઇ રીતની અમાનુષી મૂર્તિ જાણીને આશ્ચર્ય થયા, ત્યાર પછી તેને ઓળખીને ખંડ વિખંડ કરી મૂકયો. પેલી બાજુએ ડિસિયસે માનિલસને ખબર મોકલી હતી, ખબર મળતા વારમાં માનિલસ રડી પડયો, પુત્ર શોકાતુર પિતાની આશા હતી કે મૃત્યુ દેવતા તેનેજ ગ્રહણ કરશે, હવે મને વધારે દિવસ પુત્રનો વિરહ સહન કરવો પડશે નહિ, આમાં જ્યારે નિરાશ થયો ત્યારે પુત્રનો શોક ઉછળી પડ્યો, પરંતુ તે જલદીથી દમન કરીને સેનાને એકઠી કરીને યુદ્ધમાં આગળ વધ્યો, ડિસિયસે આત્મસુખ ત્યાગ કર્યું છે તેથી જયલક્ષ્મી આપણીજ છે, આવો વિચાર કરીને બમણા ઉત્સાહથી રોમન લશ્કર લઢવા લાગ્યું. લઢાઇમાં માનિલસનો જય થયો, પરંતુ લઢાઇ થઈ રહ્યા પછી કેટલાક દિવસ પછી પુત્ર શોકથી તેણે પણ પ્રાણ છોડ્યો.

ડિસિયસના પુત્રે પણ પિતાના પ્રમાણે આત્મોત્સર્ગ કર્યો હતો. ૨૯૪ ઈસવી સનની પેહેલાં રોમનોની સાથે ગલોની લઢાઈ થઇ હતી. તે વેળાએ રોમ પરાજય પામવાની હાલતમાં હતું. એવી વખતે ડિસિયસના પુત્રને પિતાની પ્રાણોત્સર્ગની વાત મનમાં આવી, તે પણ યુદ્ધનો એક નેતા હતો. પિતાની પેઠે તેણે પણ સ્વસુખ ત્યાગ કરીને દેશની રક્ષા કરવાનું નક્કી કર્યું અને તરત પુરોહિતને બોલાવીને યથાવિધિ મંત્રપુત થઇને સ્વસુખ ત્યાગ કર્યો આ વખતે પણ રોમનોનો જય થયો.

---

## દેશભકત વાટસિનજિટોરિસ્ક.

ઈ. સ. પર વર્ષની પેહેલા પ્રખ્યાત જુલિયસ સીઝર ગલ પરાજય કરીને બ્રિટનને તાબે કરવા માટે ગયો. ગલોના કેટલાક મ્હોટા મ્હોટા માણસોને અને પોતાના મ્હોટા વિરોધીને સીઝરે

ઘણા નિષ્ઠુર રૂપથી મારી નંખાવ્યા હતા. તે અપમાનથી અને તાબેદારીના જુલમથી ગલોના વીર હૃદય જર્જરિત થતાં હતા. સીઝર ચાલ્યો જાય તો તેઓના અધિનેતાઓએ એકઠા થઇને આવા સોગન ખાવાનો ઠરાવ કર્યો કે જો કદી વિદ્રોહ થાય તો પણ પ્રાણ જતા કોઈ કોઇને છોડે નહિ અને વિશ્વાસઘાત કરે નહિ. એક દિવસે સવારે અરલીનસના રહેવાસિયોએ ગલોના ઉપર રોમન લોકોએ ઘણો જુલમ કર્યો. તેથી લાચારીથી ત્યાં વિવાદનું મઠાણ થયું. ગલોએ ત્યાંના સઘળા રોમન લોકોને મારી નાંખ્યા. તે વેળાએ ટેલીફોન પણ નહોતો, ટેલીગ્રાફ પણ નહોતો; પરંતુ તે છતાં લોકોના પોકારથી એક પ્હાડના શિખર ઉપરથી બીજા પ્હાડના શિખર ઉપર-ત્યાંથી ત્રીજા પ્હાડના શિખર ઉપર-આવી રીતે સાંઝે આ ખબર ૧૬૦ માઇલ છેટેના આવતિ શેહેરમાં પ્હોંચી. જેમ નદીની ગતિને રોકવી ઘણી મુશ્કેલ છે, તેમ જ્યારે જુલમથી પીડાતી આધીન જાતિના દલિત હૃદયમાં નવબળ આવેછે અને તે એકવાર સવેગથી આગળ વધેછે ત્યારે તેનો અટકાવ કરવો ઘણો મુશ્કેલ પડેછે. આ જગ્યાપર વારસિનજિટોરિક્સ નામનો એક જવાન રહેતો હતો. આ અધીનતા અને જુલમથી તે ઘણો મુઝાઇ ગયો હતો અને તેને ઘણું દુઃખ ઉપજતું હતું. વિદ્રોહની ખબર મળતાંજ તેણે બીજા ગલોને એકઠાં કરીને રોમનોની વિરુદ્ધમાં તેઓને ઉતેજિત કરવા લાગ્યો. તેનો કાકો આર્વાણનો અધિનાયક હતો, તેણે રોમનોના ક્રોધના ભયથી તેને જારગોવિવા નગરમાં દેશનીકાલ કર્યો, પરંતુ તે એક દળ ઉત્તેજિત હૃદય યુવકવૃન્દની સાથે જાતીય અધિનાયક સ્વરૂપ બળજોરીથી નગરમાં પેઠો. ચારે બાજુની બીજી જાતીયો તેની સાથે આવીને સામેલ થઈ. સીઝરને ખબર મળી કે લયાર નદીની આસપાસના સઘળા મુલકમાં બળવો જાગ્યોછે. તે સખ્ત તાઢમાં, અનંત તુષાથી મંડિત સેવેની મરુભૂમિ અતિક્રમ કરીને એકાએક આર્વેનિમાં આવી પ્હોંચ્યો. આર્વેનિના રહેવાસિયો આશ્ચર્ય પામ્યા, તેઓનો વિશ્વાસ હતો કે સેવેનાનો બરફ ઓગળવો ઘણો મુશ્કેલ છે.—શિયાળાની ઋતુમાં બરફ આર્વેનિનો મજબુત રક્ષક છે. સીઝરે જલદીથી ઘણા ખરા સ્થાન પાછા જીતી લીધાં, બીજા સ્થાન પણ તે નિશ્ચય સેહેલાઇથી જીતી શકત, પરંતુ આ વખતે વારસિનજિટોરિક્સે તેના મ્હોટા મ્હોટા સોબતીને બોલાવીને કહ્યું

કે જો તેઓ દેશની રક્ષા કરવા ઈચ્છતા હોયતો શેહેરના મકાન ધ્વંશ કરવા અને નગરમાંના પશુઓને શેહેરમાંથી દૂર કરવા એજ શેહેરને બચાવવાનો એક માત્ર ઉપાય છે. મરૂમય પ્રદેશ તાબે કરીને રોમનોનું શું વળશે અને ખોરાક વગરના દેશમાં તેઓ કેવી રીતે રહેશે ? પોતાના રહેવાના ઘરોનો ધ્વંશ કરવામાં દુઃખ થાયછે ખરૂં, પરંતુ જ્યારે સ્ત્રીપુત્ર સર્વે કેદખાનામાં બંધીવાન થશે, જ્યારે પોતાના ઘરમાં બીજા માણસો વસશે ત્યારે શું તેનાથી વધારે દુઃખ જણાશે નહિ ?

સઘળાઓએ તેની સૂચના માની, પેહેલે દિવસે ૨૦ નગર બાળી નાખ્યાં. ધીરે ધીરે બાળી નાંખનારાઓ આવિકરમ જિલ્લા માહેલાં બુર્જેર નગરમાં આવી પ્હોંચ્યા. તે જગાપરના રહેવાસિયોએ ગુટણ ઉપર પડીને વાટસિનજિટોરિસ્કની આગળ પ્રાર્થના કરી કે દેશમાં સર્વ કરતા સુંદર આ નગરછે તેનો નાશ નહિ કરવો જોઇયે. વિશેષત: એક ન્હાનો અંદર જવાનો રસ્તા શિવાય નગરની ચારે બાજુએ નેહેર અને નદી ઘેરાયલી છે, તેથી તેને શત્રુના હાથથી બચાવવું મુશ્કેલ પડનાર નથી. વાટસિનજિટોરિસ્ક પોતાની ઈચ્છા બાળી મૂકવાની હતી, પરંતુ ઘણા લોકોનો આગ્રહ જોઇને પ્રાર્થના ગ્રાહ્ય કરી તેથી બુર્જેસનો ધ્વંસ કરવામાં આવ્યો નહિ. સીઝરે આ નગર ઉપર ઘેરો નાખ્યો. તેથી તેના સિપાઇયો તાઢથી અને ભુખથી ઘણું કષ્ટ સહન કરવા લાગ્યા. સીઝરના લશ્કરમાં મુદલે ખોરાક નહોતો, ઘણા દૂરથી પશુ લાવીને ખાવા પડતાં. વાટસિનજિટોરિસ્કને જ્યારે લાગ મળતો ત્યારે પશુઓને રસ્તામાં લુટી લેતો. અને તેઓને માર મારીને ઘણું દુઃખ આપતો. પરંતુ અધ્યવસાયી રોમનો સેહેલાઈથી પરાઙ્મુખ થવાવાળા નહોતા. ગલોના બુર્જેર નગરની દિવાલ ઘણી મજબુત હતી. લાકડા અને માટીના થરોથી ઘણીજ મજબુત દિવાલ કરેલી હતી અને બહાર મ્હોટા મ્હોટા પથરાઓ ચણેલા હતા.

તે વેળાએ બે પ્રકારથી દિવાલ તોડવામાં આવતી હતી. એક ગોળાગોળી ફેંકીને અને એક ભેંડાના માથાના આકારના મ્હોટા મ્હોટા હતોડાના ઘાથી. રોમનોએ બે પ્રકારની તદબીર કરીને દિવાલ ભાગવાની કોશેશ કરી, પરંતુ કોઇરીતે દિવાલ ભાગી શક્યા નહિ. માટી હોવાને લીધે ગોળા વ્યર્થ થઈ

જતા, લાકડા હોવાથી હતોડા ભાગી જતા. રોમનો દિવાલ ભાગવાની આશા મૂકી દઇને દિવાલ ઓળગીને નગરમાં પ્રવેશ કરવાના ઇરાદાથી દિવાલની સામે એક ઉચી ટેકરી કરવા લાગ્યા, પરંતુ તેઓ જેટલી ઉચ્ચી ટેકરી કરવા લાગ્યા, તેટલી નગરમાંના રહેવાસિયો દિવાલ વધારવા લાગ્યા. આવીરીતે ૨૫ દિવસ સુધી નગરના રહેવાસિયોએ નગરની રક્ષા કરી, પરંતુ હવે રક્ષા થઇ નહિ. રોમનો નગરમાં પ્રવેશ કરીને સર્વ રહેવાસિયોને મારી નાંખવા લાગ્યા. કેવળ ૮૦૦ માણુસો નાસીને નગરની બહાર વારસિનજિટોરિસ્કની છાવણીનો આશ્રય લઇને પ્રાણુની રક્ષા કરી. વારસિનજિટોરિસ્ક જાણુતો હતો કે બુર્જસ નિશ્ચય શત્રુના હાથમાં જશે. દરરોજ કેવળ ખબરની વાટ જોતો હતો, હમણાંની ખબરથી વિશેષ હતાશ થયો નહિ. આવેલા માણુસોને ખાવાનું કપડા આપીને સઘળાઓને સાથે લઇને પોતાના રહેવાના આવાસમાં ગયો. અહિં કેટલાક દિવસ બન્ને પક્ષમાં મ્હોટી લઢાઈ થવા લાગી, પરંતુ તે વેળાએ બીજી એક જગાપર વિદ્રોહ થયો હતો તેથી સીઝર તે વિદ્રોહ દમન કરવાને માટે ગયો. આર્વાન હમણાં થોડા દિવસને માટે સ્વતંત્રતાનું મ્હોં જોઇને બચ્યું, પરંતુ અધ્યવસાયી રોમનોના હાથમાંથી કોઈ પણ ઘણા દિવસને માટે પરિત્રાણુ થતા નથી—આ અધ્યવસાયના ગુણુથી રોમ ભુવનવિજયી થયું છે. પાછી ક્રમાગત ઉપરાઉપરી ચઢાઇથી ગલોએ અંતે પર્વતના એલિસિયસના કિલ્લાનો આશ્રય લેવાને બાધ્ય થયા. સીઝરે તે પણુ કિલ્લો ઘેરી લેવાની ઇચ્છા કરી. ગલોને નાશવાનો માર્ગ બંધ કરવાને માટે તેણે એલિસિયસના કિલ્લાની ચારે બાજુએ મજબુત દિવાલ અને ખાઇથી ઘેરો ઘાલ્યો. દિવાલ પુરી થઇ રહેવાની આગમજ વારસિનજિટોરિસ્કની સાથે એકવાર લઢાઈ થઈ. પેહેલાં વારસિનજિટોરિસ્કની જય મેળવાની સંભાવના હતી, પરંતુ અંતે તે પરાજિત અને તેનું પુષ્કળ સૈન્ય કંપાઈ ગયું અને જખમી થયું, જખમી થયલા અકર્મણ્ય માણુસોને કિલ્લામાં રાખવા નિષ્પ્રયોજનછે તેથી તેઓને વિપદ્દમાંથી ઉદ્ધાર કરીને તેમને દેશમાં પાછા મોકલવા એવો શુભ વિચાર કરીને વારસિનજિટોરિસ્કે તેઓને સ્વદેશ જવાની અનુમતિ આપી. અંધારી રાતે રોમનોની નજર ચુકાવીને તેઓને કિલ્લામાંથી બહાર કાઢચા અને કાઢતી વેળાએ વારસિનજિટોરિસ્કે તેઓને

કહ્યું કે તમે જ્યાં જાઓ ત્યાં ગલોને કહેતા જજો કે થોડી વારમાં મને મદદ કરવાને લોકો એકઠાં થઈને આવે. જો તેઓ મદદ નહિ કરતો અમારી પાસે ૩ દિવસ કરતા વધારે ખોરાક નથી. એમ નહિ થાય તો અમે નિશ્ચય શત્રુના હાથમાં આત્મ સમર્પણ કરવાને બાધ્ય થઇશું. સીઝરે દિવાલની પાસે બે મ્હોટી ખાઇ ખણાવી. એક પાણીથી ભરપૂર કરી અને બીજી ખાઈમાં બાણના ફલાના જેવા તીક્ષ્ણ હથિયાર બીછાવ્યાં. બન્ને બાજુએ ન્હાના ન્હાના ધારવાર અસ્ત્ર બીછાવ્યાં આ બધુ કોની મુગદુર છે કે ઓળંગીને કિલ્લામાંથી જાય. કિલ્લાના રહેવાસિયોને આવી રીતે બંધ કરીને સીઝર કિલ્લાની થોડે છેટે એક મ્હોટી ખાઈ ખણાવી. બીજી જગાપરથી ગલો જો કિલ્લાના રહેવાસિયો ગલોને મદદ કરવા આવવા ઇચ્છે તો એથી આવતા રોકાય. વારસિનજિટોરિસ્કના માણસોના કહ્યા પ્રમાણે તેનો સગો વારગોલિનસ બીજા ગલોની સાથે તેને મદદ આપવાને આવ્યો. વારસિનજિટોરિસ્ક તેઓને કિલ્લામાંથી જોઇને બંધુઓની પાસે જવાને માટે કિલ્લાના રહેવાસિયોને લઇને સીઝરની ખણેલી ખાઇ માટીથી ભરી લેવાની કોશશ કરવા લાગ્યો. હાય ! આવી ક્ષમતા અથવા થોડી મુદતમાં શું કામ થનાર હતું ? પેલી બાજુએ લારગેલિનસ ખાઇ ઓળંગીને કિલ્લાની તરફ આવવાને માટે પ્રાણપણથી કોશેશ કરે છે, એવી વખતે લશ્કરની સાથે સીઝરે આવીને તેઓને રોકયા. બંને દળમાં લઢાઇ થવા લાગી. ગલો હારી ગયા અને વારગેલિનસ અને બીજા કેટલાક ગલો બંધીવાન થયા. કિલ્લામાંની ખોરાક આટલા દિવસમાં ખુટી ગયો હતો, કિલ્લાના રહેવાસિયોને હવે કંઇ આશા નહોતી. હવે બચવાની આશા જતી રહી.—પરંતુ કિલ્લાના રહેવાસિયો હજી પણ એક ઉપાયથી પોતાનો બચાવ કરી શકે છે. તેઓને માટે પોતાનો પ્રાણ ઉત્સર્ગ કરી શકે છે. બીજે દિવસે સવારે વારસિનજિટોરિસ્કે પોતાના સોબતીને કહ્યું કે મેં દેશની સ્વતંત્રતાને માટે લઢાઈ કરી છે, મ્હારા પોતાના સ્વાર્થને માટે લઢયો નથી. તે સ્વતંત્રતા જ્યારે ઉદ્ધાર થઇ નહિ ત્યારે હું દેશવાસિયોને માટે મ્હારો પોતાનો પ્રાણ ઉત્સર્ગ કરવાને તૈયાર છું. હવે દેશવાસિયો કેવી રીતે ગ્રહણ કરવા ઈચ્છે છે ? તમે પોતે મને મારી નાંખીને સીરઝનો કોપ શાંત કરવાને ઈચ્છો છો કે મને સીઝરની પાસે જીવતો ઉત્સર્ગ કરવા ચહાઓ છો ? હાય! જેને સ્વતંત્રતાના ઉદ્ધાર

કરવાને માટે પ્રાણપણથી યુદ્ધ કર્યું છે, તેને આવી રીતે ઉત્સર્ગ આપવા હેવો એ ઘણું મુશ્કેલ ભરેલું કામ છે. પરંતુ તેના શિવાય બીજો કંઇ ઉપાય નહોતો.–હજારો માણસના મૃત્યુના કરતા એક જણનું મૃત્યુ શ્રેય છે! સીઝરની પાસે સૂચના કરી મોકલી કે જો વારસિનજિટોરિસ્કને લઇને બીજા ગલોને નિરાપદે છોડવામાં આવે તો ગલો વારસિનજિટોરિસ્કને આપના હાથમાં સોંપવા ચાહ છે. સીઝરે આ સૂચના કબૂલ રાખી. સઘળા કિલ્લાના રહેવાસિયો સીઝરથી કને આવ્યા, પેહેલાં વારસિનજિટોરિસ્કને બંધીવાન રૂપથી સીઝરના હાથમાં સોંપ્યો ત્યારપછી બીજા ગલોએ પોતપોતાના હથિયાર છોડી દઇને માથુ ઝુકાવીને ચાલ્યા ગયા. વારસિનજિટોરિસ્કને રોમમાં કેદખાનામાં રાખીને સીઝર પાછો દિગ્વિજય કરવા નિકળ્યો. તે છ વર્ષ સુધી કેદખાનામાં રહ્યો. કેદખાનામાં બેસીને પોતે અને રોમના દરેક બંધીવનોના અદષ્ટરૂપ અંતની હત્યાના દિવસની વાટ જોવા લાગ્યો. તે દિવસ એક દિવસે આવ્યો.

દિગ્વિજયથી સીઝર રોમમાં પાછો આવ્યો છે. રોમનું વિજય દ્વાર તેને માટે ખુલું થયું છે. રોમના ઘરે ઘરે પતાકા શોભા આપેછે, ઘરના દરવાજા ઉપર સુચારુ વેશ અને અલંકાર તથા ફુલોથી શોભાયમાન થયલા ગૃહદેવતા સ્થાપેલા છે. રાજમાર્ગે ઉપર જયોત્સવ થઇ રહ્યો છે. પેહેલાં મ્હોટા હોદ્દેદાર ચાલ્યા ગયા, ત્યારપછી એક વાજાની ટોળી ગઈ. ત્યારપછી જયચિન્હ સર્વે આણવામાં આવ્યા, રાઈન અને રોન નદીના દેવતા અને સ્વર્ણમય સમુદ્રની સુવર્ણથી કરેલી મૂર્ત્તિ દેખાડવામાં આવી. ચિત્ર દ્વારા સેવેનાનો અનંત તુષાનો આર્વાનના તુંગ શિખરમાળા વગેરે વિજિત પ્રદેશના ઘણા મનોહર દેખાવ દેખાડ્યા. આવિકરનનો કિલ્લો અને દિવાલ મૃણાયનો ગલદેશની નવી વનસ્પતિ, ઈત્યાદિ ઘણીક વસ્તુ એક એકના પછી પ્રદર્શિત થયા ત્યાર પછી એક ટોળી, સુમધુર વાંશરી વગાડતી વગાડતી ચાલી ગઇ. ત્યારપછી બળિદાનને માટે સજિત સુવર્ણ–પુષ્પ–શોભિત શૃંગ એક સફેદ સાંઢ અને જીતેલા દેશના વાઘ, રીછ વગેરે નાનાપ્રકારના નવા જંતુ આણવામાં આવ્યા, ત્યારપછી વિજિત જાતિના જાતીય પતાકા. આજ વળી પેલો ઘણા કાલના પછી વારસિનજિટોરિસ્ક અને વારગેલિનર પોતાના જાતીય પતાકા જુએ છે. આજ વળી પોતાના પોશાકથી પોતાનું બખ્તર

પેહેરીને, પોતાની જાતિમાં ઘેરાઇને, જાતીય પતાકાની નીચે ઉભો છે. એક દિવસે આ વેશમાં આ પતાકાની નીચે સ્વતંત્રતાને માટે લઢાઈ કરવાને ઉભો હતો, આજ હાથપગ આબદ્ધથી તે રોમની કૌતુહાલ પરિતૃપ્તને માટે ઉભો છે. હાય નસીબ! તમારી વિચિત્ર ગતિ કોણ જાણે? પેલો સર્વથી છેલ્લો ચાર સશ્વેત ઘોડાના સોનાના રથમાં બેસીને વિજયમાળથી મસ્તક ભૂષિત કરીને ઉત્સવનો નાયક સીઝર આવે છે, એક ગુલામે તેના માથા ઉપર સુવર્ણનો મુકુટ પકડેલો છે, પરંતુ રોમન પદ્ધતિને અનુસારે તેના કાનમાં કહે છે "મનમાં રાખજો તમે પણ માણસ છો,"– હાય! તે વેળાએ શું મનમાં ધાર્યું હશે કે નસીબની વિચિત્ર ગતિથી આ વાતપણ એક દિવસે સફળ થશે? તે વેળાએ શું તે જાણતો હતો કે તેની પછવાડે આજે માળ્યભૂષિત મસ્તક માનવ સમુદ્રમાં જાય છે, તેનામાંથી તેના પછીનો તેનો પ્રાણાધિક પ્રિય એક જણ તેનો હન્તારક થશે!

વિજયવીર ઉત્સવમાંથી રાજ્યમ્હેલમાં ગયો–વારસિનજિટોરિસ્કને સોબતીઓની સાથે અંધારા કેદખાનામાં લાવ્યા અને મારી નાંખ્યાં. પરંતુ એઓમાંથી ખરો વીર કોણ છે? સુવર્ણ રથમાં બેઠેલો સીઝર–કે હસ્તપદાબદ્ધ બંધી વારનિસજિટોરિસ્ક છે? એક રાજ્ય મેળવવાની લાલાચથી હજારો નગરનો નાશ કર્યો છે, હજારો માનવના પ્રાણનો નાશ કર્યો છે–અને એક જણે દેશને માટે પ્રાણપણે લઢાઈ કરી છે, દેશવાસિયોને માટે અકાતરથી પ્રાણ સોંપ્યો છે. ખરેખરો વીર કોણ છે?

---

## સ્વદેશાનુરાગી ચુકેલીરીડ.

જે સમસ્ત આત્મત્યાગી વીરપુરુષોએ અવદાન પરસ્પરથી ક્ષુદ્ર સુઇજરલંડભૂમિ બહુકાલથી સ્વાધીનતાની નિકેતન થઇ છે, શીર્ષોલ્લિખિત મનુષ્ય તેમાં એક અગ્રણી છે. ચઉદમી શદીમાં જર્મનો એ ક્ષુદ્ર રાજ્ય પોતાના અધિકારમાં લેવા સારૂ ઘણો યત્ન કર્યો હતો, પરંતુ કોઈ રીતે પાર થઇ શક્યા નહિ. જર્મનો ધની અને સુસજ્જિત હતા, સુઇસેરા નિર્ધન અને અસ્રશસ્ર વિનાના હતા; જર્મનોની સેનાની સંખ્યા અગણ્ય હતી, એક દળ પરાજિત થયાથી બીજું એક દળ આવતું; સુઇસોની જનસંખ્યા

અતિ અલ્પ હતી, ઉપર્યુપરિ યુદ્ધમાં તેઓની સંખ્યા ઓછી થઈ ગઇ હતી; યુદ્ધ કરવાને વાસ્તે, દેશ રક્ષા કરવાને વાસ્તે લોકો મળવા મુશકેલ પડવા લાગ્યા. એવી અવસ્થામાં સુઇજલંડ શત્રુહસ્તથી પતનોન્મુખ થયો, પરંતુ પ્રાતઃસ્મરણીય યુકેલીરીડના અદ્ભુત આત્મત્યાગથી સુઇજર્લંડનો ઉદ્ધાર થયો.

૧૩૮૫ ઇસવી સનમાં જર્મનસેનાએ સુઇજર્લંડના ઉપર આક્રમણ કર્યો. જર્મનસમ્રાટની સેનામાં યુરોપ પ્રથિત વીર પુરુષો બિરાજિતાં હતા. લૌહવર્મ પેહેરીને ઘોડે સ્વાર અને પદાતિકોના શરીર સુરક્ષિત થયલા હતા. જ્યારે કવચ પેહેરેલા વીર પુરુષો ભાલા ઉઠાવીને હારમાં ઉભા રહેલા હોયછે ત્યારે તેઓનું તે વિચિત્ર વ્યૂહ ભેદ કરે એવી યુરોપમાં વીરસેના ઘણી થોડી હોયછે એવી અવસ્થામાં સુઇસ વીરગણ કોઇ ખેતી છોડીને કોઈ દુકાન છોડીને, કોઈ બીજા જાતના કારખાના છોડીને; કોઇ તો કુદાલિ, કોઇએ તો ફાવડા, કોઇએ ભાલા, કોઇએ હલના કુશીઆ કોઇએ તો દાતરડા, જેને જે મળ્યું તે લઇને દેશ રક્ષાને માટે વિપક્ષનો આક્રમણ સ્રોત નિવારણને વાસ્તે દોડયા.

સેમ્પાકક્ષેત્રમાં ઉભય સેના સંમુખીન થઇ. સ્વદેશ હિતૈષી સુઇસગણ પ્રથમતઃ વેગથી વિપક્ષ સૈન્યના ઉપર પડીને તેઓનું વ્યૂહભેદ કરીને છિન્નભિન્ન કરવાની કોશેશ કરવા લાગ્યા, પરંતુ ભાલાધારી લોઢાના કવચથી ઢંકાયલા તે અભેદ્ય વ્યૂહ ભેદ કરવું કોના સાધ્ય હતું? દળના પછી દળ સુઇસ સેના ભૂતલશાયી થઈ, તે જર્મન ભાલાધારિ અને તે જર્મન સેના–દિવાલના જેવી અક્ષુન્ન થઈ રહી. ક્રમશઃ પોતાનું બળક્ષય જોઇને સુઇસ વીરપુરુષોના મનમાં ક્રમશઃ ભય સંચાર થવા લાગ્યો. તે ભાલાની હારને અતિક્રમ કરીને એકવાર વ્યૂહમાં પ્રવેશ કર્યા શિવાય જીતવાનો બીજો ઉપાય જણાવ્યો નહિ. જો તે ભાલાની હારમાંથી વ્યૂહમાં જવાને માટે થોડો રસ્તો કરવામાં આવે તો રક્ષા થઈ શકે. નહિ તો સામે દુરાશા જણાઈ આવી.

એવી વખતે યુકેલી રીડના મનમાં આવ્યું જો કોઇ ઉપાયથી કેટલાક ભાલાને નિષ્ક્રિય કરીને થોડો રસ્તો કરી શકાય તો સુઈસ સેના અંદર જઈ શકે. ઉપાય પણ તેનો મનમાં ઉદય થયો. આત્મજીવન વિસર્જન આપ્યાથી જો દેશનો ઉદ્ધાર થઈ શકે તો શા વાસ્તે પ્રાણ વિસર્જન નહિ કરું? યુકેલી રીડઅ-

અસર થયો; તેની પ્રાણપ્રિયિનીનું કમનીય મ્હોં મનમાં આવ્યું, તેના ન્હાના ન્હાના છોકરાંના મોઢા મનમાં આવ્યા. પળને વાસ્તે તેનું હ્રદય વિચલિત થયું; પરંતુ તરત સર્વ કરતા પ્રિયતમ જન્મ ભૂમિ મનમાં આવી; ત્યારે પ્રાણપ્રિયિની શિશુ સંતાન સર્વને ભૂલિ ગયો, દ્રઢ પદવિક્ષેપથી જર્મન વ્યૂહ લક્ષ્ય કરીને વેગે ધાવિત થયો. સહયોદ્ધાને પશ્ચાદ્દગામી થવાને બોલાવ્યા, તેઓ પુનરાય નવોદ્યમથી દોડયા. ચુકેલી રીડ તે મૂર્ત્તિમાન શમન સદ્દશ લૌહ કંટક વનની સામે ઉપનીત થઇને બાહુ વિસ્તાક પૂર્વક જેટલા પકડાઈ શકયા તેટલા ભાલા ધરીને પોતાનાં ઉદર મધ્યે તેનો આગલો ભાગ પ્રવેશ કરીને પ્રાણપણે તેને પકડી રાંખ્યા, એવી રીતે એક જગ્યા ઉપરની વ્યૂહભેદનો રસ્તો થયો. ક્રોધોન્મત્ત જર્મન સેનાગણ ભાલા તાણી લેવાની આગમજ સુઈસ વીરગણ વિજળીના પ્રમાણે અને વજ્ર નિનાદથી ચુકેલી રીડના મૃતદેહ ઉપરથી ચાલ્યા ગયા તે સંકીર્ણ માર્ગથી વ્યૂહમાં પ્રવેશ કરીને સિંહવિક્રમથી જર્મનસેના વિધ્વસ્ત કરવા લાગી. જર્મનસેના અનેક ક્ષણ યુદ્ધ કરીને છેલ્લે પરાસ્ત થઇને રણક્ષેત્ર ત્યાગ કરીને ભાગી ગઈ. સુઈજર્લંડની સ્વાધીનતા ચંદ્ર રાહુ મુક્ત થયાથી પાછી અપૂર્વ શ્રીધારણ કરી, અને ચુકેલી રીડે પોતાના પ્રાણદાનથી આલોકમાં અક્ષયકીર્ત્તિ અને પરલોકમાં અનંત સ્વર્ગલાભ મેળવ્યો.

## દેશહિતેચ્છુ જાન હ્યામ્પડન.

પાઠક ચાલો એકવાર શ્વેતદ્વીપમાં જઇએ. સ્વાધીનતાની આવાસભૂમિ ઇંગ્લંડમાં કોઇ વીર સંન્યાસી જન્મ્યો છે કે નહિ, ચાલો જઈને ખબર મેળવીએ. પેલી જે સાંમે એક પાષાણમયી પ્રતિમા રહેલી છે, એ કયા દેવતાની પ્રતિકૃતિ છે? કોણે જાણે ઉત્તર આપ્યો "એ દેવમૂર્ત્તિ નથી, નરરૂપી દેવતા જાન હ્યામ્પડનની પ્રસ્તરમયી પ્રતિમૂર્ત્તિ છે. આ જુઓ પાદપીઠ-બક્ષમાં શું લખેલું છે?" એકવાર વાંચી જોઇએ. એ તેના જીવનનો ઇતિહાસ છે. જે લખેલું છે તેનો મર્મ તથા તેની સમાલોચના નીચે આપવામાં આવે છે.

૧૫૯૭ ઈસવી સનમાં આ મહાપુરુષ લંડન નગરીમાં જન્મ લીધો જ્યારે પેહેલા ચાર્લસના દુર્વિષહ જુલમથી ગ્રેટબ્રિટન ગ-

ભરાયું હતું, જ્યારે કોઈ હિંમત કરીને તેના કાર્યનો પ્રતિવાદ કરવા માથે લેતા નહોતા, તે વખતે આ રાજનૈતિક સંન્યાસી જાતીય સ્વાધીનતા રક્ષાને માટે તૈયાર થયો. ચાર્લસ અવૈધરૂપથી સર્વની આગળથી રૂપીઆ ઉધાર લેવા લાગ્યો. સઘળાઓએ અવનત મસ્તકે તેને રૂપીઆ આપવા લાગ્યા. પરંતુ હામ્પડને પ્રતિજ્ઞા કરી કે તે પ્રાણ રહેતા રૂપીઆ ઉધાર આપવા નહિ. એ તે વેળાએ હાઉસ આફ કામન્સનો એક બુદ્ધિવાન સભાસદ હતો. એણે ચાર્લસને દેખાડી આપ્યું છે, કે પ્રજાની આગળથી એવીરીતે રૂપીઆ ઉધાર લેવા એ મ્યાગનાચાર્ટના વિરુદ્ધ છે. એથી ચાર્લસની ક્રોધની હદ રહી નહિ. તેણે ધાર્યું કે એનામાં એટલી બધી સ્પર્દ્ધા કે, સામાન્ય પ્રજા થઇને રાજાના કાર્યનો પ્રતિવાદ કરે છે? રાજાની સામે મ્યાગ્નાચાર્ટ લાવીને તેની ગતિ રોકવાનો યત્ન કરે છે? એવા દુરાચારનો-તેવા પાપનું-પ્રાયશ્ચિતનું માત્ર સ્થાન કેદખાનુ છે. એવું જાણીને તે હામ્પનને કેદખાનામાં નાખ્યો. હામ્પડન થોડાકાળ સુધી કેદખાનામાં રહ્યો. પરંતુ તેના વિરુદ્ધમાં કંઇ પ્રમાણ ન મળ્યાથી આખર તેને છોડી મૂકવો પડ્યો.

સ્વાધીનતા!-એ શબ્દ હામ્પડનના સાંભળવામાં અતિ મધુર જણાતો. બહુ મૂલ્ય હીરાના કરતા એ તેની આગળ અધિકતર મૂલ્યવાન હતું. પરંતુ તે પોતે મનુષ્યગત સ્વાધીનતાને માટે તેટલો વ્યાકુલ નહોતો. જાતીય સ્વાધીનતા-ધર્મનીતિ, રાજનીતિ, સમાજ વિષયમાં જાતીય મત-સ્વાતંત્ર્ય-એને માટે તેના હ્દયનો અનિયંત્રિત આકાંક્ષા હતી. તે એની રક્ષાને વાસ્તે યુદ્ધ કરવામાં અને પ્રયોજન થાય તો તે યુદ્ધમાં પ્રાણ વિસર્જન કરવામાં પણ તૈયાર હતો.

દુર્ભાગ્યથી ચાર્લસ એ અંતનિગૂહિત વિશ્વવ્યાપી જાતીય ભાવ સમજી શકયો નહિ; ન સમજતાં આંધળાના પ્રમાણે તે જાતીય ભાવસ્રોતના પ્રતિકૂલમાં ઉભો રહ્યો; વિચાર નહિ કર્યો કે એક સદીની આગમજ અષ્ટમ હેનરી જે કરી શકયો હતો તે એક સદીના પછી હાલ પોતે કરવા જતા વિફલ પ્રયત્ન થશે; વિચાર નહિ કર્યો હતો કે રાજ્ય સાગરમાં તરંગ ઉઠયાથી, રાજકીય તરિ તરંગના પ્રતિકૂલમાં ચલાવ્યાથી તે નિશ્ચય ડુબશે; તેણે વિચાર કર્યો નહોતો કે આ સમય પોતાના કામન્સગણની સાથે ન મળ્યાથી તેને હવે રાજ્ય-રક્ષાનો ઉપાયાન્તર નહોતો.

એ સર્વનો અગ્રપશ્ચાત ન વિચાર કરતા ચાર્લસ ઉન્મત્તના પ્રમાણે પોતાને રસ્તે ચાલ્યો. એ સમય તેના સંમુખીન થવાને હામ્પડનના શિવાય બીજો કોઈ વીરસંન્યાસી ઇંગ્લંડમાં નહોતો. હામ્પડનના નેત્ર પોતાના રાજાની આપખુદી ચાલથી રક્ત વર્ણો રહેવા લાગ્યા. તેનું લલાટ ચિંતાથી આકુંચિત થયું. તેની અપ્રતિહત દૃષ્ટિ ભિવિષ્ય ગગનમાં એક કાળો મેઘ જોઈ શકયો. તેણે જોયું કે ચાર્લસ એ ઉન્મત્ત-ગતિથી નિવૃત્ત થતો નથી અને પ્રજાની સાથે તેનો સઘર્ષ અનિવાર્ય ચાલું રહ્યા છે તેથી સ્પષ્ટાક્ષરે ચાર્લસને તેની એક રાજા તરીકે ફરજો સમજાવી દરસ્ત ધારી, તેણે કહ્યું કે ચાર્લસ જતું કામ કરે છે, તે મ્યાગનાચાર્ટાના સંપૂર્ણ પ્રતિકૂલમાં છે. જો કે હામ્પડન જાતીય સ્વાધીનતા રક્ષાને માટે રાજ-શરીરમાં અસ્ત્ર પ્રહાર કરવામાં પણ સંકુચિત નહોતો, તથાપિ તે ભાવી અમંગળનો વિચાર કર્યાથી તેનું હૃદય રડી પડયું. બંને બાજુએ જેથી રક્ષા થાય તે વાસ્તે યોગી ઈશ્વરની આગળ એમ કહીને પ્રાર્થના કરી "હે ઈશ્વર ? તમે મ્હારી જન્મભૂમિને રક્તપાતથી રક્ષા કરો; મ્હારા રાજાને તેની ભૂલ દેખાડો; તેના મંત્રિગણના હૃદયને તે ભ્રાંત માર્ગથી ફેરવીને લાવો." તેની એ પ્રાર્થના ઇશ્વરે પૂર્ણ કરી નહિ પરંતુ એ પ્રાર્થનાથી તેના ચરિત્રની પવિત્રતા અને લક્ષ્યની નિર્મળતા સ્પષ્ટરૂપથી પરિવ્યક્ત થઇ. વસ્તુત: રાજતાંત્રિક દળે પણ તેના વિરુદ્ધમાં કોઈ વાત બોલવામાં હિંમત કરી નહિ. વિનીત, સદાનંદ, સાહસી એકાગ્રચિત્ત વાગ્મી અને ઉદાર-ચરિત હામ્પડન સર્વ દળનોજ પૂજિત હતો.

રાજાના વિરુદ્ધમાં અસ્ત્રધારણ કરવા પડશે તેનો વિચાર કરીને હામ્પડન અતિશય ખેદયુક્ત થયો, પરંતુ તેણે તેની સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું કે એ અનિવાર્ય છે. અને જાતીય સ્વાધીનતા અક્ષય રાખવાને રાજ્યબળિ અપરિહાર્ય છે.

એક બાજુએ રાજાને રૂપીઆનો ઘણો ખપ પડયો, ધનાગાર શૂન્ય થયું, પણ પાર્લેમેન્ટ રૂપીઆ આપવાને સાફ નાપાડી, એથી રાજા ક્રોધમાં ઉન્મત્ત થઇ ઉઠયો. પૂર્વકાલે જ્યારે ડેનલોકો ઇંગ્લંડના ઉપકુલમાં આવીને લુટફાટ કરીને લઇ જતા. તે સમય ઇંગ્લંડેશ્વરે ઉપકુલવાસી પ્રજાવૃન્દને કેટલીક રણ તરિ સુસજ્જિત કરવાને બાધ્ય કર્યા. તેઓ રણ તરિના વિનિમયે થોડો થોડો કર આપતા એને "સિપમનિ" તથા વાહાણનો કર કહેતા. જ્યાં

સુધી ડેન લોકોનો ઉત્પાત રહેતો, ત્યાં સુધી એ કર અદા કરવો પડતો. એ નૈમિત્તિક કરમાં રાજાની સર્વતોમુખી પ્રભુતા હતી. તે પાર્લામેન્ટની અનુમતિ ન લેતા એ કર સ્થાપન કરી શકતો અને પોતાની ઈચ્છા પ્રમાણે તે રૂપીઆ ખર્ચે કરી શકતો. તેને એ રૂપીઆને માટે કોઇની પણ આગળ જવાબદારી આપવી પડતી નહોતી. ૧૫૨૪ ઈસવી સનની ૨૦ મી અકટોમ્બરે લંડનના અધિવાસિવૃન્દના ઉપર એકદમ રાજનામાંકિત એક પરવાનો બહાર નિકળ્યો કે, ૧ લી નવેમ્બરમાં તેઓએ સાત રણુતરિ લોકજનનો છ માસનો કર પગાર સહ રાજાને પ્હોંચતો કરવો જોઇએ. નગરવાસીઓએ એક અવાજેથી આ આપખુદી પરવાનાનો પ્રતિવાદ કર્યો પરંતુ કોણ તે પ્રતિવાદને સાંભળે? રાજાએ બેહેરાના પ્રમાણે એ જાતીય આપત્તિ અને જાતીય પ્રતિવાદને સાંભળ્યું નહિ. મુકરર વખતે વાહાણ અને રૂપીઆ જોઇએ. એવો પરવાનો ઉપકુલવાસી અને મધ્ય પ્રદેશવાસિયે પ્રજાઓના ઉપર જારી કરવાનો વળી હુકમ પ્રચારિત થયો કે, વાહાણને બદલે રૂપીઆ આપવાં પડશે, દરેક વાહાણને માટે ૩૩૦૦ પૌંડ આપવા પડશે. ચારે બાજુએ આદેશ મોકલ્યો કે જેઓ રૂપીઆ નહિ આપશે તેઓની સંપત્તિ જપત થશે.

આ વિશ્વજનીન વિપત્તિકાલમાં હામ્પડન કર આપવાને અસ્વીકૃત થયો. જે સ્વજાતિનો અને સ્વદેશનો મંગળકામી છે, કેદખાનુ તેની સુખશય્યા છે, મૃત્યુ તેનું સ્વર્ગદ્વાર છે એવા હામ્પડને કેદખાનાની અને મૃત્યુની ઉપેક્ષા કરીને રાજાજ્ઞાનો પ્રતિવાદ કર્યો તેને વાસ્તે દેહપ્રાણ, સંપત્તિ સમસ્ત વિસર્જ્જન કરવાને તૈયાર થયો. શા વાસ્તે? હામ્પડનની પાસે વિપુલ સંપતિ હોવા છતાં તેણે એક ૧૦ રૂપીઆ “ સિપમનિ ” કર તરીકે આપવા ચોખી ના કહી. રાજાએ રૂપીઆ ઉધાર લેવા અને આ કર-સંગ્રહ કરવો એથી અંગ્રેજ લોકોની જાતીય સ્વાધીનતાનો પાયો જે મ્યાગનાચાર્ટા તેના પ્રતિકૂલાચરણ કરવા જેવું થાય છે. ” એવું બોલીને તે એક વીર પ્રમાણે રાજાના વિરુદ્ધપક્ષમાં ઉભો રહ્યો. તેણે રાજાના આ કામને અનુમોદન કર્યું હોત તો તે ઇંગ્લંડનો શ્રેષ્ઠ પ્રધાનમંત્રિ થઇ શકત, પણ જાતીય સ્વાધીનતાની આગળ તેણે તે પદવીને તુચ્છ ગણી હતી, તેણે પોતાની મનુષ્યગત મંગળની, જાતીય મંગળમાં પૂર્ણ આહુતિ આપી

હતી તેથીજ આજ તે પ્રલોભનમાં ખેંચાયો નહિ. તેણે જાતીય સ્વાધીનતા રક્ષાને માટે રાજ પ્રસાદના કરતા કેદખાનુ સુખવાળું જાણ્યું. તેના સ્વદેશના ત્રીશ માણસોએ નિષ્કર ભોગી તેનો ઉજ્વલ દૃષ્ટાતનું અનુવર્ત્તન કર્યું અને અજબ જેવી ત્વરાથી આવા સંન્યાસીનું દળ વધ્યુ.

એકસચકર કોર્ટમાં હ્યામ્પડનના વિરુદ્ધમાં રાજપક્ષથી ફરિયાદી રજ્જુ થઇ. બાર જડજોએ બાર દિવસ સુધી બેસીને ઇનસાફ કર્યો "જેઓ ઘણા પૈશાદાર છે તે વીશ સિલિંગ આપવામાં એટલા નાખુશ છે, એના કરતા વધારે શરમ બીજું શું થઈ શકે? હ્યામ્પડનના ઉપર ૨ પોંડ કર નાખવો જોઇતો હતો. રાજાના વકીલે હ્યામ્પડનના પ્રતિ એવા બીજા ઘણા વાકય કહ્યા કે રૂપીઆનું પરિમાણ લઇને તેની આપત્તિ નહોતી–એવું કામ ઇંગ્લંડના મૂળ કાયદાના વિરુદ્ધ છે એજ તેની આપત્તિ હતી–તે ન તોડાય એવા કાયદાની આગળ રાજાનું પણ મસ્તક અવનત થવું જોઇએ–એજ હ્યામ્પડનનો સંકલ્પ હતો. દેહ સંશ્લિષ્ટ મસ્તક જો ન નમે તો દેહ–વિછિન્ન મસ્તક ત્યાં વિલુંઠિત થશે–એજ હ્યામ્પડનનો સ્થિર સિદ્ધાંત હતો.

ન્યાયાધીશોએ ઘણો ખરો રાજાનો પક્ષ પકડયો. જષ્ટિસ ક્રાઉલ કહ્યું "રાજા રાખવો હોય તો તેને પોતાની મરજી પ્રમાણે કર લેવાની ક્ષમતા આપવી જોઇએ. એ પ્રભુ શક્તિ વગરનો રાજા થઈ શકતો નથી, કારણ તે આ પૃથ્વી ઉપર સર્વોપરિ પ્રભુશક્તિ છે," બીજો જડજ જેષ્ટિસ બાર્કલે કહ્યું કે "કાયદામાં રાજાને બાંધી શકતો નથી. કાયદો રાજાની હમેશની વિશ્વાસી દાસી છે. પ્રજાશાસન કરવાને માટે એ રાજાનો મોટો શાસનનો સંચો છે, કાયદો રાજા છે–એ વાત મેં કદીપણ સાંભળી નથી–પણ રાજાનો હુકમજ કાયદો છે–એ વાત બરાબર સાંભળતો આવું છે, અને તેજ ખરૂં છે." જેષ્ટિસ કિફિનસે. કહ્યું પાર્લામેન્ટનો કાયદો રાજાના ઉપર કંઇ કરી શકતો નથી. રઇયતનું ધન, પ્રાણ અને શરીરના ઉપર એનું સર્વ વાતે પ્રભુતા છે" એવી રીતે બાર જડજમાંથી સાત જડજોએ રાજાની ઇચ્છા એજ કાયદો છે. તેની પુષ્ટીને માટે મત આપ્યા. એવી રીતે તેઓએ ઇનસાફની સ્વાધીનતાને રાજપ્રસાદની આગળ બળિ આપી. સામાન્ય ચાકરીના સબબથી તેઓએ સચ્ચાઇનો નાશ કર્યો. પાંચ જડજોએ હ્યામ્પડનની તરફનો મત

આપ્યો. રાજા કાયદાની હદ બહાર છે,એ વાત તેઓએ માની નહિ રઇયતની દોલત ઉપર તેની સર્વ પ્રકારની પ્રભુતા છે અને તેના કામમાં અને તેની ઈચ્છામાં બીજા કોઈ આડે આવનાર નથી– એ મતને તેઓએ હસીને ઉડાડી નાંખ્યો. પણ હામ્પડનના વિરુદ્ધમાં ઘણા જડજ હોવાથી તેને હારવું પડયું. પણ એ હારવું તેના પક્ષે ખરૂં વિજયી થયું હતું. એ પરાજયથી તે સ્વજાતિના હૃદય મંદિરમાં ઘણું ઉચ્ચુ આસન પામ્યો. "સિપમનિ" ના બનાવથી પેહેલાં ઘણા થોડા લોક હામ્પડનને મહાત્મા સમજતા હતા, પણ આજ બ્રિટનની એક નાકેથી બીજા નાકાસુધી તેનું નામ ગાજી રહ્યું. તેનો યશ દરેક ઘરમાં ગવાવા લાગ્યો. દરેક જીભ તેનું બ્યાન કરવામાં મશગુલ થઇ. જેઓ જાણતા નહોતા તેઓ પુછવા લાગ્યા, એ મહાપુરુષ કોણ છે? જે પોતાના સ્વદેશમાં સ્વજાતિની સ્વાધીનતા અને ધનસંપતિની રક્ષા કરવાને આગળ પડયો છે, અને એવી અમિત હિંમતથી સ્વદેશને રાજાના ભયંકર પંજામાંથી છોડાવવાને તૈયાર થયો છે, તે દેવતા કોણ છે? એવા સવાલ તથા સવાલના ઉપર જવાબ થતા થતાજ સર્વોએ હામ્પડનને ઓળખ્યો. ત્યારે બ્રિટનોના રહેવાસી ન્હાના મ્હોટા સ્ત્રી પુરુષ તેની તરફ ઉત્સુક નયનથી જોતા રહ્યા અને સ્વ દેશનો ઉદ્ધાર કરનાર જાણીને સઘળાઓનો પ્રેમ એના ઉપર ચાટયો.

છેવટની તપાસનો દિવસ નજદીક આવા લાગ્યો. હામ્પડન વગેરે પાંચ હાઉસ આફ કામન્સના મેમ્બરોને ચાર્લસે અભિયુક્ત કર્યા. કામન્સસભા ઇનસાફને માટે તેઓને રાજાના હાથમાં સોંપવાને અસ્વીકાર થઇ. ચાર્લસે પ્રતિજ્ઞા કરી કે હથિયારદાર પુરુષોને હાથે તેઓને બલજોરીથી હાઉસ આફ કામન્સમાંથી પકડાવી મંગાવીશ. તે પોતે શો હથિયાર બંધ સિપાઈ સાથે લઇને હાઉસ આફ કામન્સની તરફ દોડ્યો. તેઓ આવવાની આગમજ અભિયુક્ત માણસો ચાલ્યા. ગયા હતા, તેથી પારલામેન્ટમાં જઇને તે ઘણો ક્ષુબ્ધ ચિત્તવાળો થઇ ગયો. તેણે બેઠેલા મેમ્બરોને લક્ષ્ય કરીને કહ્યું "હું જોઉં છું કે પિંજરામાંના પક્ષી ઉડી ગયાછે. હમણાં હું આશા કરૂં છું કે પક્ષીઓ પાછા આવે તો તમો તેઓને મ્હારી આગળ મોકલશો." પારલામેન્ટ સભાએ ગુપચુપ રાજાનો આ ઉન્મત–પ્રલાપ સાંભળ્યો તેનો કંઈ જવાબ આપ્યો નહિ. તેઓએ ક્રોધ અતિ કષ્ટથી સંયમિત

કર્યો, પણ જ્યારે ચાર્લ્સ તે ઘરમાંથી બહાર નિકળ્યો ત્યારે તેઓના હૃદય ભેદ કરીને એવો શબ્દ ઉઠ્યો કે અંધારામાં હાથ મારવા?–અંધારામાં હાથ મારવા? એ બનાવ પછી તેઓ સભા બરખાસ્ત કરીને ચાલ્યા ગયા. બીજી વેળાએ તે પુરાતન સભામાં બેઠા નહિ. હવેથી રાજધાનીમાંના એક મકાનમાં સભા ભરવા લાગી. ચાર્લ્સ નિરસ્ત થઈને બેસી રહેવાવાળો નહોતો. તે રાજધાનીની અંદર જઇને પાંચ મેમ્બરોને પકડવાને માટે કામનસ સભાની તરફ દોડયો. રસ્તામાં રઇયતો સમસ્વરથી બોલાવા લાગી "ધિક છે તે રાજાને જે પ્રજાનાં સ્વત્વમાં હાથ નાખે છે." દશ બાજુએથી અવાજ નિકળ્યો "ધિક છે તે રાજાને જે પ્રજાના સ્વત્વમાં હાથ નાખે છે. સઘળાઓ એકજ વાકય ઉચ્ચ અવાજથી કહેવા લાગ્યા.–ઘાતકીના હાથમાં કેદખાનુ સોંપીને કિલ્લાની મજબુતાઇ કરી તેથી સર્વને ભયનો સંચાર થાય છે. રાજા રઇયતના આ સઘળા ધિક્કાર અને રડવાના ઉપર કાન ન ધરતા પોતાના ધારેલા રસ્તા ઉપરજ જવા લાગ્યો. આ ઉપેક્ષાથી રઇયતોમાં (વિદ્રોહાનલ) બલવો સળગી ઉઠયો. ખલાસી, દુકાનદાર આબરૂદાર–સર્વ નગરવાસી રાજાના વિરુદ્ધમાં ઉભા થયા. સઘળાઓ એ પાંચ મેમ્બરોને લઇને ઉભા. સર્વે રાજાની સામે ઉચ્ચ સાદથી હ્યામ્પડનનો યશ ગાવા લાગ્યા. ક્રોધથી અને અભિમાનથી ચાર્લ્સે તેઓની દરકાર રાખી નહિ. અને ઉલટી પ્રતિજ્ઞા કરી કે, જો લોકો તેના સાધ્યાતીત ન થાય તો હાઉસ આફ કામન્સ સભાને તે પગની નીચે દબાવશે. ચાર્લ્સની એ પ્રતિજ્ઞા પુરી થઇ નહિ. એને બદલે તેને પોતાનું માથું નીચું કરીને પાંચ મેમ્બરોના વિરુદ્ધમાં ફરિયાદી પાછી ઉપાડી લેવી પડી; અને રાજવેશથી તે હવે લંડનમાં પાછો ફરી શકયો નહિ. કામન્સ સભાની સાથે રાજાનો ઝગડો જલદી ખલાસ થાય એવા ચિન્હ દેખાયા નહિ. બંને તરફ વૃથા વાકય ખર્ચથી ચુપચાપ રહ્યા. બંને બાજુવાળાઓ સમજ્યા કે હવે એકસંગે રાજત્વ કરવું સંભવતું નથી. પારલામેન્ટ સહ રાજાને હાઉસ આફ કામન્સની વિરુદ્ધ ઇંગ્લંડને શાસન કરવામાં સામર્થ્ય દેખાયું નહિ. કોનું રાજત્વ રહેશે, તે પ્રબલતરની શક્તિ ફેંસલો કરી આપશે.

કામન્સ સભાએ લશ્કરને એકઠું કરવાનું શરૂ કર્યું. હ્યામ્પડેન

સર્વથી પેહેલો સૈનિક-પદમાં વ્રતી થયો. તે પેદલ સેનાના કર્નલ પદમાં અભિષિક્ત થવાને તૈયાર થયો, અને લઢાઇના ખર્ચને માટે પોતે ૨૪૦૦૦ રૂપિયા આપ્યા. ધન્ય હ્યામ્પડન! ધન્ય તમારો આત્મત્યાગ! ધન્ય તમારો સ્વદેશાનુરાગ!

૧૬૪૩ ઈસિવી સનના જુન મહીનામાં હ્યામ્પડન એક દળ વાલંટિયર લશ્કર લઇને કુમાર રૂપર્ટની તરફ ગયો. ચ્યાલગ્રેવ રણક્ષેત્રમાં લશ્કરની સાથે કુમારના સામે થયો. બંનેમાં મ્હોટી લઢાઇ થઇ. યુદ્ધની શરૂયાતમાંજ એક ગોળી આવીને હ્યામ્પડનને લાગી. તેની સેના એ બનાવથી ભગ્ન હૃદય થઇને રણમાં ભંગ આપીને ભાગી ગઇ. કુમાર તેઓને પકડવાને તેમની પછવાડે દોડયો, પણ તે વિફલ થયો, પુલ પાર કરીને આકસફોર્ટમાં પાછો આવ્યો.

વીરવર હ્યામ્પડેન ઘોડા ઉપર ધીરે ધીરે લઢાઈના મેદાનમાંથી જવા લાગ્યા તેનો હાથ આસ્તે આસ્તે અવશ થવાથી ઘોડા ઉપરથી નીચે પડવાની તૈયારીમા હતો, શરીર આસ્તે આસ્તે ક્ષીણથી ક્ષીણતર થવા લાગ્યું.

જે ઘરમાં તેનો સસરો રહેતો હતો, જે ઘરમાં તે પોતાની પ્રિયતમા ભાર્યા એલિજાબેથને લગ્ન કરી લાવ્યો હતો. તે ઘર છેટેથી દેખાતું હતું. ઘણી આશા હતી કે ત્યાં જઇને જીવનના છેલ્લા દિવસ ગાળે. પણ તે આશા પુરી થઇ નહિ. દુશ્મનના લશ્કરે તે રસ્તો રોકી મૂકયો હતો. તેણે તેમની તરફ ઘોડાને ફેરવ્યો ત્યાં જ્યારે પ્હોંચ્યો-ત્યારે તે દરદના મારે બેશુધ થઇ ગયો. દેશનો ઉદ્ધાર કરી શકયો નહિ તેના વિચારથી તેનું હૃદય ફાટવા લાગ્યું. પરંતુ તેણે મરવાની હાલતમાં પણ આશા છોડી નહિ? તે વિચાર કરવા લાગ્યો-હું મરૂંછું તો તેમાં દુઃખ શું છે? હજારો હ્યામ્પડન જીવતા રહેલા છે-માતૃભુમીનો તેઓજ ઉદ્ધાર કરશે." એ આશાથી પ્રોત્સાહિત થઇને હ્યામ્પડનને મરવાના બિછાના ઉપર પત્ર લખીને વૈધિક અધિનાયકોની આગળ વિદાય માગ્યું અને કેવી રીતે જાતીય લઢાઇ કરવી જાઇએ તેનાં સંબંધમાં તેઓને ઉપદેશ આપ્યો. પત્ર લખવો સમાપ્ત થયો કે તે હાથ નિસ્પંધ થયો! એ શરીરને ચેતના રહી નહિ એણે જીવતરનું કામ સમાપ્ત કર્યું હોયની તેમ તે આ પાપ પૃથ્વી છોડીને વૈકુંઠમાં ગયો. ચારે બાજુએથી ગગન વિદારિને શોકનો

હાહાકાર શબ્દ ઉઠયો ? ઇંગ્લંડના ન્હાના મ્હોટા સ્ત્રીપુરુષ હામ્પ-ડનના અભિભૂત થઇ પડયા.

ઇંગ્લંડના રહેવાસીઓએ હામ્પડનની વીરોચિત સમાધિ કરી. જાતીય સૈન્યદળ વેયનેટ અવનત કરીને તેનું મૃતદેહ સમાધિમાં નાખ્યું. દરેક સૈનિક પુરુષે હામ્પડેન ઉજ્વલ દૃષ્ટાંતથી ઉતેજિત થઇને હામ્પડનના આત્માને સાક્ષી રાખીને માતૃભૂમિના ચરણુ-માં આત્મા સોંપ્યા. અને ઇશ્વર કૃપેથી રાજા ચાલર્સના લશ્કર ઉપર ફતેહ મેળવી. મેળવીને છેવટ ચાર્લસને પોતાને કેદ પક-ડયો. તેનો ઈનશાફ ત્યારપછી ખુલ્લી દરબારમાં થયો.અને તેને ફાંસીની સજા ઠરી. રાજાને ફાંસી દીધા પછી વીર હામ્પડનની સમાધીની જગા ઉપર તેઓ ઈશ્વરનો મહિમા અને હામ્પડેનનો યશ ગાતા ગાતા ગયા. તેમના બોલ નીચે પ્રમાણે હતા ધન્ય વીર ! ધન્ય તમે મરી ગયા છાતાં અમરત્વ મેળ્યું. તમે મરી ગયા છો ખરા, પણ તમારા દૃષ્ટાંતથી હજારો હામ્પડન આવિર્ભૂત થયા છે. તમે ભગ્ન હૃદયથી ગયાછો ખરા, પણ તમારા આરબ્ધ કામ ત-મારા શિષ્યોએ કર્યો છે. તમે આ યજ્ઞમાં આત્મબળિ ન આપી હોત તો કોઇરીતે આ યજ્ઞ સમાપ્ત થાત નહિ. જે જુલમી ચાર્લસ તમારા વાળને ઈજા કરવા માગતો હતો. આ જુઓ તેનું કાપેલું માથુ જમીનમાં રોળાયછે. જે ઇંગ્લંડની સ્વાધીનતાને વાસ્તે તમે પ્રાણુ આપ્યો હતો, આ જુઓ તે ઇંગ્લંડ આજ સ્વાધીન છે, ઉ-ન્મુક્ત, અને ઉજ્વલ અને નવવાસે વિભૂષિત છે. આજ સાધા-રણ તંત્રી ઇંગ્લંડના પ્રતાપે પૃથ્વી કંપમાન થાય છે. જે મૂર્ખ છે, તેજ કહે છે-કે મહાપુરુષનું મૃત્યુ થાય છે; પણ નહિ–મહાપુ-રુષનુ મૃત્યુ નથી. તે અમર છે, તેની કીર્ત્તિ અનંત કાળસ્થાયિ છે !

---

## દેશભક્ત ગ્યારિબલ્ડી.

પાઠક ! ઇંગ્લંડથી અમેરિકા જઇશ એવો મનમાં સંકલ્પ હતો. પરંતુ એકવાર પાછું આવવું પડયું. એકવાર પ્રાણોત્સ-ર્ગનું જીવંત અને જલન્ત ક્ષેત્ર ઈટાલીમાં જવું પડયું. જે વૃદ્ધા-વસ્થામાં કયાપ્રેરા દ્વીપમાં ઈટાલીના મંગળને માટે શબ સાધના ક-રતો હતો, તે મહાપુરુષ–તે ઇટાલીનો પ્રાણુ ગ્યારિબલ્ડી ૩ જી જુન ૧૮૮૨ ને દિવસ પરલોક સિધાર્યો. જગતને રડાવીને, ઈટા-

લીને આંધલું કરીને, તે ઇટાલીગત પ્રાણ મહાપ્રાણ વીર, આ લોક છોડીને જતો રહ્યો. સમસ્ત ઇટાલી સ્તબ્ધ અને હતજ્ઞાન થઇ પડયું. જે ઇટાલીને તેને એક દિવસે નવજીવનમાં નાખ્યું હતું, આજ તેના વિરહમાં તે ઇટાલી પ્રાણહારા થઇ પડયું છે. જે દેહના અમિત બળથી એક દિવસ પ્રકાંડ આષ્ટ્રિય જાતિ ધુળના પ્રમાણે ઇટાલીના ક્ષેત્રમાં ઉડી ગઇ હતી, તે અમિત બળ વીર દેહ ૩ જી જુને ક્યાપ્રેરા દ્વીપની માટીથી સમાધિ નિહિત થયો છે. આવો એકવાર ઇટાલીના રહેવાસીઓની સાથે પ્રાણ ભરીને રડીએ. સમસ્ત ભારતવાસી આવો એકવાર રડવાના અવાજથી ગગન વિદારીને તે સ્વજાતિ પ્રેમિકને માટે રડીએ. ભારતના અશ્રુજલ ઈટાલીના અશ્રુજલમાં મેળવીને આશ્ચર્ય શાંતિ વારિની ઉત્પત્તિ કરીએ, સમસ્ત ભારતવાસી તે શાંતિજળથી નાહીને નવજીવન પ્રાપ્ત થાઓ?

પેલા આઠ કાળારંગના ઘોડાથી ચાલનાર કાળા વસ્રથી સમાચ્છદિત રથ શોક-દુર્ભર ગતિમાં આસ્તે આસ્તે પોર્ટાડેલ પોપોલોથી ક્યાપિટલાની તરફ જાય છે, અને તેની સાથે અસંખ્ય સૈનિકપુરુષ કાળી નિશાન ઉડાવતા અવનત મસ્તકે અને અગણ્ય ઇટાલિયન લોક કાળો પોશાક પેહેરીને સાશ્રુલોચનથી સ્ખલિતપદે ચાલે છે, એ કયા દેવતાનો રથ છે? દુકાનદાર દુકાન મૂકીને, શિલ્પી યંત્ર છોડીને, લેખક કલમ નાખીને, રાજનૈતિક રાજ્ય ચિંતા પરિત્યાગ કરીને અને રમણીઓ વિલાસ તજીને રથ યાત્રામાં યોગ આપવાને માટે દોડતા જાય છે, એ કયા વીરનો રથ છે? પેલા જે અસંખ્ય લોકો રથમાંથી સફેદ પથ્થરની અડધી મૂર્ત્તિ ક્યાપિટલના ચંદ્રાતપની નીચે સંસ્થાપિત કરી છે, એ કયો શીરેસ્તો છે? અને જેના પછવાડે ઉભીને પેલી પૂર્ણ-સફેદ પ્રસ્તરમયી દેવી પોતાના દક્ષિણ હાથમાંનો વિજય-મુકુટ તેના મસ્તકે પેહેરાવે છે એ કયો દેવાંશીનર? પેલી જે અર્દ્ધમૂર્ત્તિ જોઇ છિયે, એ ઈટાલીનો ઉદ્ધાર કર્ત્તા ગ્યારિબલ્ડીની છે; અને પેલી જે દેવી મૂર્ત્તિ જોઇએછિયે, એ પોતે ઈટાલી દેવી તા. ૧૧ મી જુન ૧૮૮૨ ને દિવસે ગ્યારિબલ્ડીના સ્મરણને માટે સર્વ ઈટાલી વાસીઓએ એકત્ર મળીને આ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી છે. જેવો પ્રાણોત્સર્ગ કર્યો હતો તેવી પ્રતિષ્ઠા થઇ? આ પ્રાણોત્સર્ગની પ્રતિષ્ઠા કરવા જતા ભારતવાસીઓ એક દિવસ ચોરાસી કરોડ દે-

વતાના ઉપાસક થયા હતા. પેલો જે જગન્નાથ દેવને જોઇએ છિયે, જેના રથના દોરડાને સ્પર્શ કરી શકયાથી ભારતવાસી જાણે પોતાને સ્વર્ગનો અધિકારી સમજે છે; જેના રથચક્રમાં છુંદાયાથી ભારતવાસી જાણે સ્વશરીરે સ્વર્ગમાં જાયછે. તે જગન્નાથ દેવ દેવતા નથી-પરંતુ એક પ્રસિદ્ધ બૌદ્ધ પ્રચારક છે. પેલા જે બૌદ્ધ મંદિરમાં પ્રશાંત મુક્તિકામી શ્વેત-પ્રસ્તરમય મૂર્ત્તિ જોઇએ છિયે, એ દેવતા નથી-કપિલવસ્તુ નગરનો અધીશ્વર જગદારાધ્ય મહાપ્રાણ શાકયસિંહ છે. જે નિરીશ્વર બૌદ્ધજગત્ સ્વર્ગ ભુલ્યા છે, ઈશ્વરને પણ ભુલી શકયા છે, બૌદ્ધજગત્ બુદ્ધની પૂજા ભુલી શકી નથી. ખ્રિષ્ટમંડળી દેવતા પૂજાને અતિશય ધિક્કારે છે, તેઓ પણ બેથલહેમના પરમયોગી દીનબંધુ ખ્રિષ્ટની પૂજા ભુલી શકયા નહિ. કોઈ માણસ મ્હોંથી ચાહે તેમ કહે, જેના હૃદયમાં ભક્તિ, પ્રેમ અને કૃતજ્ઞતા છે તે મૂર્ત્તિપૂજક થયા શિવાય રહી શકતો નથી. તેના આદર્શ-પુરુષ અને આદર્શ-રમણીની આગળ તેને અવનત-મસ્તક થવુંજ પડશે. જ્યાં સુધી નિઃસ્વાર્થ પ્રેમ અને નિરભિસંધિ ધર્મના પ્રતિ મનુષ્યની ભક્તિ અચલ રહેશે, ત્યાં સુધી આ મૂર્ત્તિપૂજા નિવારણ કરે એવું કોનું સાધ્ય છે? આ મહાપ્રાણ પૂજા કેવળ કોમટે પ્રકારંયરૂપે સ્વીકારી હતી. ભારતીય પ્રાચીન આર્યોએ પણ એક દિવસે આ મહાપ્રાણની પૂજા કરી હતી; પરંતુ તેઓએ મનુષ્યને ઈશ્વરના અવતારની કલ્પના ન કરતા તેમ કરી શકયા નહોતા. તેઓ માણસમાં અતિમાનુષ ગુણ જોતા તો તેને ઈશ્વર જાણીને મનમાં લાવતા. પરંતુ મ્હારાં મતે ઈશ્વર મનુષ્યરૂપે જન્મ લેતો નથી, મનુષ્ય યોગબળે ઈશ્વરત્વ મેળવે છે. એ યોગ તે નિસ્વાર્થ પ્રેમ અને નિરભિસંધિ ધર્મની સાધના છે, બુદ્ધ, ખ્રિષ્ટ, ચૈતન્ય વગેરે તે સાધનમાં સિદ્ધ થયા હતા તેથીજ લોકો તેઓને દેવતા જાણીને પૂજા કરેછે. ગ્યારિબલ્ડી પણ તે સાધનાથી સિદ્ધ થયો હતો તેથી આજ ઈટાલીવાસીઓ તેનું ઈશ્વરત્વ સ્વીકાર કરે છે,—તેથીજ આજ તેની પવિત્ર પ્રસ્તરમયી મૂર્ત્તિ પવિત્ર રાજધાની રોમમાં પ્રતિષ્ઠાપિત થઇ છે.

ઇટાલીનો ગ્યારિબલ્ડી કેવો ઉપાસક હતો, તેનું એક નિદર્શન આપ્યા શિવાય રહી શકતો નથી. ૩ જુન ૧૮૮૨ એ ગ્યારિબલ્ડીનું મૃત્યુ થયું. એ સમાચાર રાતના જ્યારે ઇટાલીની રાજધાનીમાં પુગા, તે વેળાએ નાટકશાળામાં નૃત્ય, ગીત અને અ-

ભિનયાદિ થતું હતું. આ ખબર સાંભળ્યાથી વજાહતના પ્રમાણે સર્વેની હાલત થઇ ગઇ હતી અને નિર્વાક થઇને તે અવસ્થામાં રહી. રંગાલયનો અધ્યક્ષ માનનીય ટેલિ અભિનયાદિ બંધ કરવાનો પ્રસ્તાવ કરવા ગયો, પરંતુ વાકય અને કંઠ બેસી ગયો. મિન્યુસિપાલ સભા ભરાઈ હતી, એ ખબર આવતાજ સભ્યો ઉઠીને ઉભા થયા. તરત રાજ મહેલનો વાવટો નીચે અને શિથિલ કર્યો. ગ્યારિબલ્ડીના સત્કાર-કાર્યના ખર્ચને માટે તરત સાધારણ રાજના કરમાંથી ઘણું ધન મોકલવામાં આવ્યું.

ગ્યારિબલ્ડીએ ૧૮૦૭ ઈસવીસનની ૨૨મી જુલાઇએ ઈટાલીના અંતર્ગત નાઈસ નામના નગરમાં જન્મ લીધો. જે સર્વ મહાત્માઓએ ઇટાલીને દુરંત આશ્ટ્રિય જાતિની સાંકળમાંથી છોડાવ્યા છે, તેઓમાંનો શીર્ષસ્થાનીય ગ્યારિબલ્ડી છે. તેના માબાપ ઘણા દરિદ્ર હતા, એ વાસ્તે બચપણમાં પુત્રના સુશિક્ષાનો બંદોબસ્ત કરી શક્યા નહોતા તેથી તે થોડી ઉમ્મરમાંજ સાર્ડિનીયન દરીયાઇ ફોજમાં દાખલ થયો. અને તેણે ન્હાની ઉમ્મરમાંજ સાહસ અને ધૈર્યને માટે ખ્યાતિ મેળવી. તેનું મન તો નવીન વયથીજ ઉન્નતિશીલ હતું, તે વાસ્તે તે દેશની દુર્ગતિ જોઇને તેનું મન સ્થિર રહી શક્યું નહિ. એ સમયે ઇટાલીમાં આષ્ટ્રિયાના વિરુદ્ધમાં એક જાતીય ટોળું થયું હતું. જીનોયા નગરમાં વૈપ્લવિકોનું જે બંડ થયું હતું. તેમાં ગ્યારીબલ્ડી લિપ્ત હતો એવું ત્યાંના આષ્ટ્રિય રાજ્ય કર્મચારીના જાણવામાં આવ્યાથી તેને પકડીને દેશનીકાલની સજા કરી, તે વખતે તેણે ભાગીને ફ્રાન્સમાં આશ્રય લીધો.

એ વખતથી તેનું જીવન વાર્ત્તાના નાયકના જીવન પ્રમાણે અદ્ભુત બનાવથી પૂર્ણ થયું હતું. તેને પ્રયોજન પ્રમાણે તરેહે તરેહેની મૂર્ત્તિ ધારણ કરવી પડી હતી. છેલ્લે અજ્ઞાતવાસે, છદ્મવેશે મુસાફરી કરીને તેણે માર્સેલિસમાં એક નિરાપદ આશ્રય લીધો. માર્સેલિસમાંજ મ્યાટ્સિનિની સહિત તેની પ્રથમ મોલાકાત થઈ. તે વેળા તેણે મ્યાટ્સિનિની આગળથી મંત્ર લઇને નવ્ય ઇટાલીય સમાજનો અંતર્ભુક્ત થયો. ત્યારથી તેનું જીવન ઇટાલીય ઉદ્ધાર કરવામાં ઉત્સર્ગીકૃત થયું. તેણે આ જગ્યા ઉપર બે વર્ષ સુધી રહીને ગણિત વિજ્ઞાનમાં વિશેષ પારદર્શિતા મેળવી. તે કાર્યક્ષેત્રમાં પડવાને માટે ઘણો વ્યગ્ર થઇને એક મિશરદેશીય વાહાણમાં કામદાર તરીકે દાખલ થઇને માર્સેલિસથી ટિઉનિસ ગયો.

અને ટિડનિસમાં જઇને ત્યાની દરીયાઈ ફોજમાં દાખલ થયો; પરંતુ તેનું કાર્ય પ્રવણુ મન કામનું ક્ષેત્ર શોધતું ફરતું હતું, ત્યાં તેને કંઈ આશા ન જોયાથી તેણે થોડા મહીનામાં ટિડનિસ છોડીને અમેરિકાના અન્તર્ગત રૉઈ અને જેનિરોમાં ગયો.

રૉઈ અને જેનિરો ડેલ્સલ્ આ વખતે સાધરણુ તંત્રરૂપથી ચાલતું હતું. ગ્યારિબલ્ડી એ નવાધિષ્ઠિત સાધારણુ તંત્રના આધીનમાં કામ લેવાને સ્વીકૃત થયો. તે વખતે બુયેનસ્ એયરિસ્ નામની જાતિની સાથે આ સાધારણુ તંત્રની લઢાઇ થઈ. ઉપલા સાધારણુ તંત્રે ગ્યારિબલ્ડીને અભિયાનોદ્યત દરીયાઈ સેનાનો અધિનાયક કરીને મોકલ્યો.

સઘળા સતૃષ્ણુ નયનથી એ યુરોપીયન આગસ્તુકના કૃતકાર્યતાની તરફ લક્ષ્ય કરી રહ્યા. તેની પારગતા, તેની વિચક્ષણુતા, એટલુંજ નહિ પણુ તેના સાહસિકતાના વિષયમાં સંદેહ કરવાવાળા માણુસોને પણુ એ અપ્રતુલ નહોતો. એ રણુવીર કહી ધાતુનો માણુસ છે, તેનો પરિચય મેલવવાને વધારે દિવસ થોભવું પડયું નહિ. તેના અતિમાનુષ અવદાન પરસ્પરા કેટલાક અથવાડયામાં સર્વત્ર પરિવ્યાપી રહ્યો. ધણુાકો જલ્પના કરવા લાગ્યા કે એ માણુસ નથી, નરરૂપી દૈત્ય છે. રણુસ્થળમાં તે નિર્ભીક ચિત્તથી મૃત્યુની સામે જવા લાગ્યો. અથચ તેના શરીર ઉપર એક પણુ જખમનું ચિન્હ ધારણુ થયલું નહોતું, તે જોઇને ધણોકો એ તેને મંત્ર રક્ષિત કહેવા લાગ્યા. તે કેટલાંક સાથી સાથે લઈને ગભીરતમ રણુક્ષેત્રમાં તીર વેગે દોડીને અક્ષત શરીરથી પળમાં પોતાના લશ્કરમાં પાછો આવિર્ભૂત થતો. જ્વલંત ગોળા ગોળી સર્વે સટાસટ તેના શરીર ઉપર છુટતી અથચ તેને સ્પર્શ કરતી નહોતી. એને જોયાથી જણુાતું કે ગોળા જાણે લોઢાની દિવાલ ઉપર પછડાઇને વેગથી પાછા આવ્યા હોયની. તેણે શૌર્યમાં અને વીર્યમાં જેવીરીતે લોકોને અજાયબ કર્યા હતા, તે પ્રમાણે દયામાં પણુ અજાયબી ઉત્પન્ન કરી હતી. તે વિજયના પૂર્વ તથા પછી કોઈ સમયે અકારણુથી શત્રુરક્તપાત કરીને વીરધર્મને કલંકિત કરતો નહોતો. તેનો વિચિત્ર રણુવેશ, હાર્કુલીય આકૃતિ અને તેજોમય મુખશ્રી-એ તેના અલૌકિક ગુણોની સાથે મળીને અપૂર્વ શોભા ધારણુ કરી હતી. બહારની અને અંદરની શોભાથી તે જગતને મોહક થયો હતો. તેની

સેના મંત્ર મુગ્ધના પ્રમાણે તેના હુકમને માનતી. રોઇએ જે-નિરોનું સાધારણ તંત્ર ગ્યારિબલ્ડીની આગળ ચિર-કૃતજ્ઞતા-પાશે બંધાયલું રહું; અને કૃતજ્ઞતાના ચિન્હસ્વરૂપ આ હુકમ જાહેરમાં આવ્યો કે હમણાથી સર્વ યુદ્ધમાં ગ્યારિબલ્ડીની સેના ગૌરવસૂચક દક્ષિણ બાજુ અધિકાર કરશે તેની સેના યુદ્ધસ્થળમાં હોય તો જાતીય સેનાને ગૌરવ મળશે નહિ." અજ્ઞાત કુળશીલ આગન્તુક વૈદેશિકના પક્ષે આ સંમાન ઘણું હતું.

એક તરફથી ગ્યારિબલ્ડીની અદ્ભુત વિજયની ખબર સ્વદેશમાં પ્હોંચી. સમસ્ત ઇટાલી આ સમાચારથી આનંદિત અને ઉત્સાહમાં ઉન્મત્ત થઈ ગયું. ફ્લૉરેન્સ તેના સન્માનને માટે તેને એક તરવાર ભેટ આપશે એવું પત્ર પ્રકાશરૂપથી જાહેર થયું. પરંતુ એ સન્માન સૂચક ભેટ લેવાની આગમજ ઇટાલીનો ઉદ્ધાર કરવાને માટે તેના બળવાન હાથનું પ્રયોજન થઇ પડયું. ૧૯૪૮ ઇસવી સનના વૈપ્લવિક બંડમા ગ્યારિબલ્ડી ઘણા દિવસના દેશનીકાલ પછી સ્વદેશમાં આવ્યો. તે જલદીથી દક્ષિણ ટાઇરલની તરફ આષ્ટ્રિય સેનાની વિરુદ્ધમાં લઢાઇ કરવાને નિકળ્યો. તેઓની સર્વ રાઇફલ બંદુકમાંથી અવિરામ અગ્નિ નિકળ્યાથી શત્રુસનાને અસ્તવ્યસ્ત કરી મૂકી.

ગ્યાલિબલ્ડીએ પીડમન્ટનો રાજા ચારલસ આલબર્ટની આગળ કામ કરવાને ચાહુ. પરંતુ તે ભીરૂ નરપતિ તેમાં સંમત-થયો નહિ.. તેણે કેવળ અનુગ્રહ કરીને ગ્યારિબલ્ડીને અસ્થાયી અવૈત્તનિક સેનાદલ (વાલંટિઅર) એકત્ર કરવાની અનુમતિ આપી. એ હુકમ જાહેર થતા ટીળે ટોળા સ્વજાતિ-પ્રેમિક રણોન્મત્ત અસંખ્ય ઇટાલીય યુવક તેના વાવટા નીચે આવીને ઉભા. આ જાતીય સેના લઇને તેણે આષ્ટ્રિયોના ઉપર ક્રમાગત કેટલીક લઢાઇમાં જય મેળવ્યો. ગ્યારિબલ્ડી છેલ્લે પરાજિત થયો. તેમાં તેનો દોષ નહોતો જાતીય વિશ્વાસઘાતકતા અને જાતીય મદદનો અભાવ તેનું મૂલ હતું.

તેનું અને તેની સેનાનું શૌર્ય-વીર્યથી અને દયાદાક્ષિણ્યથી રણવીર આષ્ટ્રિય સેનાનાયક પણ મુગ્ધ થયો હતો. તેઓએ જય મેળવ્યો હતો પણ વિજિત ગ્યારિબલ્ડી સેનાની ઘણી પ્રશંસા કરી હતી. તે ફતેહ ન પામ્યાથી વિષન્ન મનથી એમેરિકાના

યુનાઈટેડ સ્ટેટમાં પાછો ગયો; અને જ્યાં વેપારી થઇને શુભ દિવસની વાટ જોતો બેઠો.

એ વખતે પેરૂદેશમાં લઢાઈ જાગી. પેરૂના સેનાપત્ય તેના હાથમાં સમર્પિત થઇ. તે લઢાઇમાં તેની કીર્તિની સૌરભ સર્વ પૃથ્વીમાં વ્યાપ્ત થઈ.

પેરૂદેશની લઢાઈ બંધ થયા પછી ગ્યારિબલ્ડી પાછો સ્વદેશમાં ગયો; અને પુત્રોની સાથે ક્યાપ્રેરા દ્વીપમા પાંચ વર્ષ સુધી છુપો રહેવા લાગ્યો; પરંતુ તેની કાર્યકરી માનસિક વૃત્તિ સ્થિર રહેવાવાળી નહોતી. તેણે એ દ્વીપમાં મ્હોટું ખેતીનું કામ શરૂ કર્યું, ઘણીક પડતર જમીન ખેડવા લાગ્યો, અને મ્હોટા મ્હોટા બડા તૈયાર કર્યા. થોડા કાળમાં તે બડા ધન–ધાન્યથી પૂર્ણ થયા. તેણે ખેતીવાડીની જણાસો નાના સ્થાનમાં વેચવાને માટે વાહાણ તૈયાર કરાવ્યા. કોઇ કોઇ વખતે તેમાં ચઢીને તે પોતે વેપારને માટે ઇટાલીના અંતર્ગત નાઇસ નગરમાં જતો હતો. તેનું આદર્શ જીવન, તેની પ્રફુલ્લ શ્રમપ્રવણતા, તેના હૃદયની અને મનની રમણીય ગુણાવળીએ તેને થોડાવારમાં પરિચિત માણસોએ ભક્તિ અને પ્રીતિનું પાત્ર કરી મૂકયા, ભારતીય યુવક! ચાકરી ન મળ્યાથી, હતાશ થશો ના જનની ભારતભૂમિ રત્નગર્ભા છે. ગ્યારિબલ્ડીના પ્રમાણે જનનીને આરાધના કરવા શીખો. તે છાતી ચીરીને શરીરનું રક્ત આપીને તમોને ખવાડશે. ભારતીય સંતાન થઇને તમોને પારકાનું દાસત્વ કરવું પડશે નહિ.

દાસત્વના મર્મન્તુદ જખમથી જર્જરિત ઈટાલીએ પાછું માથુ ઉઠાવ્યું. "ઈટાલી દીર્ઘજીવી થાઓ!" "ઇટાલીનો જય!" ઈત્યાદિ શબ્દથી પાછું ગગન ઉદ્ઘોષિત થયું. આ છેલ્લી સ્વાધીનતાની લઢાઇમાં જાતીય ચક્ષુ પાછી ગ્યારિબલ્ડીની તરફ પડી. તે જાતીય આહ્‌વાનથી ગ્યારિબલ્ડીનું આસન ખસ્યું. તેના હૃદયમાંની ધુંવાતી આગ બળી ઉઠી. સ્વજાતિનો ઉદ્ધાર સાધન–રૂપ–વ્રતનું ઉદ્યાપનાનો દિવસ પાસે આવેલો જોઇને તે પોતાના આશ્રમમાં સ્થિર રહી શકયો નહિ. સ્વદેશની સ્વાધીનતા–મંદિરમાં બળિ આપવામાં તેને કંઈ આનાકાની નહોતી. ઇટાલીની સ્વાધીનતા–ઉદ્ધારને માટે તેણે પોતાનો પ્રાણ–એટલુંજ નહિ પણ પ્રાણાધિક સ્ત્રીપુત્ર પર્યન્ત પણ બળિ આપવાને તૈયાર હતો. તે વૈપ્લવિક ચોર નહોતો. વિપ્લવકાળે અરાજકતાનો લાગ જોઇને

પારકાનું ધન લુટવાનો તેનો ઉદ્દેશ નહોતો. તે લક્ષ્મીકામી સૈનિક પુરુષ નહોતો. પોતાનું અદ્દ્ભુત વીરત્વ દેખાડીને લોકોને મુગ્ધ કરીને રાજ સિંહાસન અધિકાર કરવાનું તેનું લક્ષ્ય નહોતું. તે રંગાલયના નાયકના પ્રમાણે મૌખિક અભિનય કરીને સ્વજાતી પ્રેમનો પરકાષ્ટા દેખાડવાને તૈયાર નહોતો. તે કુદરતનો સંતાન હતો, તેના હ્રદયમાં કપટ નહોતું. તે ઈટાલીને પ્રાણના કરતા વધારે ચાહતો હતો, તેથીજ ઇટાલીને માટે પ્રાણ આપવાને તૈયાર થતો. ઈટાલીના ઉદ્ધારને માટે કુદરતે તેને જાતીય અધીનેતા કરીને મોકલ્યો હતો, તેથીજ આજ જાતીય સ્વાધીનતાની લઢાઈમાં સમસ્ત ઈટાલીએ એક વાકયથી તેને સેનાપત્યમાં વરણ કર્યો. તેણે પ્રાચીન રોમીય ડિકટેટરોના પ્રમાણે હળકર્ષણ છોડીને જાતીય અધિનેતૃત્વમાં અભિષિક્ત થયો. એ જાતીય વિશ્વાસનો અપવ્યહાર તેણે કદી કર્યો નહિ. નેપોલિયનના પ્રમાણે તે આ મ્હોટી જાતીય સેના લઇને ઈટાલીનો બાદશાહ થઈ શકત. પરંતુ તે સ્વજાતિ પ્રેમિકનું હ્રદય પોતાની પાર્થિવ ઉન્નતિને માટે વ્યાકુલ નહોતું. શત્રુઓને ઇટાલીના ક્ષેત્રમાંથી વિદૂરિત કરીને તેણે વિકટર ઈમાનુયેલના હાથમાં ઇટાલીનો અપ્રતિદ્વન્દ્વી રાજ્ય સોંપીને પાછો દીનવેશથી પોતાના દ્વીપાવાસમાં આવ્યો. વિકટર ઈમાનુયેલનું તેને કંઈ દેવું નહોતું. ઉચ્ચપદ, પેનસન અને ઝાગીર ગ્યારિબલ્ડીને આપવા ચાહી, પરંતુ તેણે સર્વ પાછું ફેરવ્યું. તેણે સ્વદેશની સ્વાધીનતા ઉદ્ધારને માટે તરવાર મ્યાનમાંથી કાહાડી હતી. આજ તે વ્રતનું ઉદ્દ્યાપના થયું, તરત તરવારને મ્યાનમાં નાખીને કયાપ્રેરા દ્વીપની ઝુપડીમાં ગયો. પાછું હળ ખેડીને પોતાનું પેટ ભરવા લાગ્યો. તે જ્યાં ક્રમે લોકાલય પરિત્યાગ કરીને નિર્જ્જન સ્થાનમાં રહેવાનો આરંભ કર્યો હતો. જગતના ભાગ્યમાં એવા લોકો ઘણું કરીને થતા નથી. ભારતમાં એવો એક માણસ જન્મે તો ભારતની આવી દુર્દશા ન રહે.

તેણે જાતીય સેનાનો અધિનાયક થઇને લંબારડીમાં જઇને લંબાર્ડોને ઉલ્લેખ કરીને જે ઘોષણા પત્ર પ્રચાર કર્યો, તેમાં તેના હ્રદયના ભાવ અક્ષરે અક્ષરે લખ્યા છે. તે ઘોષણા પત્ર આ "લંબાર્ડગણ ! તમો નવજીવન લાભને વાસ્તે આહુત થયા છો. આશા રાખું છું કે પનસિડીયા અને લેગનાનોની લઢાઈમાં તમારા પિતૃપુરુષના પ્રમાણે તમે પણ આ યુદ્ધમાં આગળ પડશો.

આ વખતે પણુ તેજ શત્રુ છે, ભીષણઘાતક, નિર્મમ અને લુટનાર તે આષ્ટ્રિયગણુ છે! ઈટાલીના બીજા પ્રદેશમાંના તમારા ભાઇઓએ એક વાકયથી સોગન લીધાછે કે, તેઓ યુદ્ધમાં હોય તો જય મળવે, નહિ તો પ્રાણુ પરિત્યાગ કરે. આવો! તમે પણુ તે સોગનમાં બંધાવો. આપણે દાસત્વ, જુલમ અને અપમાનનો પ્રતિશોધ લઇયે. જાતીય સામ્રાજ્યને વૈદેશિક દાસત્વનો કલંક ધોઇને નિષ્કલંક અને પવિત્ર અવસ્થામાં ભવિષ્ય પુરૂષના હાથમાં સોંપવું પડશે. સમસ્ત ઇટાલીય જાતિએ એક વાકયથી વિકટર ઈમાનુયેલના હાથમાં જાતીય તેતૃત્વ આપ્યું છે, તેણેજ મને તમારી આગળ મોકલ્યો છે. તેની ઈચ્છા છે કે તમે આ જાતીય સ્વાધીનતાની લઢાઇને માટે દળબદ્ધ અને બદ્ધ-પરિકર થાઓ. તે પવિત્ર કામનો ભાર મ્હારા ઉપર સોપ્યો છે, હું કાયામને વાકયથી તેની સિદ્ધિની કામના કરું છું. હું જાતીય સૈનાપત્યમાં વૃત થયો છું તે વાસ્તે હું પોતાને વિશેષ ગૌરવાન્વિત વિચારૂં છું. ભાઇઓ! હવે હથિયાર લો. ઈટાલીનો સ્વાધીનતા-સૂર્ય દાસત્વ મેઘથી આચ્છન્ન છે. તમારા ધારાદાર હથિયારોથી તેને જલદીથી દૂર કરો. જે માણુસ હથિયાર નહિ લે તે માણુસ જાતીય વિશ્વાસહંતા સમજીને દંડિત થશે. જે દિવસે ઈટાલીના વિચ્છિન્ન પુત્ર કન્યાગણુ એકત્ર મળશે, જે દિવસે આધીનતાનું પાછું પૂર્વ ગૌરવમાં પ્રતિષ્ઠાપિત થશે! યુરોપીયન જાતીમાં ઈટાલીએ એક દિવસે ઉત્તમ આસન લીધું હતું, તેવું એક દિવસે પાછું તે ઉચ્ચતમ આસન લેવાનો અધિકાર કરશે.”

આવી રીતના ઉદ્દીપના વાકયથી કોનું હ્રદય અગ્નિમય નહિ થાય? ગ્યારિબલ્ડીના એવા ઉદ્દીપના વાકયથી ઈટાલીના સર્વ પ્રદેશ આષ્ટ્રિયગણુના વિરુદ્ધમાં ઉભા થયા. તેની લાલ કંચુક ચારે બાજુએ વિબંડાગ્નિ સળગી. ટોળે ટોળા ઇટાલીના યુવકસંપ્રદાય ઘરની માયામાં પ્રાણુની આશામાં પાણી મૂકીને તેના અદષ્ટાનુસારી થયા. સમસ્ત ઈટાલી જાણે રણુમાં ઉન્મત થયુ હોયની? ઝુંડની સામે રૂના પ્રમાણે આ પ્રચંડ જાતીય બળની સામે આષ્ટ્રિય સેના ઉડી ગઇ. ઇટાલીના ગગનમાં ઘણુા દિવસ પછી સૌભાગ્યનો સૂર્ય પાછો ઉદિત થયો. ધન્ય ગ્યારિબલ્ડી! ધન્ય તમારી કીર્ત્તિ! તમે સ્વદેશને માટે-સ્વાધીનતાને માટે જે કર્યું છે, તે ઇતિહાસના દરેક પાનામાં જ્વલદક્ષરથી લખ્યું રહેશે. તમોને આદર્શ-પુરુષ

કરવાને માટે વિધાતાએ વિરોચિત શરીર, પ્રશસ્ત કપાલ, પ્રફુલ્લ મુખકાંતિ, સુવર્ણ વર્ણ, લાલ ધસર સુચિક્કર વળેલા કેશો, ઉજ્વલ થોડી-ધૂસર નયનદ્વય, સુપરિષ્ફુટ વીણાવિનિન્દિત મધુર સ્વર, અનિયંત્રિત વિનયનમ્ર થતિ-વગેરે જે સર્વ બહારના સૌન્દર્યમાં તમોને વિભૂષિત કર્યા છે તે સર્વ લયને પ્રાપ્ત થયા; પરંતુ તમારી અક્ષય કીર્ત્તિ અનંતકાળ વિરાજમાન રહેશે.

---

## પ્રેમાવતાર મ્યાટ્સિનિની કબર.

પાઠક! પેલા જે એકાંત પ્રદેશમાં એક સામાન્ય અને મલિન દેવ મંદિર જુઓ છો, એની અંદર ઇટાલીનો મહાપ્રાણ છે. જેના મંત્રબળથી ઇટાલીના શ્મશાન ક્ષેત્રમાં હજારો ગ્યારિબલ્ડી ઉત્પન્ન થયા હતા. જેના સંજીવન ઔષધથી ઇટાલી મરેલું ઉઠયું હતું; જેના ઉદ્દીપનાથી લાખો ઇટાલિયનોના બંધ થયેલા લોહીના સ્રોત તેઓના ફ્રેન્સાના વેગના પ્રમાણે પ્રવાહિત થયા હતા, જેના પ્રકાશવાળા જીવનનું અદ્ભુત આત્મત્યાગના ઉદાહરણથી હજારો ઇટાલીયન યુવકે, જનક જનની, સ્ત્રી પુત્ર પરિત્યાગ કરીને, સંન્યાસાશ્રમ લીધો હતો, જેના મંત્રની મોહિની શક્તિથી વગર શિખેલા તથા અડધા શિખેલા સામાન્ય સિપાઇઓએ પણ સ્વજાતિ પ્રેમમાં આત્મવિસર્જન કરવા શિખ્યા હતા; જેની દીક્ષાથી દીક્ષિત યુવકે વીરના પ્રમાણે ખડા રહીને ગોળીનો વરસાદ ઝીલ્યો હતો, તથાપિ • દીક્ષામંત્ર અને દીક્ષિત ભ્રાતૃગણના નામ પ્રકાશ કર્યા નહોતા; જેના ચરિત્ર ગૌરવથી મુગ્ધ થઇને ઈટાલીયન યુવકગણના ટોળે ટોળા જન્મભૂમિ પરિત્યાગ કરીને તેના માર્સેલિના આશ્રમમાં આવ્યા હતા; કેવળ ઇટાલીના યુવકજ નહોતા, જેના વિશ્વપ્રેમના મંત્રમાં દીક્ષિત થવાને માટે પોલંડીય, રુષીયન, જર્મનીય, સ્વીસ અને ફ્રેન્ચ વૈપલ્પીકો પણ ટોળે ટોળા તેના આશ્રમમાં આવીને તેની આગળથી મંત્ર લીધો હતો; તે જગદ્ગુરૂ ઈટાલી-સજીવક મહાપ્રાણ મ્યાટ્સિનિ આહિંયાં મહાનિદ્રામાં સુતેલો છે.-અકૃતજ્ઞ ઇટાલી એકવાર તેની તરફ જોતું નથી. જે ગ્યારિબલ્ડીનો દીક્ષાગુરૂ હતો, જે ગ્યારિબલ્ડીના સાથીઓનો પણ મંત્રગુરુ હતો; જેણે ઇટાલીના ઉદ્ધારની કામનામાં-આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કર્યું હતું, જેણે ઇટાલીના શો-

કને માટે બાળપણથી કાળો પોષાક પેહેર્યો હતો; જે વિદ્યાલયના બાંક ઉપર બેસીને લમણા ઉપર હાથ રાખીને વિપન્ન મનથી ઇટાલીની વર્ત્તમાન અવસ્થાનો વિચાર કરીને રડ્યો હતો. અને ઈટાલીના ઉદ્ધારની ચિંતા કરી હતી; અને જેણે વકીલની પરીક્ષામાં પસાર થવા છતાં ઈટાલીનો ઉદ્ધાર કામનામાં પોતાની આર્થિક ઉન્નતિની તરફ પણ જોયું નહિ, જેણે પિતાનો અતુલ સંપત્તિનો એક માત્ર ઉત્તરાધિકારી હોવા છતાં ઇટાલીની ઉદ્ધાર કામનામાં દારિદ્રય-વ્રત લીધું હતું; જેણે તે સુમહત વ્રતના ઉદ્યાપનાને માટે કેદખાનાની કંબલના બીછાનાને સુકોમળી પુષ્પનું બીછાનુ અને દેશનીકાલને મુક્તિની અવસ્થા જાણી હતી. જેણે દેશનીકાલની અવસ્થામાં ફ્રેન્ચ ગવર્નમેન્ટના જુલમથી દાહાડે બિલમાં છુપાઇને રાતે ઉઠીને પોતાના મનનો ભાવ લખીને અપૂર્વ ઉદ્દીપના પૂર્ણ નિબંધો "નવ્ય ઇટાલી" નામની પત્રિકામાં પ્રકાશિત કરીને અસંખ્ય શિષ્યવર્ગ દ્વારા બીજે દિવસે સમસ્ત ઇટાલીમાં પ્રચારિત કર્યો. તે પત્રિકા બંધ થાય તેને માટે આષ્ટ્રિય ગવર્નમેન્ટે ઘણી કોશેશ કરી પરંતુ તે બંધ થઈ નહિ. ફ્રાન્સનો જુલમ પણ તેણે નિષ્ફલ કર્યો હતો. જેના પ્રદીપ્ત ઉદ્દીપના પૂર્ણ નિબંધથી ઇટાલીમાં મતવિપ્લવ ન કર્યાથી-ઈટાલીને આગમજથી અગ્નિમય કરી ન રાખ્યાથી-હજારો ગ્યારિબલ્ડીના હથિયારથી પણ ઈટાલીનો ઉદ્ધાર થાત નહિ. જે સુતાં બેસતાં, ખાતાં પીતાં, દેશનીકલમાં, નિર્યાતનમાં ધ્યાનમાં જ્ઞાનમાં ઇટાલી શિવાય જાણતો નહોતો. જે વિશ્વપ્રેમિક અને વિશ્વનાગરિક થઇને પણ વિશ્વજનીન સાધારણ તંત્રનું નેતૃત્વ અને કેન્દ્રત્વમાં ઈટાલીને અભિષિક્ત કરવાનો સંકલ્પ છોડી શક્યો નહિ; ટૂંકામાં જેણે ઈટાલીને માટે પગલે પગલે મૃત્યુને આલિંગન કર્યું હતું-પ્રાણોત્સર્ગનું તે અપૂર્વ દૃષ્ટાંત સ્થળ, ઇટાલીયમય-જીવિત મહાપ્રાણ મ્યાટ્સિનિ અહિં અનંત નિદ્રામાં સુતો છે, આંધલી ઈટાલી તે જોતી નથી. રાજતાંત્રિક ઇટાલી-તે પૂર્ણ લોકતાંત્રિક મ્યાટ્સિનિનું મહાત્મ્ય આજ પણ સમજી શક્તી નથી.-તેથીજ તે વિશ્વ પ્રાણ મહાપુરુષની પૂજા થતી નથી. મૂર્ખ ઈટાલિ! એક દિવસે તમોને એને માટે ગુરુતર અનુશોચના કરવી પડશે, એક દિવસે તમોને આ ઘોરતર પાપનું ઘોરતર પ્રાયશ્ચિત્ત કરવું પડશે. મ્યાટ્સિનિ તમોને જે ઉચ્ચ-આદર્શમાં લઈ જવા માગતો હતો, તમે આજ ત્યાં જવા માગતા

નથી; પરંતુ કાલે હોય, પરમદહાડે હોય એક દિવસે તમોને તે સ્થાનના અભિલાષી થવું પડશે, ત્યારે તમારૂં બક્ષ પાછું લોહીથી ખરડાયેલું થશે. પાછું પ્રધાનતઃ વૈદેશિકાના લોહીથી તમારું બક્ષ ખરાબ થયું હતું, સુતરાં તેનાથી તેટલી મનોવેદના મળી નહોતી. પરંતુ આવતા વખતમાં રાજતંત્ર અને સાધારણતંત્રના વિવાદમાં તમારૂં બક્ષ જખમી થશે. જો સાધારણતંત્રનો જય થાય ત્યારે તમે મ્યાટ્સિનિની પૂજાનો આરંભ કરશો. ગ્યારિબલ્ડી પણ પેહેલો સાધારણતંત્રવાદી હતો, પરંતુ વિકટર ઈમાનુયલના ગુણથી મુગ્ધ થઇને તથા બીજો ઉપાય નહિ જોતા રાજતાંત્રિક થયો હતો. પરંતુ મ્યાટ્સિનિનો ચિત્તનો કાંટો હોકાયંત્રના કાંટાના પ્રમાણે સર્વ અવસ્થામાં તે તરફ હતો. એ દિકદર્શનનો ઉપકાર ઉલ્લંઘન કરીને વિપક્ષગામી થવાનું ફલ ઈટાલીને ભોગવવું પડશે.

ભગવાન! અકૃતજ્ઞ ઈટાલી તમારી પૂજા ન કરે પરંતુ પવિત્ર જાહનવી-સલિલ-વિધૌત ભારતમાં તમારી પૂજા આરદ્ધ થઈ છે. તમે જે સ્વજાતિપ્રેમના મંત્રમાં ઇટાલીય યુવકગણને દીક્ષિત કર્યા હતા, આજ તે મંત્રથી ભારત-યુવક અનુપ્રાણિત થયા છે. તમારા સંજીવનૌષધમાં ભારતની નસોમાં જીવન સંચાર થવાનો આરદ્ધ થયો છે. મૃતોત્થિત ઇટાલીના પ્રમાણે સંજીવિત ભારતમાં પણ ક્રમે ક્રમે એક બે જીવન લક્ષણ સ્પષ્ટ પરિત્યક્ત થાયછે, જે શાક્યસિંહનો મહિમા ભારત સમજી શકયો નથી તેથી તેનો અનાદર કર્યો હતો, તે શાક્યસિંહ આજ જગતના એક તૃતીયાંશનો ઈશ્વર છે. તે પ્રમાણે તમે ઈટાલીથી અનાદ્દત થઇને પણ ભારતમાં પૂજિત છો. દેવ! તેથીજ આજ ભારત યુવક તમારા સમાધિ મંદિરના દરવાજે આવ્યા છે. ચીન પરિવ્રાજક જેવી રીતે બુદ્ધ ગયામાં આવીને તીર્થ પર્યટનનું ચરમ ફલ લાભ કરેછે, આજ ભારત યુવક તમારી સમાધિ જોઇને તે ફલ મેળવ્યું. દેવ! એકવાર ઉઠીને ચરણ સ્પર્શ કરવા આપો. એકવાર દર્શન આપીને આશીર્વાદ કરો—"ભક્તની મનોવાંછા પૂર્ણ થાઓ."

---